# પરાજય

•

ધૂમકેતુ

ગૂર્જર • ગ્રંથરત્ન • કાર્યાલય: અમદાવાદ.

# પરાજય

[ નવલકથા ]

## ધૂમકેતુ

અઢી રૂપિયા

ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો
અમદાવાદ

પ્રકાશક:
શંભુલાલ જગશી શાહ,
ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય;
ગાંધી રસ્તો : અમદાવાદ.

મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ,
શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ;
પાનકોર નાકા : અમદાવાદ.



જૂન, ૧૯૩૯

આવૃત્તિ પહેલી

# પ્રસ્તાવના

નવલકથાઓને પ્રસ્તાવનાની જરૂર હોતી નથી અને છતાં પ્રસ્તાવના વિનાની કોઈ ગુજરાતી નવલકથા પ્રગટ થતી નથી, એટલે આ નાની પ્રસ્તાવના દ્વારા એક વસ્તુ કહેવાનો લોભ જતો કરી શકાતો નથી.

મનોરંજન કરનારી વસ્તુઓમાં નવલકથાની ગણત્રી થાય છે, પણ મનોરંજન કરનારાં રમકડાં માત્ર રમકડાંરૂપે પણ રહી શકે છે—કે જેમને સૌ સંઘરે, રાખે, રમે ને છેવટે કંટાળે ત્યારે ફેંકી દે—ને એ જ રમકડાં દ્વારા કોઈ સમર્થ વ્યક્તિ પણ સંસારભૂમિ ઉપર આવે છે. સાહિત્ય, રસ અને આનંદ માટે છે એ પ્રસિદ્ધ સૂત્રનો અર્થ 'આનંદ'નું રહસ્ય ન સમજવાથી ઘણી વખત અનર્થ જેવો થયો છે. આનંદ—સાહિત્યનો આનંદ—એવો હોવો જોઈએ કે જેની પાસે બીજા સઘળા આનંદ ક્ષુલ્લક લાગે, પણ એ આનંદ સમર્થનો—શક્તિશાળીનો—આનંદ છે. એ આનંદ 'લીલા માત્રથી' મહિષાસુરને હણનારી દુર્ગાની પ્રતિમાનું સ્મરણ કરાવે. યુદ્ધ વખતે પણ પોતાનો મનોહર અભિનય ન છોડે—એ સમર્થનો—શક્તિશાળીનો—આનંદ છે. શિવાજી મહારાજે યુદ્ધના સમયમાં પણ એ સમર્થના આનંદ—'મારી મા એવી હોત તો' એમ કહીને દર્શાવ્યો હતો.

પ્રજાજીવનના પતનની આ કરુણતાની તોલે કોઈ કરુણતા આવી શકતી નથી કે જ્યારે, એનો મનોરંજક કાર્યક્રમ પણ ક્ષુલ્લક બની જાય. જ્યારે એને સારા નરસાના ભેદની ખબર જ ન રહે, જ્યારે એ સહસ્રલિંગની મનોહર પ્રતિમાઓને—ને દર્પણકન્યાઓને—પોતાને આંગણેથી જગ્યા સાફ કરવા માટે ફેંકી દે. પ્રજાજીવનમાં જ્યારે આવી ભયંકર શૂન્યતા આવે ત્યારે મનોરંજન દ્વારા—આનંદજનક સાધનો દ્વારા—દર્દીને જેમ ધીમે ધીમે એના સ્વત્વમા રહેલ સામર્થ્યનું ભાન કરાવવામાં આવે છે—તેમ લલિતવાઙ્મય દ્વારા પણ, જીવનમાં એ ભાન જાગ્રત કરવામાં આવે છે. નવલકથા એટલા માટે આનંદ આપે છે ને આનંદ દ્વારા વ્યક્તિને સમર્થ બનાવે છે. આજે ગુજરાતી સાહિત્યમાં તો વાંચનારાઓ ને પ્રકાશકો સિવાય—વિવેચકો ને વિદ્વાનો તો

નવલિકા લેખકોને ને નવલકથા લેખકોને બડા સાહિત્યકારોની તુલનામાં છેલ્લી પંક્તિમાં ક્યારેક ડરતા ડરતા જગ્યા આપે છે ખરા, પણ વાઙ્મયમાં લલિતકૃતિઓને પણ પ્રતિષ્ઠા ભરેલું સ્થાન હોઈ શકે એ હજી પૂરેપૂરું સમજમાં આવ્યું લાગતું નથી. અને એનું એક કારણ એ હોઈ શકે કે 'ઝડપથી વાંચી જવાય છે' એ અતિ સામાન્ય થઈ પડેલા સૂત્ર દ્વારા વિવેચકોએ લલિત-વાઙ્મયના અંગોને પ્રજા જીવનનાં વ્યસન જેવાં લેખી લીધાં છે. હવે જરૂરી છે કે કોઈ નવલકથાઓ નવી રીતે લખે ને એની વિવેચના પણ નવી રીતે કરે. નવલકથાનું મૂલ્યાંકન એ રીતે મૂકવામાં આવે તો એ પોતાનામાં રહેલી આનંદજનક શક્તિ દ્વારા જનતાને સમર્થ બનાવવામાં પોતાનો ફાળો આપે. સાહિત્ય કૃતિ દ્વારા લેખક હમેશાં જનતા પાસે પોતાને અપનાવી લેવા માટે યાચકની જેમ ઊભો હોય એ વસ્તુ પણ બરાબર નથી; ક્યારેક એની કૃતિ એ જનતાની શક્તિનું માપ કાઢનારી પારાણી પણ હોઈ શકે. એક જણે કહેલું કે, તમે સ્ત્રીઓને આવાં ચીતરો ને આમ ચીતરો ને આમ લખો ને તેમ લખો ત્યારે. એને આપેલો ઉત્તર આપીને જ, સાહિત્યની સ્વતંત્રતા ઉપર કાંઈક ભાર મૂકી શકાય. 'કેમ લખવું એ તમે લેખકને શિખવાડો એના કરતાં કેમ વાંચવું ને કેમ વિચારવું એ તમે પોતે શીખો.'

**ધૂમકેતુ**

ખાનપુર, અમદાવાદ

બેશક તેરે બડેપનમેં કોઈ શક નહિ.
મગર યે નાચીજ઼ તો કોઈ ચીજ઼ હય.

*

બેશક તેરા હુસ્ન હય બેમિસાલ,
મગર મેરા ઈશ્ક તો કોઈ ચીજ઼ હય.

'The atomic, organic and sensuous' in man becomes truly human by being informed by man's spirit; hence literature must consist of matter and spirit like its producer, and its matter can no more, without violence, be separated from its spirit, than man's soul from his body.

*

If you only have enough love, if you only have enough sympathy, out of pain and distress and unkindness, out of all the evil of the world, you can create beauty.

[ ૧ ]

**જ્યારે** અભયની માએ તેને કહ્યું, કે 'ચાલ તારે આવવું હોય તો—હું ડોક્ટરસાહેબને ત્યાં જઉં છું.' ત્યારે જાણે કોઈ મહોત્સવના શિખર ઉપર પોતે ઊભો હોય એટલું એનું મન કૂદી રહ્યું: પણ કુદરતી રીતે એ છોકરામાં પોતાનું મન વારવાની ટેવ હતી. એ કિશોરઅવસ્થામાં હતો કે જે વખતે દુનિયા સ્વપ્નથી ભરેલી ને સુંદરસુંદર લાગે: એ અવસ્થામાં દુનિયાની કોઈ પણ વસ્તુ, કે વ્યક્તિ, કે વિચાર અસંગત જણાતાં નથી: સઘળું જલપ્રવાહની પેઠે કોઈ પણ જાતના ઘર્ષણ વિના વહ્યે જાય છે. એ અવસ્થા મનોરમ સ્વપ્નાથી ભરેલી હોય છે. તે વખતે સુખ અને ભવિષ્યની શક્યતાઓ બહુ પાસેપાસે જણાય છે; તે વખતે તરુણની રુંવાટી વીજળીથી ભરેલી હોય છે; તે વખતે ઊછરતી વયની જુવાન કુમારિકા મોંને અકારણ હાસ્યથી ભાગ્યે જ બંધ રાખી શકે છે: તે વખતે તોફાનમાં તેજછાયાની મનોરમ ગૂંથણી હોય છે.

અભય પણ આ સઘળી મનોદશાનો વારસ હતો. તે

સ્વપ્નશિલ્પી, થોડો તરંગી, કાંઈક એકાંતપ્રિય, અને જરા શરમાળ હતો. એટલે એણે માને કહ્યું: 'ના, મા! હું ત્યાં નહિ આવું. ત્યાં પેલી માલિની મને હેરાનહેરાન કરી મૂકે છે!'

'અરે જા રે, છોકરી!' માએ કહ્યું: 'એ બિચારી તને હેરાન કરે છે? એ તો ડાહીડમરી થઈને બેસી રહે છે. તું જ તે દિવસે એને હેરાન કરી રહ્યો હતો!'

'હું શું કરું? એણે મને કહ્યું કે તું મને મોટેથી ફંગોળે તોપણ મને ફેર ચડતા નથી. અને પછી જ્યારે મેં મોટેથી ફંગોળી ત્યારે બૂમાબૂમ કરવા માંડી—એમાં મારો વાંક? હું તો કાંઈ ત્યાં આવતો નથી.'

'ત્યારે આંહી એકલો શું કરીશ?'

'વાંચીશ, લખીશ. અમારા દાખલા કરવાના છે તે કરીશ—'

'તો પછી પાંચ વાગે ગાય આવે તેને ખીલે બાંધીશ?'

'હા, મા. પણ મને બાંધવા નહિ દીએ તો?'

'અરે જા રે, તું તો છોકરી થઈ હોત—'

અભયના મનમાં એક વિચાર આવી રહ્યો: પોતે છોકરી થાત તો માલિની એને કાનમાં કેટલી સરસ વાત કહ્યા કરત! વળી બીજો વિચાર પણ આવ્યો: પોતે છોકરી થાત તો માલિની શું થાત — છોકરો?

મા તો એટલું કહીને ચાલતાં થયાં. આ છોકરી—માલિની—હમણાં જ શહેરમાંથી પાડોશમાં એના એક દૂરના સગાને ત્યાં આવી હતી. પણ તે એટલી હસમુખી, મળતાવડી, રમતિયાળ, ને અનેક આકર્ષણોથી ભરેલી હતી કે અભય એની સાથે રમવામાં દિવસ ક્યાં જાય છે તે જાણી શકતો

નહિ. આજે પણ માલિની હમણાં આવવી જોઈએ એમ ધારીને તે માની સાથે ગયો ન હતો: પણ ત્યાં તો કોઈ આવ્યું નહિ. છેવટે થાકીને, ખડકી ઠસાવી, તે ખાટલા પર બેઠો. સ્વભાવથી જ તે કોઈ પણ પળને, કોઈ પણ વસ્તુને અર્થહીન જોઈ શકે તેવો ન હતો. એક ચિત્રકાર વિષે કહેવાય છે કે તેનાથી કોઈ પણ જગ્યા કેવળ શૂન્ય જગ્યા હોય તેમ—જોવાતી જ નહિ. અભય વિષે પણ કહી શકાય કે તેનાથી પણ કોઈ પળ નિરર્થક જોઈ શકાતી નહિ. એટલે પેલો ચિત્રકાર—મહાન અકબરના જમાનાનો દસવંત—જેમ હરકોઈ જગ્યાને એકાદ ફૂલ, કે કોઈ નાજુક ફૂલસરા જેવું પંખી, કે કોઈ સૂચિત આકૃતિ, કે કોઈ ધ્વન્યાત્મક પ્રતીકથી અર્થભરિત કરી દેતો ત્યારે જ જંપતો, તેમ અભય પણ કાંઈક અંશે એ માર્ગનો અનુયાયી હતો. એટલે ખડકી ઠસાવી, ફળીમાં કરાના પડછાયે ખાટલો ઢાળી, લાલ ગલના ફૂલછોડ પાસે બેસી તે નાની સરખી કવિતા લખવા મંડ્યો.

અમે કહી શકીએ એમ નથી કે એ કવિતામાં, અભયે સાકીને, પોતાનો જામ છલોછલ ભરી દેવા માટે ને માશૂકને નશા વનાની રાખવા માટે કાંઈ ઠપકો આપ્યો કે નહિ: વળી એ કવિતામાં અભયે શું લખ્યું તે પણ અમારી જાણબહાર છે. પણ હજી તો તે પૂરી ચાર લીટી લખી અંજનીગીતની ઢબે એને ગાવાની તૈયારી કરતો હતો, ત્યાં ખડકીની તડમાંથી બે મહામસ્તીખોર આંખો દેખાણી. અને એટલું પૂરું ન હોય તેમ તોફાની, મજાકભર્યો અવાજ આવ્યો: 'કવિરાજ! જરા ઉઘાડજો!'

અભયે તરત કાગળને તો ખાટલા નીચે રાખનો ઢગલો પડ્યો હતો તેમાં ખોસી દીધો. પણ એની એ ક્રિયા પૂરી થઈ ન થઈ, ત્યાં ખડકીની તડમાંથી સાંઠીકડું ભરાવી, અંદરની સાંકળ ઉઘાડી નાખી, કૂદતી કૂદતી ને મશ્કરી કરતી માલિની આવી ચડીઃ મજાકથી બોલીઃ

'કેમ કવિરાજ! શાનું કાવ્ય કરો છો? કાંઈ લાંબું કાવ્ય લાગે છે.' પછી વળી ગંભીર બનીને બોલીઃ 'કોના વિષે કાવ્ય છે, અભય?'

કાવ્યમાં વિક્ષેપ પડવાથી ગુસ્સે થયેલા કવિરાજે કાંઈ જવાબ ન વાળ્યો.

કવિરાજનો આ ગુસ્સો નિહાળવા માટે હોય તેમ, ખડકી ઊઘડવાથી, એકબે બહારનાં કૂતરાં પણ અંદર આવી ચડ્યાં હતાં.

'જો આ તારાં—' એમ કહીને અભય કૂતરાંને મારવા માટે ખાટલા નીચે ઊતર્યો. પણ 'રહેવા દેજે—રહેવા દેજે—એ તો તમારા કાવ્યની કીર્તિગાથા ગાવા આવ્યાં છે,' એમ કહીને, અભય કૂતરાં તરફ ફર્યો કે તરત જ માલિનીએ પેલા રાખના ઢગલામાંથી પેલો કાગળનો કકડો ખેંચી કાઢ્યો.

'ઓ કવિરાજ! તમે તો તમે જ છો. તમારી કવિતા પણ બિચારી ભસ્મસ્નાન કરે છે!' અને તે મોટેથી કવિતા ગાવા માંડી.

એની આવી રીતભાતથી જ્યારે જ્યારે અભય કંટાળતો ત્યારે ત્યારે તે દોડીને તેનો હાથ મરડતો, ને કાં તેને પરાણે નિસરણી પર ચડાવી, ત્યાંથી ઓરડા પર ચડાવી, પછી

નિસરણી લઈ લેતો. આજે પણ એણે એ જ પરાક્રમ કર્યું હોત, પણ કમબખ્ત ગોવાળિયાની ભૂલથી, કે પછી જંગલી ગાય, કેટલાક ઠોઠ નિશાળિયાની પેઠે, રફૂચક થવામાં પાવરધી હોવાથી—કે ગમે તેમ, પણ હજી ચાર તો થયા ન હતા ત્યાં, પોતે જ ખડકીને માથું મારી અંદર આવીને ફળીમાં ઊભી રહી.

એ ફળીમાં આવીને ઊભી રહી એનો તો અભયને વાંધો ન હતો. પણ જંગલીને જોતાં જ એનો વાછડો ઉતાવળો થયો, તેણે ડોકમાંથી ગાળિયો જ કાઢી નાખ્યો, ને પરબારો માને ભેટવા, ને બને તેટલું વધારે દૂધ લઈ લેવા દોડ્યો: ખાટલા ઉપર પગ મૂકી, કૂદીને અભય એને પકડે તે પહેલાં તો એણે ધાવવાનું શરૂ કરી દીધું. માલિની બોલી: 'લાવો, પેલી લાકડી લાવો, ગાયને ખીલે લઈ એ.' લાકડી લઈને અભય આવે તે પહેલાં, વાછરડાને ધાવતો જોઈ, ને ગાયે પ્રાહો મૂક્યો છે એ જોઈ, માલિનીએ દોડીને ઓશરીમાંથી બોઘરણું લઈ લીધું ને તે દોહવા બેસી ગઈ.

'આ તું શું કરે છે?' અભય લાકડી ખાળી લાવીને બોલ્યો.

'હવે દોહી જ લેવા દે. તારી ગાય સારી છે. શેલા વિના પણ દોહવા દે છે. ખીલે લેવા જાત ત્યાં તો વાછડો પૂરું કરી જાત.'

માલિની ગાય દોહતી હતી, અભય લાકડી લઈને ત્યાં ઊભો હતો, એટલામાં તો અભયનાં મા પણ બહારથી આવી પહોંચ્યાં.

'લે, જોયું, મેં કીધું, ધણ વહેલું આવ્યું લાગે છે

એટલે ગાય આવી હશે માટે જાઉં, ત્યાં તો મારી દીકરી આંહી દોહી રહી છે! આ જોયું તેં?' તેણે અભયને કહ્યું: 'ઢોર જેવો નહિ તો! માલિની ન હોત તો? વાછડાને ધવરાવી દેત નાં?'

માલિની હસી પડી: 'અરે! એવું બોલતાં નહિ, માજી! અભયને ખોટું લાગશે તો એકાદ કાવ્ય લખી નાખશે. તમને ખબર નથી નાં એ તો કવિ પણ છે!'

'કવિ?'

'લ્યારે, તમને ખબર નથી? તમારો દીકરો છે ને તમને એટલી ખબર પણ નથી? એ તો મહાકવિ થવાનો છે.. કેમ?' માલિની મીઠું હસી રહી.

માલિનીનું હાસ્ય એટલું મીઠું હતું કે તેથી મશ્કરી મશ્કરી ન રહેતાં વિનોદરૂપ બની જતી. ખુલ્લી તલવાર મ્યાન કરાવે એવાં જે કેટલાંક હાસ્ય કહેવાય છે એવું હાસ્ય એની પાસે હતું.

અભયની મા માલિની સામે જોઈ રહી હતી. માલિની-એ દૂધ દોહીને પૂરું કર્યું, એટલે તેણે કહ્યું: 'લે હવે તું બેસ. તેં મને દૂધ આપ્યું. હું તને ચા આપીશ.'

'ના, મા, હું ચા પીતી નથી.'

'પણ અમે ક્યાં કોઈ પીએ છીએ? આ તો અત્યારે દૂધ ટાણાસર છે તે બે ઘડી બેશ, હું બનાવી દઉં!'

ચા બનાવતાં બનાવતાં પણ તેણે એકબે વખત માલિની સામે જોયું. અભય ચાના પ્યાલા લાવી રહ્યો હતો. માએ એક વખત તેના સામે પણ જોયું. પછી કાંઈક ઉમળકાથી તેણે કહ્યું: 'માલિની! આજ તેં રંગ રાખ્યો

હો. એવો ને એવો સાથ અભયને આપજે હો!'

માલિની હસીને બોલી: 'અભય તો મને કહેતો હતો કે તે બહુ—બહુ—જ ભણવાનો છે.'

'એમાં કાંઈ ચાલે?'

'પછી તો એ ઘણો મોટો માણસ થઈ જાશે!' સૌ હસી પડ્યા.

થોડા દિવસ પોતાના મામાને ત્યાં મહેમાન રહી માલિની પોતાને ઘેર ચાલી ગઈ. એના ગયા પછી અભયને લાગ્યું કે ગામને હવે પોતાનું કાંઈ સૌન્દર્ય રહ્યું નથી. માલિની જતાંની સાથે ગામ પાછું જેવું કંગાલ હતું તેવું કંગાલ બની ગયું. અભયની માની ઇચ્છા હતી કે અભય એના પિતાનો વારસો બરાબર જાળવી રાખે. એના પિતા વિદ્વાન ને પાંચ પ્રતિષ્ઠિત સજ્જનમાં ગણાય તેવા હતા. તેના મરણ પછી આજે તો હવે એનું ઘર રાંક હતું, ને પાસે કાંઈ મૂડીમાયા ન હતી. પણ મહાન બનાવવાની માતાપિતાની ઇચ્છાએ અભયમાં મહત્ત્વાકાંક્ષા જન્માવી હતી: તેથી જ્યારે માલિની ચાલી ગઈ, ત્યારે થોડા દિવસ એનું અંતઃકરણ પણ પરીક્ષા, કામ અને કલ્પના વચ્ચે યુદ્ધમાં પડ્યું હતું. થોડા દિવસ તો એને કાંઈ કામ પણ સૂઝે નહિ. માલિનીનો સુંદર ચહેરો નજર સમક્ષ રમ્યાં કરે. એને લાગે કે જાણે માલિની હમણાં હસતી હસતી આવીને આખા ફળીને હસાવી મૂકશે.

જીવનમાં ઘણી વખત એવું બને છે કે જે મજા સહવાસમાં નથી હોતી, તેના કરતાં હજારગણી મજા સંસ્મરણમાં હોય છે. એટલે માલિની તો એક મનોરમ સ્વપ્નની પેઠે આવી ને ચાલી ગઈ: પછી કોઈ દિવસ મળી નહિ, દેખાઈ નહિ; કાગળ

નહિ, કાંઈ પત્તો નહિ, કોઈ જાતનો સહવાસ નહિ, એવી અની ગઈ; પણ તેથી તો એણે અભયના દિલમાં નિત્યનું સ્થાન લઈ લીધું. અભયની કલ્પનાએ ઘડેલો એનો ચહેરો મધુરતમ બનીને એના અંતરમાં વસી રહ્યો, અને એ એના જીવનની રાણી બની રહી. એટલે કે, સઘળું સુંદર ને પવિત્ર એના નામસ્મરણ સાથે પ્રગટ થતું. દૂરદૂરના કોઈ એકાદ મનોરમ પ્રદેશનું સોનેરી સ્વપ્ન હોય, તેમ અભયના જીવનમાં એ સ્વપ્નની પેઠે વસી રહી.

અને આટલી પ્રેમાળ, પવિત્ર, તેજસ્વી, મધુર, નિર્દોષ હાસ્યથી ભરેલી છોકરી ક્યાં ગઈ, એ જો અભયે જાણ્યું હોત! અથવા એ ન જાણવાથી જ એ સુખી હતો.

આ વાતને વર્ષો વીતી ગયાં. અભયની મા મરણ પામ્યા પછી, સાધનને અભાવે, અભય તો ભણીને—બહુબહુ ભણીને—એક ગામડામાં શિક્ષક થયો, ને પોતાની એકની એક વૃદ્ધ કાકી સાથે રહેવા લાગ્યો. પણ એના જીવનમાં હજી પેલી મહત્ત્વાકાંક્ષા જાગ્રત હતી, અને તક મળ્યે એ પાછો જીવન નવેસરથી ઘડવાનો વિચાર કરી રહ્યો હતો.

માત્ર કોઈક વખત એ સઘળાં સ્વપ્નને પણ હાસ્યથી ભરી દેતી માલિની ક્યારેક સંસ્મરણમાં નજરે પડતી.

**મા**ણસ પાસે કેટલું ધન હોવું જોઈએ એની સામાન્ય મર્યાદા બાંધવી ઘણી મુશ્કેલ છે, પણ જોઈએ એના કરતાં વધુ હોય ત્યારે એ સમૃદ્ધિ એના ઉપર જે ભાર મૂકે છે તે અસહ્ય હોય છે. નૃસિંહપ્રસાદ મજુમદારની સમૃદ્ધિ વડીલોપાર્જિત હતી, અને પોતે વિવેકથી જાળવીને એને વધારી હતી. એમની સમૃદ્ધિ કેટલી હતી એ કહેવું મુશ્કેલ હતું, પણ કોઈ દિવસ એમને કોઈ વાતની ખામી ન પડતી. સાધુચરિત ન હોય તો માણસને સમૃદ્ધિ ભયંકર બનાવે છે. કારણ કે એ પણ એક જાતનું હિંસાત્મક શસ્ત્ર છે, અને શસ્ત્રને વાપરનારમાં જ્યારે સંયમ નથી હોતો ત્યારે એ ઘણું ભયંકર પરિણામ લાવે છે. પરંતુ જૂના વખતના કોઈ કોઈ પુણ્યાત્માઓ વિષે સંભળાય છે એ જાતનું નૃસિંહપ્રસાદનું માનસ હતું. પણ એનો પુત્ર રતિકાન્ત ઘણો વિચિત્ર હતો. તેના વિષે કહી શકાય કે એને સારાનરસા કોઈ પણ વિષયમાં રસ ન હતો. અને જેટલો રસ એને વખત કાઢવામાં પડતો તેટલો રસ બીજા કશામાં ન પડતો. આવા પુત્રને પરણાવવો

એ નૃસિંહપ્રસાદને પાપ લાગતું, અને છતાં એને ન પરણાવવો એ અયોગ્ય લાગતું.

માતાપિતાનું મરણ થવાથી માલિની એના મામા મનમોહનને આશ્રયે રહેતી હતી. મામાને એકનો એક પુત્ર હતો. મનમોહનની ઇચ્છા આ પુત્રને ઊંચામાં ઊંચી સરકારી નોકરી કરાવવાની હતી. મનમોહને પોતાની યુવાવસ્થામાં અનેક આઈ. સી. એસ.ને જોયા હતા. એને લાગ્યું હતું કે કાશ્મીર વિષે જે કહેવાય છે કે સ્વર્ગ આંહી છે, સ્વર્ગ આંહી છે, સ્વર્ગ આંહી છે, એ કહેવત સાચી હો, કે ન હો; પણ પૃથ્વીના આ દેવ છે, પૃથ્વીના આ દેવ છે, પૃથ્વીના આ દેવ છે, એ આઈ. સી. એસ. વિષેની લોકમાન્યતા તો સોએ સો ટકા સાચી હતી. જે માણસ આઈ. સી. એસ. થઈ ન શકે, તે મનમોહનને મન જીવતે મૂવા જેવો હતો. ઘણા બિચારા એ થઈ શકે તેમ હતું જ નહિ—એટલે મનમોહનને મન જેટલા મરેલા હતા, તે કરતાં જીવતા ઓછા હતા. પણ એ કૃતનિશ્ચય હતો કે એના પુત્ર ચંદ્રકાન્તે એ પરીક્ષા પસાર કરી, એ દિવ્ય વર્ગમાં દાખલ થવાની ટીકટ મેળવવી જ જોઈએ. એટલા માટે એ શહેરમાં રહેવા આવ્યો હતો. એટલા માટે એ પોતે ઘરમાં અંગ્રેજીમાં જ બોલતો. ચંદ્રકાન્ત એક પણ અક્ષર ગુજરાતીમાં બોલે તો તેને તેના પ્રાયશ્ચિત્તરૂપે 'કાઉપર'ની કવિતાઓ ગોખવી પડતી.

મનમોહન બે વૈરી પરણ્યો હતો. એકને સંતાન ન થયું એટલે બીજી પરણ્યો હતો. અને પછી બન્ને વૈરીની વચ્ચે બેસીને તેણે ફોટો પડાવ્યો હતો. આ ફોટાઓની જુદીજુદી સ્થિતિમાં લેવાયેલી કોપીઓથી એણે આખા

ઘરને શણગાર્યું હતું. કોઈ આવે તો આ ફોટાઓની ચર્ચા કરવાનું એ ભૂલતો નહિ. એની માન્યતા હતી કે યાદશી ભાવના યસ્ય—એટલા માટે જ્યારે ચંદ્રકાન્તનો હજી જન્મ થયો ન હતો, ત્યારથી, એ હરતાંફરતાં, રમતાંજમતાં, પોતાનાં બૈરાંઓને આઈ. સી. એસ.ના ફાયદા વર્ણવ્યા કરતો. આવા સાતઆઠ આઈ. સી. એસ.ના ફોટાઓ પણ પોતાના શયનગૃહમાં લટકાવી રાખ્યા હતા. તેમનાં કપડાંની નકલ, બોલવાની નકલ, ચાલવાની નકલ, અને રહેવાની નકલ—પોતે પોતાની ગુંજાશ પ્રમાણે કરી રહ્યો હતો. એટલે ચંદ્રકાન્ત ઉમ્મરમાં આવતાં જ પોતે અમુક કાર્ય માટે જન્મેલો છે એમ માનવા લાગ્યો. તે પણ પિતાની પેઠે દરેક કામમાં, આ વર્ગમાં જવા માટે જરૂરી એટલું સઘળું કરવા લાગ્યો.

ચંદ્રકાન્તની બન્ને માતાઓ મરણ પામી હતી, એટલે ઘરનો ઘણોખરો કારભાર માલિની ચલાવી રહી હતી. એક દિવસ માલિની પિતાપુત્ર વચ્ચેની વાત સાંભળી થંભી ગઈ. ચંદ્રકાન્ત સ્વાર્થી હતો, કોઈ પણ રીતે આગળ વધવા માગતો હતો, એ એને ખબર હતી. મનમોહન પોતાની કાર્યસિદ્ધિને આડે આવતી હરકોઈ વસ્તુને હતી ન હતી કરવાની ટેવવાળો હતો, એ પણ એને ખબર હતી: પણ બન્ને મળીને, આટલી નિષ્ઠુરતાથી એને બનાવશે એ એને ખબર ન હતી.

‘એટલે છોકરો વિચિત્ર છે—પણ ગરીબી જેટલી વિચિત્ર છે, એટલો તો એ નથી નાં ?’

ચંદ્રકાન્ત હસી પડ્યો: ‘ના, એટલો તો નહિ. ને ડોસો—’

'એનું નામ જ જવા દે ને—જુનવાણી મતનો, ભજન-મંડળીનો એ માણસ. મને તો એ દીઠો ગમતો નથી. આપણે કામ છે એટલે ઠીક છે. બાકી, એ મૂર્તિને બોલાવે જ કોણ ?'

'હું ગયો ત્યારે ડોસો ભસ્મનું ત્રિપુંડ્ર કરતા હતા !' ચંદ્રકાન્ત હસ્યો: 'મેં કહ્યું: રતિકાન્તભાઈ છે, તો કહે: ખબર કાઢો વખતે કોઈ ચાની હોટલમાં બેઠા હશે !'

માલિની અસંત વેદનાથી આંખો મીંચી ગઈ. પોતે ભવિષ્યમાં જ્યાં ગૃહરાણી થઈને જવાની હતી તે ઘરની વાતચીત થઈ રહી હતી. ચંદ્રકાન્ત અને મનમોહન બન્નેએ ભેગા થઈને નૃસિંહપ્રસાદ મજમુદારને ત્યાં તેના પુત્ર રતિકાન્ત સાથે માલિનીનો વિવાહ ગોઠવ્યો હતો. તે વખતે તેમણે કહ્યું હતું કે આટલું સુખી ઘર, આવો શાંત વર માત્ર ભાગ્યવાનને જ મળે. આજે એ જ ઘર ને એ જ વર—બન્નેની પિતાપુત્ર મશ્કરી કરી રહ્યા હતા.

'આપણે બીજું કામ પણ છે ! મજમુદાર શ્રીમંત માણસ છે, પૈસાની મદદ કરવા વચન આપ્યું છે. વળી લાગવગવાળા છે—તું સોંસરવો નીકળે એટલે પત્યું !'

'પણ ડોસો હજી ડગુમગુ છે. કહે છે, મને આ ઠીક નથી લાગતું !' ચંદ્રકાન્ત બોલ્યો.

'એ . . ત . . તારીની—આ નવી નવાઈની વાત —'

મનમોહનના શબ્દો અધૂરા રહ્યા. સામેથી નોકર આવી રહ્યો હતો.

'કેમ ?' બન્નેએ સાથે પૂછ્યું.

'નૃસિંહપ્રસાદ મજમુદાર આવ્યા છે. દીવાનખંડમાં

બેસાર્યાં છે.'

બન્ને પિતાપુત્ર બેઠા થયા.

નોકરે જે કહ્યું તે માલિનીએ સાંભળ્યું હતું. તેણે બન્ને પિતાપુત્રને જતાં જોયાં. બન્નેના જવાથી એક રીતે એનું મન કાંઈક શાંત થયું. એટલામાં એને સાંભર્યું કે નૃસિંહપ્રસાદની સજ્જનતા તો ખૂબ પ્રસિદ્ધ છે. તે શા માટે આવ્યા હશે એ જાણવાનું એને મન થયું. તે ધીમે પગલે જઈ દીવાનખંડ પાસેના ઓરડામાં બેઠી. તે અંદરનો વ્યવહાર જોઈ શકે ને સાંભળી શકે એટલી નિકટ હતી, છતાં એને કોઈ જોઈ શકે તેમ ન હતું.

દીવાનખંડમાં એક આધેડ ઉપરાંતની વયનો, પણ વૃદ્ધ જેવો જણાતો, એકદમ ભલો—અને ભલા કરતાં પણ વધુ સાધુ જેવો જણાતો—માણસ બેઠો હતો. તેનો વેષ એની સમૃદ્ધિના હિસાબે ગરીબ જેવો હતો. એક સાદો ધોળો કોટ, સાદો ધોળો ફટકો, ને રેશમી પીળી કોરનું ધોતિયું: કપાળમાં ચંદન, ડોકમાં ઝીણા પારાની સોને મઢેલી રુદ્રાક્ષની માળા, હાથમાં રૂપેરી હાથાવાળી લાકડી, ને પગમાં દક્ષિણી જોડા.

એટલામાં મનમોહન ને ચંદ્રકાન્ત પણ આવી પહોંચ્યા. નૃસિંહપ્રસાદે ઊભા થઈને તેમને નમસ્કાર કર્યા.

માલિની એની સ્વચ્છ સાદાઈ જોઈને દિંગ થઈ ગઈ હતી, પણ એની આ નમ્રતા જોઈને તો તે આશ્ચર્યચકિત થઈ ગઈ. જેની પાસે લાખોની સમૃદ્ધિ છે એવો આ માણસ—બન્ને પિતાપુત્રને, લેશ પણ કૃત્રિમતા વિના, નમસ્કાર કરી રહ્યો હતો. કેવળ વૈદિક, પૌરાણિક સમયમાં કોઈ આર્ય એ

પ્રમાણે આર્યને નમસ્કાર કરતો હશે: એટલું શિષ્ટ એનું નમવું હતું; એટલું અકૃત્રિમ ને સાધુત્વભર્યું એ હતું.

સૌ બેઠા પછી નૃસિંહપ્રસાદે કહ્યું: 'હું તમને એક વાત કહેવા આવ્યો હતો—'

'જી!'—મનમોહન બોલ્યો.

'કેવળ મારી સમૃદ્ધિના રક્ષણ માટે, હું મારા કાંઈક વિચિત્ર જેવા પુત્રને પરણાવું—'

ચંદ્રકાન્તે મનમોહન સામે આંખનો ઇશારો કર્યો. માલિનીએ એ જોયો. એને આ ઘરમાં હવે એક ઘડીભર પણ રહેવું એ ઘૃણાસ્પદ લાગવા માંડ્યું.

નૃસિંહપ્રસાદ આગળ બોલી રહ્યા હતા: '—એ મને યોગ્ય લાગતું નથી. સમૃદ્ધિ એ તો જડ વસ્તુ છે. તેને માટે કોઈ પણ આશાભરેલો સુંદર નારીદેહ રગદોળી નાંખવો—એના કરતાં સમૃદ્ધિ માત્ર ફના થઈ જાય—'

'અરે, મજમુદારસાહેબ! આપ નાહકના ડરો છો! રતિકાન્તમાં શું કહેવાપણું છે?'

નૃસિંહપ્રસાદે એ સાંભળ્યું ન સાંભળ્યું: '—એના કરતાં સમૃદ્ધિમાત્ર ફના થઈ જાય—ને મજમુદાર કુટુંબનું નામોનિશાન ન રહે તો કાંઈ જ ફિકર નહિ. નામ કોનું રહ્યું છે?'

મજમુદાર અત્યંત મધુરતાભરેલું સ્મિત કરીને બન્નેની સામે જોઈ રહ્યા. એમના લાલ ચણોઠી જેવા હોઠ જરાક ખુલ્લા રહી ગયા. એમના મોં પર એક પ્રકારનું તેજ ઝળહળી રહ્યું.

'પણ રતિકાન્ત—રતિકાન્તને તમે નાહકના ઉતારી

પાડો છો. હોય, હવે જુવાન છે તે હોટેલમાં ચા ન પીએ ?'

'તમે એના દોષને નાના કરી બતાવી કોઈ નારીનું અકલ્યાણ કરો એમ હું ઇચ્છું નહિ. રતિકાન્ત માત્ર હોટેલમાં જાય છે એટલો જ એનો દોષ છે ?'

'ત્યારે ?'

'તે વિચિત્ર છે. કાંઇક બેભાન છે. મૂર્ખ પણ છે. એનો સહવાસ—હું પિતા પણ બે મિનિટથી વધારે સહી શકતો નથી. જીવનભર એ સહવાસ સહેવો, એ શું રમત વાત છે કે તમારી ભાણેજને આમાં હોમો છો ?'

ચંદ્રકાન્ત જરાક તપી ગયો: 'અમે હોમીએ છીએ ? દુનિયામાં પૈસા વડે ભલભલાને ઠેકાણે લાવી શકાય છે. તમને કેમ ખબર પડી કે રતિકાન્ત પરણ્યા પછી નહિ સુધરે ?'

નૃસિંહપ્રસાદે બે હાથ જોડ્યા: 'એ તો કેવળ બ્રહ્મ-કૃપાની વાત છે! હું માણસ—એવી ખોટી આશા નીચે કોઈનું જીવન ન વેડફું !'

મનમોહન બોલ્યો: 'મેં તો રતિકાન્તને જોયા છે. દાવકા છે! શું ખોટું છે ?'

નૃસિંહપ્રસાદ બોલ્યા: 'કોઈ ઈશ્વરી કૃપા જેવી નારી એને દાવકો બનાવે તો—બાકી, એ તદ્દન મૂર્ખ છે, એમાં કાંઈ પણ શંકા નથી. કાલે સવારના સાતથી રાતના દસ સુધી બગીચામાં બેઠોબેઠો હોજમાં રમતાં માછલાં જોયાં કરતો હતો !'

ચંદ્રકાન્તે કહ્યું: 'સાહેબ ! માફ કરજો, પણ તમે જુનવાણી આ વાતને ન સમજો. માલિની તો આ જાણે તો ઘેલીઘેલી થઈ જાય !'

મનમોહન બોલ્યો: 'હસ્તો. એને તો આવા વિચિત્ર લોક—કવિતા કરે તેવા—બહુ પસંદ. એ તો આ જાણીને કહેશે કે રતિકાન્ત ત્યારે તો કવિ છે!'

પિતાપુત્રની આ નફ્ફટ વાણી સાંભળીને માલિનીનું ચાલત તો એ કોઈને જાણ કર્યા વિના ત્યાંથી જ નાસી જાત. એને એક વખત તો પ્રગટ થઈ જવાનું મન પણ થયું.

નૃસિંહપ્રસાદ બોલ્યા: 'કોઈ કોઈ વખત કોઈ પ્રખ્યાત સંગીતજ્ઞને સાંભળે છે, કે કોઈ સારી ગાયિકાને સાંભળે છે, ને રતિકાન્ત પોતાની સ્થિતિને સમજતો હોય તેમ શાંત ને નિયમિત બની જાય છે. તેને પોતાની જડતા દૂર કરવાનું ત્યારે મન થઈ આવે છે.'

બન્ને પિતાપુત્ર બોલી ઊઠ્યા: 'બસ, થયું ત્યારે!' એમના મોંઢેથી બોલાયેલા શબ્દોમાં કામ પાર પડ્યાનો સંતોષ એકદમ પ્રગટ થઈ રહ્યો હતો.

'પણ હું ઇચ્છતો નથી—'

'શું?'

'માલિનીનું ભવિષ્ય બગાડવાનું—'

'કારણ?'

'એ કાંઈ કારણ માગે તેવી વાત છે? હું કાંઈ ખરાબ કરવા ઇચ્છતો નથી—એનું કાંઈ કારણ હોઈ શકે?'

'હા. પણ એક વખત જે વાત પ્રગટ થઈ—' મન-મોહન બોલ્યા: 'તે હવે ધારો કે આપણે ન કરીએ, પણ માલિનીના ભવિષ્યને તો તેની અસર થઈ ગઈ. એને હવે કોઈ સારું ઘર તો ન જ મળે!'

'ત્યારે તો—' નૃસિંહપ્રસાદના મોં પર વિષાદ છવાઈ

ગયો. તે એક ઘડીભર નીચે જોઈ ગયા. 'ત્યારે તો—' એમણે ઊંચું જોયું ત્યારે હજી વેદનાની સ્પષ્ટ નિશાની એમના ચહેરા પર હતીઃ 'મેં ભારે ભૂલ કરી નાખી એમ લાગે છે. મારે હાથે એક નારીજીવનને આઘાત થઈ ગયો. હું એના પ્રાયશ્ચિત્તરૂપે ગમે તેટલા પૈસા ખરચીને કોઇ પણ બીજા જુવાનને મદદ કરવા તૈયાર છું. એવું કોઇ સારું ઘર હોય તો તમે શોધી કાઢો, ને હું . . .' નૃસિંહપ્રસાદ બોલતા અટકી ગયા. સૌ આશ્ચર્યથી પાછળ જોઈ રહ્યા. બારણા આડેથી પડદો ખસવીને માલિની પોતે આવી રહી હતી.

તેનો સશક્ત અને કાંઇક ઊંચો લાગતો દેહ, નત મસ્તક, ધીમાં પગલાં, અને મોં ઉપર છવાયેલી શરમની સુરખી—આછી ઓઢણીમાંથી એક સુભગ ને મનોરમ ચિત્રના ભાવ રજૂ કરતાં હતાંઃ એના વદનમાં નારીભાવ નહિ, પણ મંગલ માતૃત્વની રેખા દેખાતી હતી. એને આવતી જોઈને નૃસિંહપ્રસાદ ઊભા થઈ ગયા. મનમોહન ને ચંદ્રકાન્તને કાંઈ સમજાયું નહિ. પણ મજમુદાર ઊભા થયા એટલે એ પણ ઊભા થયા. ચંદ્રકાન્ત તરત બોલી ઊઠયો : 'બહેન! ફિકર કરતી નહિ—તારું જ્યાં મન છે ત્યાં મજમુદાર કુટુંબમાં જ તું જાશે!'

માલિનીને આ નફ્ફટ દ્વિઅર્થી વાણીનો જવાબ વાળવો ઠીક લાગ્યો નહિ. તે ચંદ્રકાન્તની સામે જોઈ રહી. તેની કાંઇક ખૂણામાં રાતી થયેલી આંખ, ને પડવાની તૈયારી કરતું આંસુ, એ જોઈને ચંદ્રકાન્ત ચૂપ થઈ ગયો. મજમુદારે હાથ જોડીને માલિનીને નમસ્કાર કર્યા. ચંદ્રકાન્તને આ

વિચિત્ર લાગ્યું. મનમોહનને એમાં ઘેલછા લાગી. કોઈ નારીને આવી રીતે માન આપવાનું એમની ફિલસૂફીમાં હતું નહિ, પણ માલિનીનું હૃદય એ જોઈને દ્રવી ગયું. તે મજમુદાર તરફ ફરી, ને કાંઈક ગળગળા પણ દૃઢ ને મધુર અવાજે બોલી: 'હું તમારે ત્યાં જ આવવાની છું! મારો એ નિશ્ચય છે.'

નૃસિંહપ્રસાદ ખેદથી જમીન તરફ જોઈ રહ્યા.

'લ્યો, જુઓ, અમે નહોતું કહ્યું!' પિતાપુત્ર ફરી બોલી ઊઠ્યા. આ વખતે એમના અવાજમાં જે રાક્ષસી સંતોષ હતો તે જોઈને તો નૃસિંહપ્રસાદ ધ્રૂજી ઊઠ્યા.

'બેટા! મારાથી ઉતાવળમાં—જરાક બાપનું મન એટલે મેં નબળાઈ બતાવી તેમાં—તને અન્યાય થઈ ગયો છે એ સાચું; પણ એટલા માટે તું જીવનને ભસ્મ કરી દે—એ તો મને જીવતે મૂઆ જેવું લાગશે.'

મોં નીચું રાખીને જ માલિની બોલી: 'મને આશા છે—હું તમારા દીકરાને બચાવી શકીશ!'

નૃસિંહપ્રસાદ કાંઈ બોલી શક્યા નહિ.

આ વસ્તુ પર ઘણી ટીકા થવી જોઈએ એમ ધારીને ઘણાઓએ ટીકા કરી પણ હતી. કેટલીક નારીને આમાં માલિનીની ભયંકર નબળાઈ લાગી. માલિનીએ તેમને કહ્યું: 'તમારું પ્રબલમાં પ્રબલ સામર્થ્ય તમે શામાં ધારો છો?'

'વ્યક્તિત્વના વિકાસમાં.' જવાબ મળ્યો.

'એ વિકાસ સાધવા માટે સેવા નામનો કોઈ માર્ગ હોઈ શકે એમ તમે માનો છો?'

'હા.'

'ત્યારે મેં એટલા માટે—મારા વ્યક્તિત્વના વિકાસ માટે—આ માર્ગ લીધો છે. તમે ગરીબની ઝૂંપડી જોઈ તેને સ્વચ્છતાના પાઠ શીખવવા જાઓ છો, ખરું?—હું આ માણસને એના મનુષ્યત્વનું મૂલ્યાંકન શીખવવા જઉં છું. મને એનો દેહ ગરીબની ઝૂંપડી જેવો લાગે છે. આમાં તફાવત—દોષ—ભૂલ—ક્યાં છે?'

'પણ, આ તમારો દાખલો—સમાજમાં એનાથી કેટલાંને નુકસાન થશે?' કોઈ કહેતું.

'એક વ્યક્તિનું બીજું અનુકરણ કરે એ તો અસંસ્કારિતા છે. સૌ પોતપોતાનો દાખલો પોતાની રીતે મેળવે—એટલી દરેક પાસેથી આશા રાખી શકાય.'

અંતે માલિનીની વાતની ચર્ચા ઘણા સમયે બંધ તો પડી: અને એમ થવામાં મુખ્ય કારણ તો, કેટલેક અંશે, રતિકાન્તમાં થોડી સ્થિરતા જન્મી હતી, એ હતું.

માલિનીનો સંસાર ખૂબ વિકટ હતો.

માલિનીએ રતિકાન્ત માટે ચા બનાવતાં બનાવતાં એક દિવસ કહ્યું: 'તમે કેમ કાંઈ કરતા નથી? પિતાજીને મદદ કરતા હો તો!'

રતિકાન્ત બોલ્યો: 'હું આટલું બધું કામ કરું છું એટલે તો મને થાક લાગે છે!'

માલિનીએ કહ્યું: 'ત્યારે કાલથી તમારું અરધું કામ હું કરી આપીશ!'

રતિકાન્તે બીજે દિવસે, મજૂરોની મજૂરી ચૂકવવાનો એક લાંબો હિસાબ માલિનીને આપ્યો. રતિકાન્ત કાંઈ કરી શકતો નથી, તે જોઈને મજુમદારે તેને ઘરકામનો હિસાબ

આપ્યો હતો. માલિનીએ તે ગણીને તૈયાર કરી આપ્યો. પણ માલિની તે તૈયાર કરે છે એ જોઈને રતિકાન્તને એટલો આનંદ થયો, કાંઈક શ્રમભરેલું કામ ચાલ્યું જવાથી એટલો સંતોષ થયો, કે ચા માટે બાઈ કહેવા આવી હતી તેને કહ્યું કે તું ઉપર આપી જા. તે ઉપર આપી ગઈ ત્યારે પોતે જ ચા બનાવીને માલિનીને આપવા ગયો. માલિનીએ મીઠું સ્મિત કરતાં કહ્યું: 'તમે મારું કામ કરો છો એ મને ગમતું નથી હો!'

રતિકાન્તે કહ્યું: 'પણ તમે મારું કામ કર્યું ને! મને તો કોઈ કામ આવડતું નથી, નહિતર હું કર્યાં વિના રહું?'

માલિનીને કાંઈક ગુપ્ત રહસ્ય મળ્યું હોય તેમ તે તેની સામે જોઈ રહી. 'તમે અહીં બેસો,' તેણે કહ્યું. પછી તેના ખભા પર પ્યારથી હાથ મૂકી તે બોલી: 'કોણે કહ્યું, તમને કાંઈ આવડતું નથી? અરે, પણ આ શું? આ ચાનો સ્વાદ કેમ ફરી ગયો?'

ચા બનાવવામાં પણ પોતાની ભૂલ થઈ એ જોઈને રતિકાન્ત ફિક્કો પડી ગયો. આજ દિવસ સુધી પોતાને હાથે પ્યાલા ફૂટી જ જાય, એવી એની દૃઢ માન્યતા હતી. એટલે તો એ ચાની કોઈ સામગ્રીને હાથ સુધ્ધાં અડાડતો જ નહિ. આજે એણે જ્યાં હિમ્મત કરી ત્યાં પ્રથમ ગ્રાસે મક્ષિકાની પેઠે ચા જ બેસ્વાદ બની.

રતિકાન્ત બોલ્યો: 'તમે તમારે હાથે બનાવો ને!'

માલિની હસી પડી: 'અરે! પણ હું કહું છું—આજ ચાનો સ્વાદ ફરી ગયો છે — એટલું સઘળું સપ્રમાણ છે કે મેં આટલી સરસ ચા કોઈ દિવસ પીધી જ નથી!'

'હેં! મશ્કરી કરો છો નાં?'

'પણ — તમે પી જુઓને — '

ખરી રીતે ચા બેસ્વાદ હતી. પણ બીજાના મતથી જુદા પડવાનો કોઈ વખત રતિકાન્તને પ્રસંગ આવ્યો ન હતો, એટલે જે પ્રથમ મત દર્શાવે તે પ્રમાણે એ પોતાનો મત દર્શાવતો. જુદા પડવામાં એને મશ્કરીનો ભય લાગતો. તેણે થોડી ચા પીધીઃ 'છે તો ઠીક!'

'ઠીક? અરે, સરસ—!' માલિની બોલી. મોટી ઉમ્મરનો હોય પણ બુદ્ધિમાં મંદ હોય એવા છોકરાને જેમ પ્રોત્સાહન આપીને કુશળ શિક્ષક ધીમેધીમે આગળ વધારે છે, તેમ માલિની રતિકાન્તને એના પોતાનામાં આત્મવિશ્વાસ જન્માવી રહી હતી. રતિકાન્તમાં જ્યારે આત્મ-વિશ્વાસ જન્મ્યો, ત્યારે ઘણી વખત સુધી લઘુતા ભોગવેલા માણસમાં બને છે તેમ, તે પોતાની જાતને વધુપડતી મહત્ત્વ-વાળી માનવા લાગ્યોઃ મૂર્ખતા અને મનસ્વી મન એ ભયંકર મનાતું મિશ્રણ તેનામાં કાંઈક દાખલ થયું. તે માલિનીને પ્રેમથી નીરખતો, તેનું માન રાખતો, તેનાથી થોડો દબાતો, છતાં, તેની મંદ બુદ્ધિ ને આળસ ગયાં ત્યારે વિનાશકારક પ્રવૃત્તિએ તેમની જગ્યા લીધી. એટલે માલિનીનું કામ હજી મુશ્કેલીભર્યું તો હતું. તે ધીમેધીમે શાંત થતી ગઈ— એટલે સુધી કે ઘણી વખત તે નોકર સાથે પણ ધીમે જ વાતો કરતી. તેના મૂળ તોફાની સ્વભાવનો તો શતાંશ પણ ગોત્યો મળે નહિ, એટલે સુધી એનો પોતાનો સ્વભાવ ફરી ગયો. રતિકાન્તનું ટટ્ટુ થોડુંથોડું ચાલ્યું—પણ નૃસિંહપ્રસાદનું અસ્તિત્વ ને માલિનીનો સાથ એ બન્ને ન હોય તો આ

સમૃદ્ધ ઘરને વ્યવસ્થિત રાખવાની એની અશક્તિ તો કાયમ જ હતી. એની જડતા ધીમેધીમે કાંઈક ઓછી થઈઃ વિચિત્રતા થોડી રહી. એટલામાં નૃસિંહપ્રસાદે એ ગામડાંઓમાં ફરીને અનુભવ મેળવે, માટે થોડાં ગામડાંઓની એને થાણદારી અપાવી હતી. અને રતિકાન્ત સાથે ક્યારેક-ક્યારેક ગામડાંઓમાં ફરીને માલિની એને એના કાર્યમાં સાથ આપી રહી હતી.

**ભંડારિયામાં** જ્યારે ખબર પડી કે ગામની નિશાળમાં નવા માસ્તર આવવાના છે ત્યારે એ ગામમાં મહત્ત્વનો બનાવ હોય તેમ સૌ નિશાળની પાસે ભેગા થઈ ગયા. પોલીસ પટેલ સજ્જન હતો. ગામનો પટેલ હતો. ભાગીદાર દરબાર જીતુભા હતા. કુલેસ નથુરામ આવ્યો હતો. અને મોદી પણ હતા. અધૂરામાં પૂરું ગામનો વાણંદ છગન પણ ત્યાં હાજર હતો. ગામને પાદરથી જ ગામની રળિયામણી રચના જોઈ અભય તો કવિતાસૃષ્ટિમાં વિહરવા મંડયો હતો. પાદરે બારે માસ ચોખ્ખું પાણી વહેતી કાલુભાર નદી હતી. હતી નાની પણ બન્ને તરફના કાંઠા સુંદર હતા. પશ્ચિમથી પૂર્વમાં વહેતી. અને પૂર્વ તરફના કિનારા પર કેટલાક ડુંગરાઓ હતા. આ ડુંગરાઓમાં ગામથી ઠીકઠીક દૂર, ઝાડના ઝુંડમાં ઢંકાયેલું, સૌથી ઊંચેના ડુંગરની ટોચે આવેલું, જગજ્જનનીનું મંદિર હતું. ગામની પાસે નદીના કાંઠા પર મહાદેવનું મંદિર હતું, અને તેનો ઝરૂખો નદી પર ઝૂલી રહેતો. મંદિરના ચોગાનમાં બહાર ઝાડનું જૂથ હતું, અને

તેની ઘાટી છાયા શાંત, આકર્ષક ને મોહક બની રહેતી. ગામને નિહાળીને અભયને અત્યંત આનંદ થયો. પોતે એકલો જ આવ્યો હતો. તાજેતાજો જ મુખ્ય શિક્ષક બન્યો હતો. એ હોદ્દામાં એને ભવિષ્યના નાગરિકો ઘડવાની વિશાળ શકયતા લાગતી હતી. અને ગામડામાં બેસીને પોતાનું જીવનસ્વપ્ન પાર પાડવાની એને આશા હતી. માંદગીને લીધે કાકી સાથે આવી શકયાં ન હતાં. એટલે પોતાનું કામ કરીને પોતે પૂર્ણ સ્વતંત્રતાથી જીવનસ્વપ્નની રચના કરવાનો હતો.

ગાડામાંથી ઊતરીને જ્યારે તેણે નિશાળના કમ્પાઉન્ડમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં ત્રણચાર શિક્ષકો ને કેટલાક છોકરા ઊભા હતા તે સલામ કરતા તેની પાસે આવીને ઊભા રહ્યા. ગામડાના ગૃહસ્થો પણ તે તરફ વળ્યા.

'સાહેબ! જે માસ્તર ગયા તેની હજામત પણ હું જ કરતો હતો—હો—' એક બાજુથી એવો અવાજ સાંભળીને અભયે પાછા ફરીને જોયું, તો વગરકહ્યે ગાડામાંથી ઘીની બરણી ઉઠાવી તેની પાછળ ચાલતો એક જુવાન છોકરો નજરે પડચો.

'એ તો છગન છે, સાહેબ! આંહીનો સારો વાણંદ ગણાય છે;' કોઈ શિક્ષકે કહ્યું.

'એમ?' અભયે પ્રસન્નતાથી છગન સામે જોયું. એટલામાં પોલીસ પટેલ, પટેલ, જીવુભા દરબાર, સરૂપચંદ મોદી સૌ એકસાથે આવીને ઊભા રહ્યા.

'સાહેબ! જે માસ્તરસાહેબ ગયા, તેનું સીધુંસામાન આપણે ત્યાંથી હો—પણ બે વરસમાં એક પઈનો ફરક

નહિ—સાહેબ !' સરૂપચંદે કહ્યું.

'એમ ? ત્યારે આપણે પણ તમારે ત્યાંથી જ મગાવશું—'

'જી હા; જી હા. અરે, અલ્યા વ્રજલાલ !—'

દૂર નિશાળિયા ઊભા હતા તેમાં નિશાળિયો ન ગણાય તેવડી મોટી ઉમ્મરનો પોતાનો છોકરો ઊભો હતો તેને સરૂપચંદે બોલાવ્યો. છોકરો દોડતો આવી પહોંચ્યો.

'જા તો, ઘેર કહી આવ, સાહેબ આપણે ત્યાં ચા પીવા આવે છે !'

'પણ હું ચા પીતો નથી—'

'તો કૉફી, સાહેબ ! —'

'કૉફી પણ નહિ. અત્યારે તો હજી મારે બધું ઠેકાણે પાડવાનું છે.'

'અરે ! એ તો બધું થઈ રહેશે. આ છોકરાવ શું કરશે ત્યારે ? એલા ! ગાડું ખાલી કરી નાંખો તો—'

એકદમ દસપંદર છોકરા દોડ્યા ને અરધા કલાકમાં ગાડું ખાલી કરી નાખ્યું. એક માટલું ફૂટી ગયું તેનો અભયને અફસોસ ન હતો, પણ એક રીઠી ઘીની દોણી ફૂટી ગઈ તે વિષે કાકીને ખબર પડશે તો બોલશે, એ તેને લાગી આવતું હતું. એટલામાં એક સિપાઈ દોડતો આવ્યો.

'સાહેબ ! થાણદારસાહેબ આવ્યા છે —' તેણે પોલીસ પટેલ સજ્જનને કહ્યું.

થાણદારનું નામ સાંભળી સૌ એકદમ દોડ્યા. સાહેબ આવે ત્યારે ઉતારો નિશાળમાં રહેતો, અને સાહેબ રહે એટલા દિવસ છોકરાં ઝાડવાં નીચે બેસતાં. એટલે પોલીસ

પટેલે નથુરામ પોલીસને કહ્યું: 'નથુરામ, ઝટ કરો. નિશાળમાં બેઠક ગોઠવી કાઢો. સાહેબ તો આ આવ્યા પણ ખરા! આ સાહેબ પણ ખબર કરવાની ટેવ નહિ ને ભારે કરે છે— આ આવ્યા, ભારે થઈ. નથુરામ, ઝટ કરો.'

સામેથી પચીસત્રીસ વર્ષનો, કાંઈક ગૌર કાંતિનો, મોંએ તેજસ્વી, પણ આંખે અર્થહીન શૂન્યતા ધારી રહેલો એક જુવાન આવી રહ્યો હતો. તેની આગળપાછળ લોકો ચાલતા હતા. પોલીસ તેમને દૂર રાખવા મથી રહ્યો હતો. પાછળ છેટે, છાંયડાવાળો સગરામ આવતો હતો, ને તેને બે બળદ જોડ્યા હતા. સગરામમાં નાંખેલ જાળીવાળા આછા પડદામાંથી કોઈ નારીનાં મનોહર રંગબેરંગી વસ્ત્રો દેખાતાં હતાં.

થાણદારસાહેબ લગભગ નિશાળ પાસે આવી પહોંચ્યા.

નિશાળનું ફળી વિશાળ હતું, અને તેમાં બેચાર મોટાં વૃક્ષો છાયા ફેલાવી રહ્યાં હતાં.

થાણદારસાહેબે પહેરેલો વેષ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટના જેવો હતો; ગોઠણ સુધીનાં કાળાં ચામડાનાં બૂટ, ખાખી બ્રિજીસ, એવો જ મોટાં સિપાહીશાહી બટનવાળો, બહારનાં ખીસાંવાળો કોટ, ને માથે જામનગરી લહેરિયાનો સાફો. એમના હાથમાં પાતળી નેતરની સોટી હતી, ને તે વારંવાર સલામ હાથથી ઝીલવા કરતાં ડોકું નમાવતા હતા. તે પાસે આવ્યા ને હમેશના નિયમ પ્રમાણે પોતાના ઉતારાપાણીની સગવડ નિશાળમાં છે એમ ધારી બે પગથિયાં ચડ્યા. અભયને ત્યાં ઊભેલો જોઈ તેણે પોલીસ પટેલને પૂછ્યું: 'નવા માસ્તર આવ્યા છે, પોલીસ પટેલ?'

પોલીસ પટેલ છેક પાછળ હતો તે દોડયો આવ્યો. પણ તે પહેલાં થાણદારસાહેબ અભયની સામે જોઈ રહ્યા હતા. અભય પણ તેની સામે જોઈ રહ્યો હતો. એમની જરાક એવી વિચિત્ર રીતભાતથી અભયને આશ્ચર્ય થયું. પણ તે બોલ્યા વિના જ એક પગથિયું આગળ વધ્યા. થાણદારને બોલવાની ટેવ નહિ હોય એમ કોઈને લાગે; પણ સૂક્ષ્મતાથી જોનારને લાગે કે એમનામાં બોલવાની શક્તિ નહિ હોય. અભય પણ કાંઈ ઓછો વિચિત્ર ન હતો.

થાણદારને આવતા જોઈ તે બોલ્યો.

તેનો બોલ અસ્થાને હતો, ને તેથી વીજળી પડે તેમ સૌ એ સાંભળીને થંભી ગયા.

અભય મોટેથી બોલી ઊઠયો હતો:

'આંહી—આ સરસ્વતીભવનમાં, કોઈ પણ અમલદાર, કેવળ અમલદાર હોવાને કારણે, બરદાસ પામી શકશે નહિ. આંહી કોઈનો ઉતારો નહિ થાય—આ કાંઈ ધર્મશાળા નથી—'

'અરે! માસ્તરસાહેબ! માસ્તરસાહેબ!' કરતો પોલીસ પટેલ સજ્જન આગળ આવ્યો. 'આ તો થાણદાર-સાહેબ છે. આપ નવા છો—આપને આંહીના રીતરિવાજની ખબર ન હોય—'

અભયે એટલી જ કડકાઈથી જવાબ વાળ્યો: 'થાણ-દાર ઓર નો થાણદાર—મારી નિશાળ એ કાંઈ સિપાઈ-બિપાઈની કોટડી નથી, કે બાવાલંગોટિયાની ધર્મશાળા નથી—'

'અરે! પણ સાહેબ! આજે તો રવિવાર છે—'

'તેથી શું? નિશાળમાં—સરસ્વતીમંદિરમાં—કોઈ પણ માણસથી એમ આવી ન શકાય—સિવાય કે તેને વિદ્યા સંબંધી કામ હોય, કે વિદ્યા પ્રત્યે અભિરુચિ હોય.

થાણુદારનું વાક્ય સંભળાયું, તે પાછા ફરી ગયા હતાઃ 'માસ્તર ગાંડો લાગે છે!'

કાંઈ પણ બોલ્યા વિના નિશાળની ખડકી અંદરથી બંધ કરીને અભય ચાલ્યો ગયો હતો. લોક સૌ થાણુદાર-સાહેબ સાથે પાછા વળી ગયા હતા.

થોડી વાર પછી સરૂપચંદે સાંકળ ખખડાવી.

અભયે બારણું ઉઘાડયુંઃ 'કેમ?'

'સાહેબ! આપે ભારે કરી—થાણુદારસાહેબનાં વહુ પણ સાથે છે, ને ગામમાં કોઈ એવું સોઈવાળું મકાન પણ નથી. એ તો ઠીક છે અત્યારે દરબારી મકાન ખાલી છે; નહિતર—'

'નહિતર શું?'

'સાહેબ હેરાન થાય નાં?'

'તે જોવાનું કામ મારું નથી. હું આંહીના સરસ્વતી-મંદિરનો પ્રતિનિધિ છું. અને—'

પોલીસ પટેલ સજ્જન સરૂપચંદની પાછળ આવી ચડયોઃ 'સાહેબ! માસ્તરસાહેબ! તો પછી ગામમાં રહેવું ભારે પડશે. આ તો કાંટિયું ગામ—બે દી પણ નહિ રહેવાય—'

કાંઈ પણ બોલ્યા વિના અભયે જોરથી બારણું દસાવી દીધું.

બીજે દિવસે થાણુદાર રતિકાન્તનો મુકામ તો ઊપડી ગયો હતો. પણ સવારના પહોરમાં હજી અભય ઊઠીને કસરત

કરતો હતો ત્યાં એક માણસ આવ્યો: 'નવા માસ્તર—અભય—આપનું નામ ?'

'હા; કેમ ?'

'આ એક ચિઠ્ઠી છે, આપની—'

'કોણે આપી છે ?'

'તે તો ખબર નથી. રસ્તામાં એક સગરામ મળ્યો, તેમાં એક બાઈ બેઠી હતી તેણે આપી—'

'બાઈ ?'

'જી હા.'

'લાવો.'

અભયે ચિઠ્ઠી લીધી. સુંદર અક્ષર જોઈ રહ્યો. ચિઠ્ઠી ટૂંકી જ હતી:

'ઓળખો છો કે ભૂલી ગયા ? વિસ્મૃતિના અંધકાર-માંથી એક ઘડીભર મને યાદ કરજો—હું માલિની.'

અભય મૂઢની પેઠે ઊભો રહ્યો. તેણે રતિકાન્તનું અપમાન કર્યું હતું, ને સગરામમાં તો માલિની બેઠી હતી. એને પોતાનું બાળપણ સાંભરી આવ્યું.

અભયને વિચારમાં મૂકીને પેલો માણસ તો ચાલ્યો ગયો હતો.

અભયે સરસ્વતીમંદિરની પોતાની જે ભાવના ઘડી હતી તે ભાવનાને વિશુદ્ધ રાખવા રતિકાન્તને સંભળાવી દીધું હતું. પણ એ ભાવનાની એની એટલી તેજસ્વિતા છતાં એના અંતરમાં એક બીજી વૃત્તિ પણ જન્મી હતી, ને એણે ભંડારિયામાં પ્રવેશ કર્યો ત્યારથી એ બન્ને વૃત્તિ વચ્ચે સંઘર્ષણ ઉત્પન્ન થયું હતું.

એ વૃત્તિ હતી—પ્રતિષ્ઠિત ગણાતા સમાજમાં માન-ભરેલું સ્થાન પ્રાપ્ત કરવાની.

ગામડામાં ગમે તેટલો સુખી અને વૈભવશાળી ગણાય, છતાં મનુષ્ય યુગપવનને લીધે જેમ શહેર તરફ આકર્ષાય છે, તેમ જીવનની જરૂરિયાત માટે જોઈએ તેટલું મેળવીને જે સ્થાન પર પોતે છે, તે સ્થાનને મહાન ને ગૌરવવંતું બનાવવા માટે, તે સ્થાન ઘડવાનું સ્વપ્ન સેવવા કરતાં, કાંઈક મહત્તા — કાંઈક ખ્યાતિ—કાંઈક વૈભવ—કાંઈક પ્રતિષ્ઠા—કાંઈક સંસ્કાર—એ મેળવવાની મનુષ્યને તમન્ના જાગે છે: અભયને પણ એવી મહત્ત્વાકાંક્ષા જન્મી હતી. અને તેથી જોકે તેણે પોતે ભંડારિયામાં આવીને ચોરામાં પ્રૌઢોને સારુ રામકથાથી શિક્ષણની શરૂઆત કરી દીધી હતી, અને સર્વને અઠવાડિયામાં એક દિવસ સામાન્ય જ્ઞાન આપવાનું શરૂ કર્યું હતું, તેમજ સ્ત્રીઓને વિશિષ્ટ પ્રકારના સ્વચ્છતાના નિયમો શીખવવા માટે કેટલીક વખત ફળીએ ફળીએ મંડળી જમાવવી શરૂ કરી હતી, છતાં તેનું અંતર મોટેથી કહી રહ્યું હતું કે આ સઘળું કરવાથી એ મોટો થવાનો નથી, એને પ્રતિષ્ઠા મળવાની નથી, એની ગણતરી થવાની નથી. આ બધું એક ખૂણામાં થાય છે, ને ખૂણામાં લુપ્ત થાય છે. એને કાકીએ વારંવાર કહ્યું હતું કે તારા પિતાની ઇચ્છા તને મહાન બનાવવાની હતી. એ પોતે એક વખત શહેરમાં ગયો હતો ને ત્યાં લોકો ઉલ્લાસથી ફરતા હતા, કાંઈ ન હોય તેમ આનંદ કરી રહ્યા હતા, મોટા માણસો સલામો ઝીલતા હતા, પ્રતિષ્ઠિતો વૈભવ દર્શાવી રહ્યા હતા—એ સમાજમાં પોતાનું સ્થાન ન હોય

ત્યાં સુધી પોતે મહાન નથી એ વાત એને તરત દીવા જેવી સમજાઈ ગઈ. તેને લાગ્યું હતું કે ખરી મહત્તા પ્રાપ્ત કરવા માટે તેણે કાંઈક એવું કરવું જોઈએ કે જેથી આ વર્ગ એને પોતાનામાંનો એક ગણે. એટલા માટે ભંડારિયામાં એણે જે પ્રવૃત્તિ આદરી, તેથી જુવાનો એના ઉપર ખુશ હતા છતાં, એનું અંતર પોતાનું સ્થાન નક્કી કરી શક્યું ન હતું. એને ત્યાં જવું હતું કે જ્યાંથી ગામડાં પોતાનું સર્વશ્રેષ્ઠ મેળવવા મથે છે.

એની આવી કેટલીક પ્રવૃત્તિને લીધે મોદી સરૂપચંદ, પોલીસ પટેલ સજ્જન, દરબાર જીવુભા વગેરે તેની વિરુદ્ધ અરજીઓ કરી રહ્યા હતા, ને એ પ્રકારે અભયને લીધે એ નાના ગામડામાં થોડો ક્ષોભ ઉત્પન્ન થયો હતો. છતાં એકંદરે તેના પ્રત્યે લોકદૃષ્ટિ સારી હતી. માત્ર તેની ગણના જરા વિચિત્ર-માં થતી એટલું જ. પણ પોતાના એકાંતમાર્ગની ઉપાસનામાં ધીમેધીમે અભયનું દિલ વધારે ને વધારે થતું ગયું, ને તેમતેમ આ સ્વેચ્છાથી સ્વીકારેલી પ્રવૃત્તિઓ પણ સરતી ગઈ. એના કાનમાં ધીમેધીમે ભણકારા પણ આવતા ગયા કે મોદી વગેરેના ચડાવ્યાથી ગામલોકોએ તેની વિરુદ્ધ અરજી પણ કરી છે, તેમતેમ એ પોતાના અભ્યાસ માટે વધારે ને વધારે વખત આપી, બીજી પ્રવૃત્તિને ગૌણ કરી નાખવા લાગ્યો. કોઈ વખત એને વિચાર આવી જતો—વખતે આળસ પણ થઈ જતું—કે આ બધી કડાકૂટ કરવા કરતાં, નિરાંતે આવા નાના ગામડામાં સ્થિર થઈ, એકાદ જીવનસંગાથિની શોધી કાઢી, આંહી જ એકબે ભેંશ રાખી, નાની સરખી ધીરધાર કરી, આસપાસનાં ગામડાંઓમાં ઓળખાણપિછાન

વધારી, આવડે તેવું વૈદું કરી, નાનું શું ઘર બંધાવી, થોડું સ્વચ્છ ફળી રાખી, થોડાં ઝાડ રોપી જીવનવાટિકા રચી કાઢી હોય તો શું ખોટું—પણ, એ વિચારની સામે, કાકીએ કહેલી વાત, પિતાની ઇચ્છા, પોતાને મળેલો પ્રતિષ્ઠાનો ખ્યાલ, પોતે જોયેલું શહેરનું સ્વપ્ન, મોટા માણસોમાં ભળી જવાની મહત્ત્વાકાંક્ષા, આવું આવું ઘણું આવીને ઊભું રહેતું: અને તેથી, અંતે કોઈ બીજા વિચારને સ્થાન ન દેતાં એ પોતે પોતાનું જીવન પોતાની રીતે ઘડી કાઢવા માટે અભ્યાસમાં તલ્લીન બની જતો.

આ પ્રમાણે અભય અભ્યાસમાં આગળ વધવા મથી રહ્યો હતો.

**જ્યારથી** અભયે રતિકાન્તને સ્પષ્ટ સંભળાવી દીધું ત્યારથી એ નાનકડા ગામમાં એની બહાદુરીનાં વખાણ તો થવા લાગ્યાં હતાં. પોલીસ પટેલ સજ્જન અને તેના મિત્રમંડળ સિવાય બીજા બધા રતિકાન્તની વિચિત્રતા-ભરેલી તુમાખી સહન કરીને થાકી ગયા હતા. એટલે આ જુવાન માસ્તરે રતિકાન્તને તે દિવસે ઉતારાપાણી માટે નિશાળનું મકાન વાપરવા દેવાની હિમ્મતથી ના પાડી, તેથી એના નામ સાથે એણે ન કરેલાં એવાં પરાક્રમો પણ જોડાવા લાગ્યાં. કોઈક કહેતું: એણે રાજકુમારના શિક્ષક તરીકે ખુદ રાણીસાહેબની હાજરીમાં જ રાજકુમારને એ ચોડી દીધેલી. કેટલાક કહેતા: એ ઘણો કડક છે. બીજા કહેતા: બહુ વ્યવસ્થિત છે.

અભયના અંતરમાં દ્વિધાવૃત્તિ છતાં એણે ગ્રામસુધારણાનું કામ ઉપાડ્યું, તેથી જેમ કેટલાક રાજી થયા હતા તેમ કેટલાક નારાજ પણ થયા હતા. એને વિષે ઉપરી અમલદારની કાનભંભેરણી પણ શરૂ થઈ હતી: ને તેને દીવાનો કહેનારાની

સંખ્યા પણ ઠીક હતી. પણ ગામમાં એક દીવાનો માસ્તર આવ્યો છે એ સાંભળીને જો કોઈને ખરેખરો આનંદ થયો હોય, તો તે જગજ્જનનીમંદિરના મહંત શાસ્ત્રી કુમારાનંદને. કુમારાનંદને જે કાંઈ અવ્યવહારુ હોય તેના પ્રત્યે નૈસર્ગિક અભિરુચિ હતી.

જેટલાં તોફાની, અવ્યવહારુ ને કલ્પનાશીલ હોય તે સઘળાં એને પોતાના જાતભાઈ જેવાં લાગતાં. તે પોતે શાંત જીવન ગાળતો. મંદિરમાં અનેક પ્રકારનાં મનુષ્યોની વચ્ચે હરિ-કીર્તન કરતાં આ દુનિયા ભૂલી જવી, એ એને મન આનંદની પરિસીમા હતી. સાંજે ત્યાં — જગજ્જનનીના મંદિરમાં— જો કોઈ જઈ ચડે તો મંદિરના વિશાળ ચોગાનમાં મીરાં, દયારામ, તુલસી, બ્રહ્માનંદ ને કબીરનાં ભજનોની ધૂન જામી હોય. એમાં જો એ પોતે ગાતો હોય તો તો આખો સમાજ ચિત્રવત સ્થિર થઈ જતો: એનો અવાજ એવો મધુર, સુરીલો ને સમર્થ હતો. કોઈ કહેતું કે આવી રીતે તમે વારંવાર ભજનમંડળીઓ કરી, તેમાં મંદિરના પૈસા વાપરો છો તેથી માત્ર આળસને અને પાપને ઉત્તેજન મળે છે. તો એ કહેતો કે આ ભજનો નહિ હોય, ભજનમંડળીઓ નહિ હોય, સાધુઓ નહિ હોય, કે મંદિરો નહિ હોય, ત્યારે તમને તમારા સ્વત્વનું ભાન કરાવનાર પણ કોઈ નહિ હોય. દુનિયાના ગમે તેવા અધમમાં અધમને પણ છેલ્લું આશ્વાસન આ મારું મંદિર છે—અને એ રહેવાનું છે.

હમેશના નિયમ પ્રમાણે આજે જ્યારે અભય સાંજે ફરતો ફરતો ત્યાં આવ્યો, ત્યારે થોડા દિવસ પછી આવનારા ઉત્સવને ઊજવવા માટે કુમારાનંદ અનેક પ્રકારની સજાવટ

કરવામાં રોકાયો હતો. અભયે ત્યાં સજ્જન પોલીસ પટેલ, સરૂપચંદ મોદી, અને બીજા અનેકરંગી માણસોનો મેળો જોયો. અભયને આવતો જોઈ કેટલાકે તિરસ્કારથી મોં મરડી દીધાં. અભયે તો કુમારાનંદની સાધુતા વિષે ઘણી વખત સાંભળ્યું હતું, એટલે એ સઘળું જોયા છતાં ન જોતો હોય તેમ તે ત્યાં આવી ચડ્યો.

આવી ચડ્યા પછી તે સ્થાનની સજાવટ ને એકદમ સાદી સ્વચ્છતા જોઈ એનું મન પ્રસન્નપ્રસન્ન થઈ ગયું. કુમારાનંદે મંદિરના ગર્ભદ્વારમાંથી અભયને આવતો જોયો. જે માણસની ધૃષ્ટતા વિષે વાતો થઈ રહી છે તે આ જ માણસ હોવો જોઈએ, એ તેણે ચહેરા પરથી જ અનુમાન કરી લીધું. સજ્જન, સરૂપચંદ વગેરેને જરાક મોં મરડતા જોઈ એના આ અનુમાનને પુષ્ટિ મળી.

કુમારાનંદની પાસે બેસીને એક મધુર છોકરો તેને મદદ કરી રહ્યો હતો. અભયે તેને જોયો. તેને છોકરાનો ચહેરો સ્વપ્નાંથી ભરેલો લાગ્યો. તેની સુંદર આકૃતિ જોઈને અભય તેને બોલાવવા જતો હતો, એટલામાં કુમારાનંદને તેની સાથે વાતો કરતો જોઈ તે શાંત ઊભો રહ્યો.

'રણજિત! કોણ આવ્યું છે?' કુમારાનંદે પેલા છોકરાને પૂછ્યું.

છોકરાએ ધીમેથી જવાબ વાળ્યો: 'હવે કાં તો પોલીસ પટેલ ને સૌ રજા લેશે!'

'કેમ?'

'માસ્તર આવી ચડ્યા છે એટલે—'

કુમારાનંદ તરત આરતી લઈ મંડળીમાં આવ્યો. સૌ

નમી નમીને આરતી લેવા લાગ્યા.

કુમારાનંદ એક ઘડીભર અભય પાસે થોભ્યોઃ 'આપનું નામ અભય—નિશાળના નવા માસ્તર ?'

અભયે બે હાથ જોડી નમન કર્યું: 'જી હા !'

'એરે, એઈ, મુરલી !' કુમારાનંદે તરત પાસેના ખંડ તરફ ફરીને કહ્યું: 'અરે, આજ તો કોઈ એવી મધુર ચીજ સંભળાવ—નયે માસ્તર ભી આયે હે !'

સજ્જન વગેરે સૌ સાંભળી રહ્યા. આ મંદિરદ્વારે કોઈ કોઈની વચ્ચે દ્વેષ રહી ન શકે એ જાણે પોતે બોલ્યા વિના કહી રહ્યો હોય, તેમ કુમારાનંદ ઘડીભર સૌની સામે જોઈ રહ્યો.

એટલામાં તેણે કહ્યું તેના જવાબમાં હોય તેમ પાસેની એક ઓરડીમાંથી સોળસત્તર વર્ષની લાગતી—પણ ખરી રીતે બાવીસતેવીસની વયની—અનુપમ રૂપવતી યુવતી નીકળી આવી. તેના ચહેરા ઉપર પથરાયેલી માધુર્યભરેલી વેદના જો ન હોય તો એને કોઈ સાધ્વી ન ધારે. એનો વેષ ખાસ્સી જયપુરી રંગીન વસ્ત્રોની અત્તરમહેકતી આછી ઓઢણીને લીધે એટલો ઉત્કટ શૃંગારી લાગતો હતો કે એનું આ સ્થાનમાં ઊભું રહેવું પણ વિસંવાદી જણાતું હતું: નખશીખ જાણે એ રસમૂર્તિ હોય તેમ એના અણુએ અણુમાં તેની સૌન્દર્યપૂજા દેખાઈ આવતી હતી. ડોલરની અર્ધનિદ્રિત કળીઓની સેર તેણે માથા ઉપર બન્ને બાજુએ ઢળતી રાખી હતી. કાનમાં સુંદર એકાકી મોતીનું કર્ણફૂલ ઝૂલી રહ્યું હતું: હાથમાંનાં સુવર્ણકંકણ સોનેરી ઘૂઘરીઓનો રણકાર ન કરે ત્યાં સુધી જ મન્મથ સ્વપ્નસ્થ સમજવાનો. અને એના

આવતાંની સાથે જ જાણે કે તે સ્થળનું વાતાવરણ બદલાઈ ગયું. તંબૂરના ભજનિક ધ્વનિને બદલે સારંગીના સરોદ હવામાં હાજર થઈ ગયાઃ આછી શાળી ચાંદનીને બદલે કોઈ રસળતી અપ્સરાની વિદ્યુલ્લતા જાણે આવી ચડીઃ અને છતાં એના મોં ઉપરની માધુર્યભરેલી વેદના—એ જ એનું સૌથી જબરામાં જબરું આકર્ષણ હતુંઃ સમગ્ર શરીરના સૌન્દર્યની તુલનામાં એ જ વધારે મહત્ત્વનું બની જતું હતું.

'મુરલી!' કુમારાનંદ એને આવેલી જોઈ ને બોલ્યોઃ 'આજ કાંઈક એવું ગા કે સૌ પોતે પોતાને ભૂલે!'

'પોતે પોતાને ભૂલે?' મુરલી હસી પડી. એનું હાસ્ય પણ એટલું સ્વચ્છ ને નિર્દોષ હતું—જાણે એને માટે હસવું નૈસર્ગિક હોય. પછી તે કાંઈક ગંભીરતાથી બોલીઃ 'પોતાને કોઈ ભૂલી શક્યું છે?'

અભય સાંભળી રહ્યો. સજ્જન કાંઈ સમજ્યો નહિ. રણજિત તો મુરલી સામે જોઈ જ રહ્યો.

પણ હવે સજ્જનને યાદ આવ્યું કે પોતે એક વખત રતિકાન્તને તેડીને આંહી આવ્યો હતો ત્યારે આ જ કુમારાનંદે મુરલીને કહ્યું હતું કે આજ કોઈ સાંભળનારું નથી. ને આજે એણે જ મુરલીને કહ્યું કે તું ગા. આ વસ્તુનો વિચાર કરીને તે કુમારાનંદ સામે જોઈ રહીને બોલ્યોઃ

'મહારાજજી! —'

કુમારાનંદ એના મનની વાત કળી ગયો. તે બોલ્યોઃ 'હું સમજી ગયો—સજ્જન! હું સમજી ગયો. પણ તારી સમજણ તે મારી સમજણ નથી.'

'મહારાજજી! તે દિવસે હું આવ્યો—'

'હું સમજી ગયો, ભાઈ, હું સમજી ગયો. પણ સમાજમાં એક સ્થળ એવું હોવું જોઈએ કે જ્યાં કોઈની શેહ ન પહોંચે—જે સ્થળમાં કેવળ સૌન્દર્ય હોય, કેવળ સત્ય હોય: એ સ્થળના ગૌરવ વિષે કોઈને શંકા જ ન હોય—'

'આ માસ્તર—' સજ્જન વધુ અવિનય કરતાં અચકાયો. પણ પછી હિમ્મત કરીને બોલ્યો: 'તે દિવસે સાંભળનાર થાણદારસાહેબ હતા!'

કુમારાનંદનો અવાજ કાંઈક ફર્યો: 'પણ—કોના?'

સૌ સાંભળનારા સ્તબ્ધ બની ગયા. મુરલીએ ગાવાનું શરૂ કર્યું હતું.

થોડી વાર પછી ગાન પૂરું થયું ન થયું, ને તરત સજ્જન તથા સરૂપચંદ ઊભા થઈ ગયા. તેમને કુમારાનંદની આ રીત પસંદ પડી ન હતી. સજ્જને તો રણજિતને પણ હાકલ કરી: 'રણજિત! હવે ચાલ—'

છોકરાને જવાનું મન ન હતું, પણ તે તેની અવગણના કરી શક્યો નહિ.

અભય તો ઘડીભર સ્થળ ને સમય ભૂલી ગયો. તે જાગ્રત થયો ત્યારે તો ત્યાં મંડળમાં બીજું કોઈ હતું નહિ: મુરલી બેઠી હતી, એક બાજુ કુમારાનંદ બેઠો હતો.

'જે સ્થાન ધર્મનું મહત્ત્વ સમજે છે, તેમના પ્રત્યે મને એક જાતનું નૈસર્ગિક આકર્ષણ છે, અભય!'

અભયને મુરલીની હાજરીમાં કુમારાનંદનું આ વાક્ય જરાક અસંગત લાગ્યું. મુરલીના સંગીતનું ઘેન ઊતરી જતાં તેને એના લૌકિક સ્વરૂપનો ખ્યાલ આવ્યો. અને આ ધર્મસ્થાનમાં આવી શૃંગારભરિત—રૂપાળી સ્ત્રીને જોઈને

એનું કુમારાનંદ પ્રત્યેનું માન પણ ઓછું થયું. તે બોલ્યો નહિ. પણ તેણે જરાક મુરલી સામે જોયું. કુમારાનંદે જોયું તો મુરલીના વદન પર શોકછટા આવી ગઈ હતી.

કુમારાનંદ અભયની ચેષ્ટા સમજી ગયો. તે બોલ્યો: 'જીવનની સઘળી આગલીપાછલી બાજુ કરતાં, જે એક બાજુ તમારી સમક્ષ છે તેને જ જુઓ. આ પ્રત્યક્ષ સૃષ્ટિ શું એટલી બધી મામૂલી છે કે તમે એને હમેશાં ઉપેક્ષા-યોગ્ય જ ગણ્યા કરો છો?'

અભય બોલ્યો: 'એમ તો નહિ. પણ પરિવર્તન તો સઘળી રીતે ને સર્વાંગી જ હોવું જોઈએ ના?'

કુમારાનંદને સાંભરી આવ્યું કે પોતે જાણેઅજાણે એવી વાત ઉપાડે છે કે જેથી મુરલીના જીવનમર્મ પર ઘા થાય. તે એકદમ સ્વસ્થ થઈ ગયો: 'મુરલી! તું હવે જવું હોય તો જા!' અને પાછો બોલી ઊઠ્યો: 'અથવા રહે! મને ક્યાં અનુભવ નથી? દૃષ્ટ કરતાં અદૃષ્ટ ક્યાં ઓછું સંતાપજનક હોય છે? રહે આંહી જ રહે.'

અને પછી તેણે તુરત વાત ફેરવી નાખી. પોતે મુરલીને મોકલી દઈને પછી તેની વાત કરી હોત તો એ અદૃષ્ટ ઘા વળી મુરલીની કલ્પનાને વધુ ભયંકર લાગત. પોતે આ સમજી શક્યો નહિ, તેથી તેને જરાક ગ્લાનિ પણ થઈ. ગ્લાનિને કાઢી નાખવી હોય તેમ તે બોલ્યો: 'જો ને, હું પણ હવે કેવો ભુલકણો થયો છું. એ જ ભૂલી ગયો કે તારા શિક્ષણની વાત અભયને કહેવી છે માટે તો મેં તેને રોકેલ છે!'

અભયને કુમારાનંદની આ વાત પૂરી સમજાઈ નહિ, પણ તે સમજી ગયો કે મુરલી વિષે વધારે વાત કરવાની

કુમારાનંદની ઇચ્છા નહોતી. તેણે પણ એ વાત પડતી મૂકી. પરંતુ એક વસ્તુ એની નજરબહાર રહી શકી નહિ: કુમારાનંદ મુરલી પ્રત્યે એવો વિશિષ્ટ ભાવ ધરાવે છે કે જેવો કોઈક જ માણસ—હજારલાખમાં એકાદ માણસ—ફૂલ પ્રત્યે ધરાવતો હોય!

બન્ને હજી બેઠા હતા એટલામાં તો કોઈકના દોડવાના અવાજે જાગ્રત થઈ ગયા.

'કોણ?'

જવાબમાં રણજિત પોતે જ અંદર આવ્યો. 'સ્વામીજી!' તે બોલ્યો, ને પછી અભયને જોઈને આગળ વધતો અટકી ગયો.

આ રણજિત રખડુ ને સ્વચ્છંદી હતો. તેના આ રખડુ સ્વભાવને બહાદુરીમાં ફેરવી દેવા કુમારાનંદે મહેનત કરી હતી, અને આજે હવે એ તન, મન, ધનથી કુમારાનંદનો બની ગયો હતો. એટલે જ સજ્જન તથા મોદી સાથે થોડે જઈ, તેમની નજર ચૂકવી તે પાછો ફરી ગયો હતો. તેને આગળ બોલતાં અટકી ગયેલો જોઈ કુમારાનંદે કહ્યું: 'કયું નહિ બોલતે હો?'

'સ્વામીજી! તમારા ઉપર ને આમના ઉપર સૌ ગુસ્સે થયા છે!'

'સૌ? અચ્છા—કૌન કૌન?'

'એક તો પોલીસ પટેલ. બીજા મોદી. પછી જીવુભા દરબાર અને છેલ્લા નિશાળના સાહેબ! આટલા.'

'નિશાળના સાહેબ?'

'ત્યારે નહિ? આ લોકોએ સાહેબને લખ્યું છે, ને

થોડા દિવસમાં તે તપાસ કરવા આવશે.'

'તને કેમ ખબર પડી ?'

'મને કહ્યું કે તારે તે દિવસે આવવાનું છે ને સાહેબને અમે કહીએ તેમ કહેવાનું છે !'

'અચ્છા, ભાઈ! જેમ જેને સૂઝે તેમ કરે. પણ ભાઈ! તમે પણ ધ્યાન રાખજો. ગામલોક અજ્ઞાન છે. કાયદેસર ન ફાવે તો કાયદો હાથમાં પણ લે. મેં સાંભળ્યું હતું કે એક વખત હોળીના તહેવારનો લાભ લઈ માસ્તરને હેરાન કર્યો હતો—ને આ વખતે પણ એ તહેવારો નજીકમાં છે. ધ્યાન રાખવું, બીજું શું ?'

કુમારાનંદ પાસેથી મોડી રાતે અભય પાછો ફર્યો ત્યારે રણજિત એની સાથે ચાલ્યો. અભયને ખબર ન હતી, પણ રણજિત એના મનથી તેનું રક્ષણ કરી રહ્યો હતો.

કેટલાંક માણસો વિષે તમે જે ધારો છો તેથી તે બરાબર ઊલટાં હોય છે. વિધવા લક્ષ્મીનો છોકરો રણજિત એ કાંઈ ગામમાં બહુ પ્રશંસાપાત્ર વ્યક્તિ ન કહેવાય. સૌને ખબર હતી કે રણજીતના જેટલો વાતોનો શોખીન કોઈ જ નહિ હોય. બીડી તો એણે નાનપણથી જ સ્વીકારી હતી— અને તેથી હોઠમાં બીડી રાખવાની, રાખી મૂકવાની, ને ફૂંકવાની જે અનેક 'કલાત્મક' રીતિઓ હતી તેમાં એને ભાગ્યે જ કોઈ પહોંચી શકે. નાકમાંથી બીડીના ધુમાડા કાઢવામાં એને હજી કોઈ હરાવી શક્યું ન હતું. શેરડીનો સાંઠાના એકઝપાટે ચાર કકડા એ કરી શકતો. નાળિયેરના ધુંબા ભેગો ગોટલો કાઢી નાખવાની એની બહાદુરી વિષે કોઈએ શંકા ઉઠાવી ન હતી. દિલગીરી માત્ર એટલી હતી કે આટલાંઆટલાં પરાક્રમોની વિજયગાથા પોતાને નામે ચડાવ્યા છતાં, ભંડારિયાના કોઈ મંડળે રણજિતને નહોતું માનપત્ર આપ્યું કે નહોતી ફૂલની માળા પહેરાવી. એકાદ સુવર્ણચંદ્રકથી પણ એની કદર કરવાનું કોઈને સૂઝ્યું ન

હતું. આ ઉપેક્ષાથી રણજિતને ફાયદો થયો કે નુકસાન તે કહેવું મુશ્કેલ છે; પણ લક્ષ્મીને તો ખાતરી થઈ ચૂકી હતી કે આટલી ઉપેક્ષા છતાં રણજિત પોતાનું કામ છોડતો નથી, એટલે હવે એ કામ એને છોડવાનું નથી.

નોનમેટ્રિક—એ પણ એ જમાનામાં લાયકાત ગણાતી—થયા પછી રણજિત બેત્રણ વર્ષ તો ગામનો વગરપૈસાનો ચોકીદાર હતો. રણજિતની મિત્રમંડળી માત્ર વર્તમાનકાળમાં અસ્તિત્વ ધરાવતી હોત તો તો ગામને એનાં પરાક્રમની ઓછી પિછાન થાત. ગામના જેટલા તરવાના શોખીન, ફરવાના શોખીન, ગાવાના શોખીન, વાંસળી વગાડવાના શોખીન, ભવાઈ જોવાના શોખીન, બજાણિયા જોવાના શોખીન, એ સઘળા તો જાણે રણજિતના દિલોજાન દોસ્તો હતા જ; પણ એ ઉપરાંત ગામની ઘરધરાવ બોરડીઓથી બોર ચોરવાવાળા, વાડામાં પેસીને ચીભડાં પડાવવાવાળા, વાડમાં પેસીને શેરડી ચોરવાવાળા, ખેતરમાં જઈને મગની શીંગો વીણી લેવાવાળા, પોંખનો સ્વાદ સૌથી પહેલો વગરપૈસે લેવાવાળા, એવા એવા ગામના સજ્જનોનો પત્તો જોઈએ તો પગેરું કાઢતાં કાઢતાં છેવટનો પગ રણજિતને ત્યાં જઈને અટકતો હોય! પણ આ વર્ત્તમાનકાલીન મિત્રો પૂરતી સંખ્યામાં ન હોય, તેમ તેણે ભૂતકાલમાંથી પણ અનેકોને વીણીવીણીને પોતાના ગંજીફાદરબારમાં કે ચોપટમંડળમાં રહેવાની ટેવ પાડી હતી! કાંકરી ગાંડી થઈ હોય ને રાતના બારના સુમારે કોઈ એકાદ નવરા મિત્રના ખાલી ઘરમાં ચા પણ ઊકળતી હોય ત્યારે રણજિત—શિવાજીને ભવાની કેમ મળી તેનો મરાઠી બખર લખનારને પણ માલુમ

ન હોય એવો વિશ્વાસપાત્ર ઇતિહાસ પોતાના જેવા બેચાર મિત્રોને આપતો હોય, કે પાણીપતની ત્રીજી લડાઈના વ્યૂહ વિષેની શાસ્ત્રીય રચના સમજાવતો હોય!

અભિમન્યુ, અર્જુન ને કર્ણ—રણજિતને તેમના સાથ વિના એક દિવસ પણ ન ચાલે. જે દિવસે રણજિત દ્રૌપદી-સ્વયંવર ન કરી શકે તે દિવસે એને લાગે કે દુનિયામાં કોઈને હવે કશી સારી વાતમાં રસ રહ્યો જ નથી. અરધી રાતે આ ગૃહસ્થો રણજિતના ચોપાટદરબારમાં હંમેશાં આવતા ને હમેશાં વીખરાઈ જતાં. પદ્મિની, લક્ષ્મીબાઈ, અકબર, પ્રતાપ, વિક્રમ, કાલિદાસ—અને એવાં તો અનેક ઐતિહાસિક પાત્રો પોતપોતાની હમેશની નિયમિત હાજરી આ દરબારમાં પુરાવી પુરાવીને પોતાને જાણે કે આજના સરકારી ગુનેગારવર્ગની માફક ગુનેગારવર્ગમાં ગણતા થઈ ગયાં હતાં: અને રણજિત બોલાવે કે ન બોલાવે પણ તેઓ હાજર થઈ જતાં.

આ રણજિત વિષે તમે બીજું કાંઈ ન કહી શકો, પણ આટલું તો નિ:સંશય કહી શકો કે એ કોઈ દિવસ પોતાની જાતને સંભાળવાની તસ્દી લેવાનો નથી. અને છતાં જ્યારે કુમારાનંદ શાસ્ત્રી પાસેથી એ પહેલવહેલાં પોતા વિષે કાંઈક વિચાર કરવા લાગ્યો ત્યારે સૌને લાગ્યું કે ભાઈ રખડુ છે, ને શાસ્ત્રી સાથે પેલી છોકરી જેવી બૈરી આવી છે, એટલે ભાઈએ જરા ટાપટીપ શરૂ કરી છે. ને વાત તદ્દન સાચી હતી. જ્યાં સુધી મુરલી ન હતી ત્યાં સુધી રણજિતને ક્યાં શોધવો એ અઘરો કોયડો હતો. મુરલી આવ્યા પછી એને ક્યાં ન શોધવો એ જાણે કે જાહેર થઈ ગયું હતું.

મુરલી આવ્યા પછી એ જરાક વિવેકી પણ થયો હતો. કપડાં પણ ઠીકઠીક લાગે તેવાં પહેરવા લાગ્યો હતો. એને હવે પહેલવહેલું લાગવા માંડયું કે ચોરીને શેરડી ખાવાથી એનો સ્વાદ જતો રહે છે, માટે હવે આતવારે ને છાશવારે ચોરી ન કરતાં કોઈ કોઈ વખત કરવી. ગંજીફો રમવામાં અપાર આનંદ લેનારને હવે એ રમતમાં છોકરમત લાગવા મંડી, ને ચોપાટ રમતાં કોઈ કોઈ વખત માથું ચડવા માંડયું! એની પોતાના જીવન પ્રત્યેની આવી બેવફાઈથી એના મિત્રો નારાજ થઈ ગયા હતા, ને એને એક પછી એક તજી જવા લાગ્યા હતા.

પણ એના ભૂતકાળના મિત્રોએ તો હવે એને હેરાન-હેરાન જ કરી નાખ્યો. સોળ વર્ષનો શિવાજી એને પૃથ્વીથી આકાશ જેવડો વિરાટ લાગવા મંડયો: ને પોતાના મૈત્રીના બદલામાં રણજિત પાસેથી હિસાબ માગવા લાગ્યો. અંતે રણજિતે થાકીને મુરલીનું શરણું લીધું. મુરલી એને કોઈ વખત કહેતી: 'કયું? છોટાસાહબ! અબ તો આપ ઘરસંસાર છોડ કર બેરાગી બન ગયે?'

રણજિત કાંઈ બોલતો નહિ. પણ એના અંતરમાં એમ થતું, કે આ સ્ત્રી પાસે બેસીને દિવસોના દિવસો સુધી, એની વાણી સાંભળવાની હોય તો સંસારની સર્વે આધિ, વ્યાધિ, ઉપાધિ શમી જાય.

રણજિતના આવા સ્વભાવને લીધે એને જેમ એક તરફ કુમારાનંદ ને મુરલીની પાસે જ પડયાપાથર્યા રહે-વાની વૃત્તિ થઈ આવતી, તેમ બીજી તરફ અભયના હરેક કાર્યમાં પણ સાથ આપવાની વૃત્તિ રહેતી. એટલે એ

જ્યારે નવરો પડતો ત્યારે અભયને ત્યાં જતો. એની રાત્રિ-શાળા, પ્રૌઢશિક્ષણપ્રયોગ, નારીકલ્યાણમંદિર—એ સઘળાં મોટાં નામવાળાં નાનાંનાનાં કામમાં રણજીત એને ઉપયોગી થઈ પડતો. દરમ્યાન મોદી સરૂપચંદ, પોલીસ પટેલ સજ્જન, દરબાર જીવુભા, અને એવા એવા માણસોને અભયનો સ્વભાવ ને કામ બન્ને ખૂંચી રહ્યાં હતાં: તેમણે અભયને રવાના કરી દેવાની ખટપટ શરૂ કરી હતી, અને રતિકાન્તનું અપમાન તેમાં મુખ્ય ભાગ ભજવી રહ્યું હતું.

થાણદાર રતિકાન્તનું પોતે અપમાન કર્યું છે એ વાત અભયના ખ્યાલમાંથી તો લગભગ સરી ગઈ હતી. એની અત્યારની મનોવૃત્તિને પરિણામે એ તો ધીમેધીમે બીજી સઘળી પ્રવૃત્તિઓનો ત્યાગ કરવાનો વિચાર પણ ગંભીરતાથી ચલાવી રહ્યો હતો. આ ગામમાં રહી પોતાનો જીવનમાર્ગ શોધી આગળ વધવાની મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈને એ આંહી આવ્યો હતો. તેનો પોતાનો અંગ્રેજી અભ્યાસ ચાલુ હતો. પહેલાં એ અંગ્રેજી અને વૈદક એ બંનેને ગ્રામપુનર્વિધાનનાં આવશ્યક અંગો સમજતો: અંગ્રેજી એટલા માટે કે ઉપરી અધિકારીઓ પાસે પોતાની વાત સ્પષ્ટતાથી રજૂ કરી શકાય; વૈદક એટલા માટે કે ગામડાનું હૃદય જીતવાનો એ એક જ રાજમાર્ગ છે. પણ હવે એણે વૈદક છોડી દીધું હતું. એણે શંખાવળી, બહુફળી, ને કીડામારીના છોડ ઓળખવાનું તજી દીધું હતું. ઝેરકોચલાં, ગળો ને માગેજવો એ સઘળાં ગામડાનાં મિત્રોને એણે છોડી દીધાં હતાં. હવે એ અંગ્રેજી કરી રહ્યો હતો. પણ તેમાં હેતુ ગામડાની વાત રજૂ કરવાનું બળ મેળવવાનો નહિ, પણ પોતાની મહાન પ્રતિષ્ઠા જમાવવાનો

—આગળ વધવાનો—હતો. થોડા વખત પછી તો પોતે મૅટ્રિકમાં દાખલ થવા જેટલી યોગ્યતા મેળવવાની આશા રાખતો હતો. ઘણી વાર વળી આ સઘળું છોડી દેવાનું, ગામડું પણ તજી દેવાનું, ને હઠયોગનાં આસન સિદ્ધ કરી લેવાનું એને મન થઈ જતું; એ વિચાર વળી સરી જતો ને બીજો આવતો. નદીમાં અઠંગ તરવૈયા તરીકેની એની કીર્તિ ગામમાં ફેલાતાં એના મિત્રો વધ્યા હતા, જેમાં કેટલાક સારું ગાતા. એવી કોઈ ક્ષણિક લાગણીવાળી પળમાં એક દિવસ તો એણે સઘળાં પુસ્તકો ભેગાં કરી, તેમને એક ભંડારિયામાં મૂકી, એને તાળું મારી કૂંચી ફેંકી દીધી. બીજે દિવસે સવારે ચાર વાગે પાસેના વડ નીચે રહેતા એક ફકીર પાસે બેસી પોતે સંગીત શીખવા મંડ્યો: દિવસોના દિવસો વહી ગયા, ને પોતે સંગીતની ઉપાસનામાંથી એક રતીભાર પણ ચલિત ન થવા માટે બીજાં કેટલાંય પ્રલોભનો પર કાબૂ મેળવી લીધો. અભયની આવી વિચિત્રતા ગામલોકોને મન કુતૂહલનો વિષય થઈ પડી, પણ હમેશાં કલ્પનામાં જ રાચતા જુવાનો માટે એ પ્રેરણાદાયી નીવડી અભય છેવટે તો આ સઘળી નવીનવી ઉપાસના તજી—એક વિષય પર જ પાછો સ્થિર થઈ ગયો હતો: અને તે અભ્યાસ, આગળ વધવાની મહત્ત્વાકાંક્ષા. એના વિચિત્ર સ્વભાવને લીધે રણજિતને એની સાથે ઠીક મેળ જામી ગયો હતો. રણજિત એનો શિષ્ય ને મિત્ર બની ગયો હતો. બન્ને જ્યાં જાય ત્યાં સાથે જ જાય. અને રણજિતે અભયને આ ગામ વિષેની સઘળી આગમચેતી આપેલી એટલે એમની મૈત્રી વજ્રલેપ બની હતી.

આવા ગાઢ પરિચયને લીધે ઘણી વખત અભય રણજિતને ત્યાં જતો, તો કેટલીક વખત રણજિત પણ તેને ત્યાં આવતો.

એક વખત ગોરજ ટાણે અભય રણજિતને ત્યાં ગયો. એણે ખડકીમાંથી અંદર જોયું તો અંદર ખાટલા ઉપર બેસીને એક જુવાન છોકરી કાંઈક કામ કરી રહી હતી. એ કોણ છે તે અભયને ખબર ન હતી; પણ તેને એક વસ્તુ અત્યંત આકર્ષક લાગી કે એ પોતાના કામમાં એટલી તલ્લીન હતી કે કોણ આવે છે ને જાય છે તેને વિષે એને લેશ પણ ધ્યાન ન હતું. એટલામાં અંદરથી કોઈકે બૂમ મારી :

'રેણુકા ! જો તો બહાર કોણ ડોકાય છે ?' અભયે તે સાંભળ્યું, પણ હવે પાછા ફરવું મુશ્કેલ હતું. ત્યાં તો રેણુકા પોતે જ ખડકી પાસે આવીને બહાર ડોકાણી.

'કોણ ?' તે બોલતાં બોલી, પણ અભયને જોઈને શરમાઈ જઈને પાછી ફરી ગઈ ને ઘરની અંદર દોડી ગઈ.

ઘરની અંદરથી આધેડ વયની એક બાઈ બહાર આવી, 'આવો, આવો, માસ્તરસાહેબ ! રણજિત હમણાં જ આવશે, બેસો. અમારો રણજીત તો તમારા નામની માળા જપે છે. તમને તો શી ખબર પડે—તમારી કાકી હોય તો જાણે—પણ અમે ને તમે દૂરદૂરનાં કાંઈક સગા પણ છીએ. રેણુકા, પાણી લાવ તો.'

અભય જઈને અંદર બેઠો. રેણુકા એક સ્વચ્છ કાશીઘાટના લોટામાં પાણી લાવી. તેણે પહેરેલું વસ્ત્ર તેની જુવાનીને વધારેપડતી જાહેરાત આપે એવું હતુંઃ કાંઈક પાતળું હતું, ને ઘરમાં પહેરવાનું એટલે કાંઈક નાનું પણ

હતું. અભય તેના તરફ જોયા વિના રહી શક્યો નહિ. વિવેકની ખાતર તેણે આંખ તો તરત પાછી ફેરવી લીધી— પણ રેણુકાનો નારી દેહ, એને કોઈ પણ નારી દેહ કરતાં વધુ આકર્ષક લાગ્યો: તેમાં એણે સ્પષ્ટ નારીત્વ જોયું. એણે તરત કહ્યું: 'હું રણજિતને મળવા આવ્યો'તો. હું તો એને બોલાવવા આવ્યો હતો.'

'કેમ ?' લક્ષ્મીએ પૂછ્યું.

'અમે રાત્રિશાળા શરૂ કરી છે નાં, તેમાં માત્ર મોટી ઉમ્મરનાંને દાખલ કરવાં એવો નિયમ રાખ્યો છે. રણજિત કહેતો'તો, કેટલાંક નામ આવી ગયાં છે.'

'લ્યો, ત્યારે તો અમારી રેણુકાને ઠીક પડશે—' લક્ષ્મીએ અરધું મશ્કરીમાં કહ્યું.

રેણુકા અંદર ચાલી ગઈ હતી.

લક્ષ્મી બોલતી હતી : 'એણે કરી છે પાંચ અંગ્રેજી તો પૂરી મામાને ત્યાં, પણ પછી શહેરનો ખરચો પોસાણો નહિ, ને અરધે ભણતરે પાછી બોલાવી લીધી. પછી તો રહ્યું તે રહ્યું. ને હવે વાંચે છે ઘેર—પણ એ તો પછી એવું રતો. આ વરસે તો કાઠું પણ બહુ કરી ગઈ—'

અભય ઊઠ્યો, 'ઠીક લ્યો, ત્યારે હું જાઉં. રણજિત આવે તો કહેજો.' તેણે પાછળ જોયું હોત તો તેને ખબર પડત કે બારણા પાછળથી રેણુકા તેને જોઈ રહી હતી.

તે થોડે દૂર ગયો ત્યાં જ રણજિત સામે મળ્યો. હમેશના નિયમ પ્રમાણે તે ઉતાવળમાં હતો. તેને ખરી રીતે કોઈ દિવસ કાંઈ કામ ન હતું, અને છતાં એક પળ પણ કામ વિનાની ન હતી.

'સાહેબ! તમને ખબર છે?'

'શી?'

'આ હુતાશની પર લોકો તમને મારવાના છે. ગોઠવણ થઈ ચૂકી છે!'

કાંઈ ન હોય તેમ હસીને અભયે કહ્યું: 'તેમાં તું પણ ખરો કે?'

'હું? અરે, ના રે. હું તો આજ રોઝડી જઈ આવ્યો.'

'રોઝડી?'

'હા. આ પડખેનું ગામ. આથમણી કોર. મામંદિરથી બે ગાઉ.' જગન્નાથની મંદિરને લોકો મામંદિર પણ કહેતા.

'ત્યાં? ત્યાં શું કરવા?'

'ત્યાં મારા દોસ્તદારો છે!'

અભય હસી પડ્યો: 'તારા દોસ્તદારો ક્યાં નથી? પણ શું રાયગઢનો કિલ્લો લેવાનો છે કે શું? કે કાંઈ નવું કામ કાઢવાનું છે?'

રણજિત કાંઈ બોલ્યો નહિ. પણ તેનું મોં બોલુંબોલું થઈ રહ્યું હતું.

'હું તારે ત્યાં જઈ આવ્યો.'

'ત્યારે તો મારી મા મળ્યાં હશે?'

'હા.'

'બોલ્યાં કાંઈ?'

'એમ કહ્યું કે આ રણજિતને એવું ઘેલું લાગ્યું છે કે બસ કુમારાનંદની પાસે જ બેઠો રહે છે. એવું તે ત્યાં શું છે?' અભય પોતાના શબ્દોની શી અસર થાય છે તે જોવા લાગ્યો.

રણજિત થોડી વાર પછી બોલ્યો: તેના સાદમાં સાચી શ્રદ્ધા ને પ્રેમ હતાં: ' અરે, સાહેબ! તમને હું શું કહું? મને ઘણી વખત થાય છે કે હું કવિ હોઉં તો એક મહાકાવ્યનો ગ્રંથ રચું; શિલ્પી હોઉં તો કોઈ મહાન પ્રતિમા સરજું. મને કાંઈક કરવાનું—કાંઈક કરી નાખવાનું—શું એ ખબર નથી—પણ કાંઈક કરી નાખવાનું મન થઈ આવે છે. હું જ્યારે ત્યાં બેસું છું—' રણજિત ઉત્સાહમાં બોલ્યો જતો હતો. અભયે મુરબ્બીવટથી સ્મિત કર્યું:

' ત્યાં? ત્યાં એટલે?'

' સાહેબ, આ છે નાં—મુરલી—ત્યાં બેસું છું તેના સાન્નિધ્યમાં —'

અભય ચમક્યો. પણ તેણે પ્રોત્સાહનભરેલા હાસ્યથી રણજિતને ઉત્તેજન આપ્યું: ' હા—ત્યારે શું?'

' ત્યારે સાહેબ—મને સ્વપ્નાં—બસ, સ્વપ્નાં જ આવે છે. મને લાગે છે કે કોઈ નવી સૃષ્ટિ રચું: રંગબેરંગી ફૂલક્યારા બનાવું: જાણે ઠેરઠેર રંગીન પાણીના જલધોધ રચું: ઠેકાણે ઠેકાણે અપૂર્વ પ્રતિમાઓ બેસારું: જાણે સોનેરી જલપ્રવાહથી નદીઓ છલકાવું—'

' તું કવિ લાગે છે—' અભય પોતે પણ નાનો હતો ત્યારે કવિતા કરતો તે એને યાદ આવ્યું. માલિની પણ યાદ આવી ગઈ—અને આજે જોયેલી રેણુકા પણ એની નજરે તરી રહી. પણ હવે તેણે કવિતા છોડી દીધી હતી, જ્યારે રણજિત તો કવિતા કરતો નહિ—પણ સૃષ્ટિને જાણે કવિતામાં હોય તેવી નવી ભૂમિ કરવા મથતો હતો. તેણે એના આ અશક્ય આદર્શનો ઉપહાસ કર્યો: ' પણ જો, પંદર વર્ષની

વય થઈ ગયા પછી કવિતા કરવી, એ ઘેલછા છે. તારી મા તો કહેતાં હતાં કે આમ ને આમ રણજિત રખડ્યાં કરશે તો ઘરસંસાર કેમ ચાલશે ?'

'અરે, સાહેબ, તમને ખબર નથી ત્યારે ?'

'કેમ ? બહુ પૈસા છે મા પાસે ?'

'ના, ના.'

'મારી બહેન છે નાં ?'

'કેમ તારી બહેન કામવાની છે ?'

'ના, ના. હજી તમે સમજ્યા નહિ. તમે બહેનને જોઈ છે ?'

'હા. કેમ ?'

'મોટી ઉમ્મરની છે, ને માએ મને કહ્યું છે કે બહેન તો કોઈ મોટી જગ્યાએ પરણશે. એટલે મારે કમાવાની શી કડાકૂટ રહેશે ? ને મારે જોઈએ પણ શું ? બે જોડી લૂગડાં— ને બે મણ દાણા. એટલું તો બહેન આપશે—'

અભય રણજિતની આ ફિલસૂફી સાંભળી રહ્યો.

'ને તું આંટા મારશે, એમ ?'

'ના. હું—હું તો કામ કરીશ. કામ ક્યાં થોડું છે ? આજે અમે કેટલી યોજનાઓ કરી, ખબર છે ?'

'ના.'

'જાણે એક તો મામંદિરનો મહોત્સવ ઊજવવો. બીજું ભજનમંડળી ગામડે ગામડે ફેરવવી. ત્રીજું બધી બૈરીઓને તાવ, સળેખમ, એવા સાદા રોગની માહિતી આપી દેવી. ચોથું મામંદિરના જ ચોગાનમાં એક એવું મકાન કરવું કે જેમાં બધા ધર્મનાં પ્રતીકો હોય—સર્વધર્મ-

સમન્વય—માનવ માટે ધર્મ : ધર્મ માટે માનવ નહિ.'

'હા—' અભયને છોકરો સ્વપ્નદર્શી ને તરંગી લાગ્યો. પણ એની બ્હેન માટે આવું ભવિષ્ય એ કલ્પી બેઠો હતો એ જરા વિચિત્ર લાગ્યું. ખરી રીતે રેણુકાના આ સમાચારથી એને કાંઈ થવું ન જોઈએ. છતાં તેને લાગ્યું કે આ સમાચારથી એને કાંઈક ચાલ્યું જતું હોય તેવું લાગ્યું છે. એના અંતરની કોઈ જગ્યા શૂન્ય લાગે છે. એણે તરત વાત ફેરવી લીધી, મન રોકી લીધું.

'પણ તું મારી પેઠે તારા પોતાને માટે કાંઈ જબરજસ્ત યોજના ન ઘડે ?'

'તમારી શી યોજના છે ?'

'તું જુએ છે નાં શહેરમાં—લોકો કેવા ભભકાબંધ ફરે છે! મોટા ડૉકટરો, વકીલો, સાહેબો, એંજિનિયરો, એજંટો, પ્રોફેસરો—એ વર્ગમાં ક્યાંક મારે જગ્યા કરી લેવી છે. મારે ભવિષ્ય ઘડવું છે.'

'ત્યારે તો તમે અહીંથી ચાલ્યા જશો ?'

'તુરત તો નહિ. પણ હું અભ્યાસ કરી રહ્યો છું. તું પણ અભ્યાસ કરી તારું ભવિષ્ય ન સુધારે ?'

રણજિતનો ચહેરો પડી ગયો : 'મને પણ લાગે છે હું કાંઈક કરું. પણ મારાથી મારે માટે કાંઈ જ થાતું નથી. એવું કરવાની તૈયારી કરું છું ને મારા પગમાંથી જોર જતું રહે છે. ગામને માટે કાંઈક કરવાની વાત આવે છે, બીજા માટે આ કરવાનું છે એમ સૂઝે છે, કે કોણ જાણે ક્યાંથી પગમાં જોર આવે છે. પણ હું મારે માટે કાંઈ જ કરી શકતો નથી—કોણ જાણે શું છે!'

અભય એની સામે જોઈ રહ્યો. આ બુદ્ધિશાળી, તેજસ્વી, પરાક્રમી જુવાન હતોઃ પણ એ આંહી રહીને શું કરી શકશે?—બહુબહુ તો એકાદ લાયબ્રેરી કાઢશે. તેને એના ભવિષ્ય માટે ચિંતા થઈ. પણ તે વધુ બોલ્યો નહિ. તેણે રજા લીધી.

રસ્તામાં પાછા ફરતાં રણજિતે કાલે જ કાંઈક સંગીન કામ ઉપાડવું, એવી મન સાથે યોજના ઘડી. એટલામાં તો એના ગંજીફાદરબારના મિત્રોએ એને રસ્તામાં જ રોક્યોઃ

'રોઝડી જઈ આવ્યો?'

'હા.'

'પછી?'

'પછી શું? સાળાઓને બરાબર ચખાડવી છે. જુઓને, વ્રજલાલ ને તેના બધા ભાઈબંધોને સરૂપચંદે ને પોલીસ પટેલે ને જીવુભાએ ચડાવ્યા છે, આ પેલી નાળમાં એ બધાય ઊભા રહેવાના છે—પાણકા, નળિયાં, છાણાં લઈને. તે માસ્તર ત્યાંથી નીકળે કે એકહારે ધાની રમઝટ બોલવાની છે—'

'પકડાશે નહિ સાળા?'

'પકડશે કોણ કાકો? પણ મેં એક જુક્તિ ગોતી કાઢી છે. મારા બેટા, માસ્તર ઉપર સવારે ચાર વાગે રમઝટ બોલાવશે એટલે કોઈ કાળો કાગડોય ફરતો ન હોય. ચાર વાગે માસ્તર ફરવા જાય છે એ તક સાધી છે. આપણે રાતે ને રાતે નાળામાં ધોળી ધૂડના સૂંડલા પાંચપચીસ ઠાલવી દેવા—'

'પણ એ કરશે કોણ?'

'અરે, મારી બહેન કરશે. જુઓ તો ખરા. ને પછી એમાં પાણી રેડી દેવું. સવારે એ સૌ આવે—ને ધા ધાને ઠેકાણે રહેશે ને ઊંધે કાંધ પડશે ! જાણે જર્મન તોપ છૂટી !'

સૌ એકસાથે હસી પડ્યા !

એમના મોટે હસવાના અવાજને લીધે એક કૂતરું ભસતું ભસતું પાસેના ઉકરડા તરફ દોડ્યું. પણ ત્યાં નીરવ શાંત રાત્રિની એકાંતમાં પોતાની ફિલસૂફી ભણતા ગધેડાએ એના અવાજને દાબી દે એવો મોટો સૂર પ્રગટાવ્યો: જાણે કહેતું હોય કે ભાઈ કૂતરા ! સમાજમાં તો હમેશાં મોટો અવાજ કામ કરે છે !

અને ખરેખર થયું પણ એમ. એને ભૂંકતું જોઈ ને છોકરાઓ પણ સૌ શેરીમાં દોડી ગયા.

રણજિત અને તેના મિત્રો એકદમ દોડી ગયા ન હોત તો સામેથી આવતી રેણુકાને કદાચ જોઈ શકત. અમે એમ કહેતા નથી કે રેણુકાએ પગમાંથી ઝાંઝર કાઢી નાખીને અભિસારિકાનો વેષ લીધો હતો. એના મનમાં કદાચ એવો ખ્યાલ પણ નહિ હોય. પણ માએ એને દૂધની લોટી આપી આવવા માટે અભયને ત્યાં મોકલી, ત્યારે તેણે મોંએથી આનાકાની કરી હતી, અને માની સમજાવટ પછી જ એ વાત એણે અત્યારે સ્વીકારી હતી. અને છતાં શેરીમાં આવતાં રણજિતનો સ્વર સંભળાતો જોઈ, કદાચ એ સામે મળશે તો એ જ દૂધની લોટી લઈ આપવા જશે એમ ધારીને, કે પછી ગમે તેમ, રેણુકાએ પોતાનો જવાનો માર્ગ બદલી નાખ્યો હતો. અભિસારિકાનાં ન હોય તોપણ આ લક્ષણો કાંઈ શાંત કુમારિકાનાં તો ન હતાં. માએ કહ્યું હતું,

'દૂરનાં સગાં એટલે જવામાં વાંધો નહિ, અને એવાં સગપણ આજ કોણ લગનવિવાહમાં ગણે છે!' એટલે પહેલા વાક્યે એની શરમ ઉડાવી દીધી. અને બીજા વાક્યે આશા આપી.

આટલી મનોદશા પરથી અમે તેને અભિસારિકા ગણત નહિ. પણ જ્યારે અભયના ઘર પાસે પહોંચી તેણે બારણાની સાંકળ ખખડાવવા હાથ લાંબો કર્યો, ત્યારે તેના મોં પર એક સ્મિત આવીને ચાલ્યું ગયું: હાથ જરા ધ્રૂજ્યો: પણ પછી ઉત્સાહમાં હોય તેમ તેણે ઉતાવળે સાંકળ ખખડાવી હતી. કારણ કે એનું મન એ પોતે તો કોઈને કળાવા ન દે: પણ આ કુમારિકાના મનની રાતદિન ચોકી કરનારી પેલી બંગડીઓ વધારે વેગમાં ને ઉતાવળે અવાજ કરીને એના મનને પ્રગટ કરી રહી હતી.

એના પ્રત્યુત્તરમાં હોય તેમ અંદરથી અવાજ આવ્યો:

'કોણ?'

'એ તો હું—હું રેણુકા! મારી માએ દૂધ મોકલ્યું છે—'

'અરે!' અભય બારણું ઉઘાડી સામે ઊભો. ફળીમાં થાંભલા પર સળિયે લટકતું ફાનસ હતું, તેના પ્રકાશમાં રેણુકાનું વદન શોભી ઊઠ્યું.

'અરે! તમે આવ્યાં! રણજિત સામે ન મળ્યો?'

રેણુકાએ જરા હોઠ દબાવ્યો. ધીમેથી જવાબ આપ્યો: 'ના, મને તો કોઈ સામે મળ્યું નહિ!'

'દૂધ શું કરવા મોકલાવ્યું?'

'મારી માએ કહ્યું કે આપી આવ—'

કાંઈક શરમથી ઉચ્ચારાતા, ધીમે બોલાયેલા શબ્દોનું અજબ માધુર્ય અભયના અંતરને ડોલાવી રહ્યું. તેણે જરાક

વાત આગળ લંબાવી:

'અરે ! પણ તમારે ધક્કો થયો ! રણજિત મળી ગયો હોત—'

સોડિયામાંથી હાથ લાંબો થયો. દૂધનો લોટો તેણે અભય સામે ધર્યો.

બોલાયેલા શબ્દના માધુર્ય કરતાં લાંબા થયેલા હાથનું મૌનભરેલું માધુર્ય અજબ રીતે વધુ આકર્ષક બની રહ્યું. અભયે દૂધનો લોટો લેવા હાથ લાંબો કર્યો: અને કાંઈ સમજે તે પહેલાં, લોટાના નીચેના ભાગમાં, તેની આંગળીથી રેણુકાની આંગળીનો સ્પર્શ થઈ ગયો.

શેલી અને કીટ્સનાં કાવ્યોનું પાન કરનારું હૃદય એક ઘડીભર પોતાનું અસ્તિત્વ ભૂલી જઈ કેવળ મનોમુગ્ધ કરનારી આ યુવતીમાં જઈને બેઠું. એણે બોલ્યા વિના એને જીતી લીધો હતો. પણ આ વિજય મેળવતાં એનો પોતાનો તો પરાજય થયો હતો.

'જો જો—' રેણુકા બોલી. તેને ભય લાગ્યો કે લોટો પડી જશે.

અભય નિદ્રામાંથી જાગ્યો. પણ તે જાગ્યો ત્યારે રેણુકા પગથિયાં ઊતરી રહી હતી.

'આ લોટો ?—'

'એ તો કાલે રણજિત લઈ જશે—'

અને એ તરત અદૃશ્ય થઈ ગઈ. એને વધુ રોકવા માટે અભય પાસે હવે કોઈ શબ્દનો આધાર પણ ન હતો. પોતાની નજર સમક્ષથી વહી ગયેલી મધુર સ્વપ્નપ્રતિમા જેવી રેણુકાને સ્મૃતિમાં જાળવી લેવાનો અભય પ્રયત્ન કરે

છે, ત્યાં તેણે પોતાની સામે પટાવાળાને ઊભેલો જોયો.

'સાહેબ !'

'કેમ ?'

'આ આપનું 'નોટપેડ' હતું. પછી મેં લઈ લીધું—' અભયે હાથ લાંબો કરી કાગળ લીધો. અક્ષર ઓળખ્યા. કાકીનો કાગળ હતો.

'બીજું કાંઈ ?'

'આ સાબ બીજું તો શું ? આ ગામ એક લોંઠું છે. ને ગામલોકને ચડાવે છે પણ બહુ—'

'કોણ ?'

'સરૂપચંદ તો, બીજું કોણ ? ને કુલીસ પટલ—દરબાર જીવુભા પણ હારે—'

'કેમ ?'

'ઈમ કીમ શું ? અમ કાંટિયા વરણને એ આંકડા પાડતાં તમે શાખવો તો બચારા વાણિયાનો ગુદારો ક્યાંથી થાય ? ઈટલે સરૂપચંદને ઈ પેટમાં દુખે છે. ને કુલીસ પટલ તો થાણદારની ભેરમાં રેવા હાટુ થઈ ને—ને દરબાર તો મફતના—'

'હશે.'

'આંઈનું લોક અજડ સાબ ! વખતે ઠોંટ બૂંહટ કરી લ્યે—હોળીનું પરબ માથે રીયું—'

અભય કાંઈ બોલ્યો નહિ.

પટાવાળો સલામ કરીને ગયો. એટલે અભયે બારણું બંધ કરી કાકીનો કાગળ વાંચવો શરૂ કર્યો.

**ફુઈનો** કાગળ નીચે પ્રમાણે હતોઃ

'ભાઈ,

અમે સૌ તને સંભારીએ છીએ. વશરામ સંભારે છે.
રૂજી મોચી સંભારે છે. ઝમકુકાકી સંભારે છે. સૌ તને
ભારે છે. પરદેશના મામલા છે માટે શરીર સાચવીને રેવું.
ો બહુ બહાર ફરવું નહિ. લોક નો સુધરે તો જાય
નમમાં, પણ બીજે બધે કરતો તેવી ઉપાધિ કરીશ માં.
ચોરે લોક ભેગા કર્યાં છે, ને હિસાબ સમજાવ્યા છે, ને
ને હિસાબ શિખવાડયા છે, ને દેશપરદેશની ને અલક-
કની વાતું કાઢી છે, ને એવુંએવું ઊંધું કામ કરીશ માં.
શિખવાડયું તે તને શું મળ્યું? લોકે ભેગા થઈને
ણિયા ગરાસ્યાના શીખવ્યાં તારા ગાડા વાંહે ધૂળ ઉડાડી
તું ભૂલી ગયો? હવે આ ગામ કાંઈ ઉપાધિ કરીશ
. બીજું આપણું એક ઢાળિયું મિયાણાની ડોસીને ભાડે
ાપ્યું છે. ભાડું મહિને ૭ આના ઠરાવ્યું છે. ઓણ
ારના છોડ કાંઈ સારા થયા નોતા એટલે સુકવણી કરી

નથી. પણ ચીભડાંની કરી છે તે તું સથવારે આવતે જતે મગાવી લેજે. બીજું ઝમકુકાકીની વોડકી વિયાણી છે ને વાછડી આવી છે. ખીરું આપી ગ્યાં'તાં ને અમે સૌએ ફળિવાળાંએ બળી કરીને ખાધી છે. હમણાંહમણાં કેશવા ખાંટે પાછો ઉપાડો લીધો છે. આપણા વાડામાં મોઢવાની વાંહે બેઠો બેઠો ખાડો ખોદતો'તો. મેં ધમકાવ્યો અટલે હાલ્યો ગયો. પણ હુતાશણી માથે છે ને આ વખતે આપણા છાણાની વળ ઉપર સૌની નજર પડી છે. થાય ઈ ખરું. મારો પીટ્યો ઠાકરડો ભીલ આ વખતે સૌને ચડાવી રહ્યો છે. મને તો થાય છે કે થાવું હોય ઈ થાય, પણ હુતાશણી ઉપર તારી પાસે ભાગી આવું. આપણી ભીંતમાં એક બાંકોરું હતું, તે પુરાવી દીધું છે. એક દી પિતરુ દેખાણા અટલે ઘીનો દીવો કર્યો ને બાંકોરું પુરાવી દીધું છે. એમાં પણ ચારછ આનાનું ખરચ થયું. ભાઈ, હવે મારાથી કામ બનતું નથી. તેં રૂપિયો આપ્યો'તો એમાં હજી એક અરધો ને છ ફદિયાં બાકી છે. હમણાં મારે જરૂર નથી. પણ તું ટાંચ ભોગવશ માં, ને તારા હાથમાં આવે તંઈ એક રૂપિયો મોકલજે. પણ ટપાલવાળા ઉપર મોકલશ માં. ઈ મારા પીટ્યા, હાથ કાળો મશ કરાવે છે. અટલે તું પૂંજા ખોજાને લખજે, હું ઈની દુકાનેથી લઈ આવીશ.

બીજું, આપણી નાતનાં બેચાર ઘર ત્યાં છે. છોકરીયું પણ એકબે ઠેકાણે મોટી છે એમ સાંભળ્યું છે. મારાથી આ બધો ઢરડો હવે થાતો નથી. પણ તું કાંઈક ઠરીઠામ થાય તો મારું ઠેકાણું પડે. પણ તારે તો મનમાં હજાર ઘોડાં ઘડાતાં હશે.

તે દી તું શહેરમાં જઈ આવ્યો ત્યારપછી તારી દાનત ફરી ગઈ છે. તારા મનને એમ થયું છે કે હવે તો હું પણ પૂરું ભણતર ભણીને કાંઈક કરી નાખું. કાં મોટો ગવૈયો બનું, કાં પૂતળા ઘડું, કાં દવાદારૂ બનાવું, કાં મોટો સાબ થાઉં, પણ કાંક કરું. એટલે હવે તું મારી વાત સાંભળતો નથી. પણ ભાઈ, નશીબમાં હોય એમ જ બને છે. તે છતાં હું તો તારા સારુ બેપાંચ વરસ સખેદખે ખેંચી કાઢીશ. ત્યાં લખમીબાઈ આપણી ઓળખાણમાં છે. એને ત્યાં આંટોફેરો કરતો રેજે. કાંક જોતુંકારવતું હોય તોપણ ત્યાંથી લઈ આવજે. એની છોકરી રેણુકા હવે તો મોટી થઈ ગઈ હશે. પણ એને મોટા ઘરનો મોહ છે. સૌને હોય, એમાં એનો વાંક નથી. તું તારે તારા કામમાં અવચળ રહેજે ને, તો એક દી આપણું ઘર પણ મોટું ગણાશે. હું ગલઢી ડોસી બે નાડાવા આમ કે તેમ લખું પણ તું તારે તારું સંભાળજે. બીજું, ભાઈ આપણે ગરીબ માણસ રીયા. વાડ વિના વેલો ચડતો નથી, અટલે મોટાની ઓળખાણ કરતો રેજે. આપણે આટલું લાંબું લપર્શીદર ભણતર નો પોહાય. પણ આ જમાનો ભણતરનો ઠર્યો એટલે ભણ્યા વિના છૂટકો નહિ. તું તારે તારું સપનું—જી હોય ઈ પૂરું કરજે. હું ગલઢી ગલઢી પણ હજી પાંચ વરસ ખેંચી કાઢીશ. તને મોટો માણસ જોઈને પછી હું મરું તો મને નિરાંત. પણ ઝાઝા છંદમાં પડીશ માં. રેણુકાની માને કેજે કે મેં એને ઝાઝા કરીને સાંઈ કહેવરાવ્યા છે. કે છે, છોકરી બહુ દેખાવડી છે. હોય ઈ ખરું. આપણે તો ભાઈ, આગળ વધ્યે છૂટકો છે. તને સાંભરતું નહિ હોય, પણ મને

સાંભરે છે. તારો બાપ તને પાંચ વરસનો મૂકીને ગ્યો ત્યારે છેલ્લી ઘડીએ તારી સોંપણ તારી માને ને તારા કાકાને કરી હતી. મરવા આડી રાત હતી ત્યારે એણે કહ્યું: તમને બેયને મારો છોકરો સોંપું છું, એનામાં મને મોટા માણસનાં લખણ દેખાય છે. સાંકળેશ્વર જોશી આપણી પડખે રેતા, તે હવે મરી ગ્યા છે, પણ તારા બાપને એના વચનમાં ભારે શ્રદ્ધા હતી. તેણે કહેલું કે જો છોકરો થોડી મહેનત કરશે ને બેચાર પાંચ વાતમાં પડી નહિ જાય તો ભારે મોટો થાશે. તારા બાપે તારી સોંપણી કરતી વખતે કહ્યું કે આછી-પાતળી રાબ ખાઈને પણ છોકરાને આગળ વધારજો. તારા કાકાએ ગામતરું કર્યું. તારી માએ સૌને રોતા મૂક્યાં. અને મારી પાસે ઝેર ખાવા પૈસો મળે નહિ. દળણાં દળીને, કાંતીને, કાપણી કરીને, સાંઠીયું ઝૂડીને, છાણાં થાપીને, ઘાસ કાપીને મેં મારાથી થાય એટલું કર્યું. હવે તું મોટો થયો છે. એટલે તારા બાપનાં વેણ તને સંભારી દઉં છું. પાળવાં ન પાળવાં, તારો ધરમ તું જાણે. બાકી તો નસીબમાં હોય એમ જ થાય છે. તારે કોઈ જાતની આંહીની ફિકર કરવાની નથી. મારે તો ભાઈ, તારા બાપને દીધું વેણ પાળવાનું છે. છોકરી રેણુકાનું કે છે—કોઈ મોટા ઘરે માગું નાખ્યું છે. સારું. ગોઠણ-સમી જારમાં છોકરી પડે તો સારું. કે છે, બીજવર છે. પણ એ તો હોય. બધી સરખાઈ કાંઈ કોઈને મળે છે. મારે ત્યાં આવીને તને રોટલાની ઉપાધિમાંથી છૂટો કરવો છે. પણ પછી આંહી ખોરડાં કોણ સંભાળે ? આપણી ગાય ક્યાં નાખવી ? આ વખતે બે કૂંદવાં લીલવણી ખડ ભેગું કર્યું છે—તે ગામનાં માણસ પીટચાં મલકનાં ઉતાર રચાં,

એટલે એક તરણું જ રેવા નો દીએ. હજી તો બે દી પેલાં જ જે મિયાણાંને ઘર ભાડે આપ્યું છે તેના ઘરમાં મોચણ બેઠી છે, તેણે એક ગાંસડી ચોરવાનો વિચાર કર્યો. તોપણ હું વખતસર પોંચી ગઈ અટલે રઈ ગ્યું. પણ તું ભાઈ, આંહીની કાંઈ ચિંતા કરતો નહિ. તું ભણીને મોટો બાજંદો થાશે, અટલે આવાં દસ ખોરડાં થઈ રેશે. આપણા ઘર પાસે ખાંટનો પા છે તેમાં ખાંટની છોકરી ચોથડીએ ખોટો કામો કરેલો, પણ રાંડે આપણા મોઢવા પાસે ખાડો ખોદાવ્યો, ને છેવટે આપણા કૂંદવામાં છોકરું નાખી દેવાનો વિચાર કર્યો તો. બીજલ પગી સારો એટલે આપણે બચી ગ્યાં. નકર આપણા ઉપર આળ ઉતારતાં આંહીના લોકને શી વાર? ગોકળ ભરવાડે કરસન પટેલનું વણનું ખેતર વગર રજાએ ભેળવી દીધું ને બિચારા કણબી હેરાન થઈ ગ્યા. પછી રાતે સૌએ ભેગા થઈ ગોકળને માર્યો. તેને ખાટલે નાખી મોટી ઇસ્પિતાલે પણ બચે તેવું લાગતુ નથી. ગામડા ગામમાં તો ભાઈ, બીજી વાતું પણ શું હોય અટલે વધુ લખ્યું નથી—'

અભયે કાકીનો કાગળ પૂરો કર્યો, અને તેની નજર સમક્ષ તેનું ગામ, ગામના લોકો, પોતાનું ઘર, ફળી, પોતાની શેરી સઘળાં રમી રહ્યાં. પોતે ગરીબ માબાપનો છોકરો માંડમાંડ ભણીને આ ગામડાગામની નિશાળમાં નિમાયો હતો. એના જીવનનું આ પહેલું પગલું હતું. તેની નજર સમક્ષ તેની માની મૂર્તિ આવી. તેની માએ તેને માટે કેટલું વેઠીને તેને ભણાવ્યો હતો. પોતે કવિતા કરતો. એને અચાનક સાંભર્યું કે માલિની તે વખતે એની કવિતા વાંચી ગઈ હતી. ત્યારપછી તો હમણાં સુધી માલિની ક્યાં છે એ પણ એને

ખબર ન હતી: અને હવે ખબર હોય ન હોય, એ એને માટે સરખું હતું.

દૂરદૂરની એક શાંત, પવિત્ર, મંગલ, મોહક, માર્ગ—દર્શિની મૂર્તિ તરીકે માલિનીનું સ્થાન એના હૃદયમાં હતું.

એને એ કોઈ દિવસ નારી તરીકે મળી ન હતી. એના હૃદયમાં નારી તરીકેનો પ્રથમ ભાવ રેણુકાને જોતાં જાગ્યો હતો. પણ અત્યારે એ જે રીતે પોતાની જાતને ઘડવા મથી રહ્યો હતો તેમાં રેણુકા ને પરીક્ષા, ઘર ને મહત્ત્વાકાંક્ષા, ગ્રામરચના ને પ્રતિષ્ઠા, વૈભવ ને શાંત સેવા, સાધુતા ને મહત્તા—જીવનનાં જુદાંજુદાં અનેક દ્વંદ્વો—એકબીજાથી તદ્દન વિરુદ્ધ રહેનારાં એવાં ઘૂમી રહ્યાં હતાં.

એક રીતે તો એ જે જમીનનું દૂધ પીને આવ્યો હતો તેનો જ આ ગુણ હતો. એના ગામડામાં ખાંટ જાકુબના કામા કરે, ને ફળીમાં ભેગાં બેસીને સૌ બળી પણ ખાય; એના ગામડામાં કામ કરવા માટે અડવાણે પગે લોકો દોડે ને ફૂંદવામાંથી ખડ પણ ચોરી જાય; શરીરને વજ્જરનાં હોય તેમ સાચવે ને કાગળનાં હોય તેમ ટપોટપ મરે. એની પોતાની જમીને પોતાનો ગુણ ગુમાવ્યો હતો, પોતાની સંસ્કૃતિનો દ્રોહ કર્યો હતો, અને પારકી સંસ્કૃતિને જાણીને મેળવી કે કેળવી ન હતી. એનું ગામડું જેમ બળવાન ને અપંગ રહ્યું હતું, શ્રદ્ધાભર્યું ને અજ્ઞાન હતું, સાદું ને ગંદું રહ્યું હતું, તેમ એ પોતે પણ કોઈ મહાન નગરના મહાન રસ્તા પર મહાન નર થવાની મહત્ત્વાકાંક્ષા સેવી રહ્યો હતો, તે સાથે ગામડાના ખૂણાને પણ નવવિધાનથી રચવાનું સ્વપ્ન પણ સેવી રહ્યો હતો.

અભય એકદિલથી પોતાના કામમાં મંડી પડચો હતો. છતાં ઘણી વખત તેના અંતરમાં રેણુકાની છબી ગરબડ કરી જતી. એક દિવસ એવું બન્યું કે એણે જે પુસ્તક રણજિત પાસે મંગાવ્યું હતું તે આવ્યું ત્યારે અચાનક એમાંથી રેણુકાની છબી નીકળી પડી! આ છબીની સામે તે જોઈ રહ્યો. એમાં રેણુકા તો હતી જ—પણ એ ઉપરાંત કંઈક હતું: એક અદૃશ્ય રેણુકા પણ તેમાં ઊભી હતી. એ રેણુકા અજાણી હતી. એ રેણુકામાં ખુશનુમા હાસ્ય હતું; ઉલ્લાસ, વેગ, સ્ફુર્તિ, વિનોદ અને સંપૂર્ણ નારીત્વ હતું. પુરુષના ખભે ખભો લગાડીને બેસનારી, પુરુષ ન બોલે તો એને પરાણે બોલાવનારી, એની સાથે હારોહાર કામમાં ઊભી રહેનારી, મુશ્કેલીમાત્રને એક અટ્ટહાસ્યથી ઉડાવી દેનારી—માતા ધરિત્રીની પુત્રી જેવી સાચી નારી એમાં હતી. અભય તેની સામે જોઈ રહ્યો—જોઈ જ રહ્યો, અને પછી એની નજર સહન ન થતી હોય તેમ એને ચોપડીનાં પાનાં વચ્ચે છુપાવી દીધી: પણ છતાં હજી એ તો એની

સામે ને સામે ઊભી હતી !

બીજી એક વખત એવું બન્યું કે રેણુકા પાણી ભરવા જતાં આ બાજુ આવી ચડી, અને 'મારી માએ કહ્યું છે' એમ કહીને અભયનું પાણિયારું સાફ કરી, બે બેડાં પાણી નાખી, કાંઈ પણ બોલ્યા વિના ચાલતી થઈ ગઈ!

અભયે તપાસ કરી હોત તો તેને ખબર પડત કે રેણુકાએ આ કામ માની આજ્ઞાથી નહોતું કર્યું. પણ મા અને રણજિત વચ્ચે અભય સંબંધી ને તેના એકલા રહેવાની અડચણ સંબંધી, જે સંવાદ ચાલેલો, તે સાંભળીને પોતાની મેળે કર્યું હતું.

અભય કંઈક સ્વસ્થ ચિત્તે પોતાના કામમાં તલ્લીન હતો એટલામાં રણજિત આવ્યો.

'સાહેબ !'

'કેમ ?'

'મારી માએ કહ્યું છે, તમે હમણાં બે દિવસ અમારે ત્યાં જમવા આવજો !'

'કેમ એવું શું છે ?'

'અમસ્તું જ. કાંઈ ખાસ નથી.'

'સારું.'

'ને સાહેબ ! મેં પેલી યોજના કરી છે—સર્વમંદિરની તે તમને બતાવીશ : મારો વિચાર એમ છે કે ગામનાં સઘળાં ધાર્મિક મથકો જગજ્જનનીમંદિરના વિશાળ વડ પાસે ભેગાં કરી દેવાં. એટલે આખું ગામ એક જગ્યાએ ભેગું થતાં શીખે.'

'વિચાર તો બરાબર છે—પણ પૈસા ?'

'પૈસા તો સાહેબ! હું ભેગા કરી લાવવાનો.'

'ક્યાંથી?'

પોતે પૈસા ક્યાંથી લાવશે એ રણજિતને ખબર ન હતી. વળી કોઈ વસ્તુ વિષે એટલી બધી ચોકસાઇથી વાત કરવાનું પણ એને પસંદ ન હતું. તે કાંઈ બોલ્યો નહિ. તે વખતે તો તે અભયની રજા લઈને ઘેર ગયો; પણ તેના મનમાં પૈસા ક્યાંથી મેળવવા તેના વિચારો આવી રહ્યા હતા. ઘેર ગયો ત્યારે એની માએ પણ એને એ જ કહ્યું: 'ભાઈ! તું હવે થોડુંક આપણા પોતાના કામમાં ધ્યાન રાખે તો સારું નહિ?'

રણજિતે કહ્યું: 'મા! તું મને બીજું ગમે તે કામ આપીશ તો હું કરીશ. પણ આપણા કામમાં ધ્યાન રાખતાં મને આવડતું જ નથી.'

'પણ, તો પછી બેટા! જો ને, આપણાં ખેતર શી પેદાશ કરે છે? ભગા પટેલને અધભાગે આપ્યાં પાંચ વરસ થયાં. એક પાઈ આવી નથી. આમ ક્યાં સુધી ચાલશે? કેમ કાંઈ બોલતો નથી?'

રણજિત માની વાતનો જવાબ ગળી ગયો. પછી બોલ્યો: 'હવે આપણા ગામનું પાણી સુધરવાનું એ તો ચોક્કસ છે, મા!'

'હાસ્તો! તમારા જેવા કૂવા પર જઈ પાણી કેમ સીંચવું, કેમ ઢોળવું, કેમ ન ઢોળવું એ બતાવે ને પાણી નહિ સુધરે?'

'એમાં તું ન સમજે, મા! આ કામનું મહત્ત્વ તો પછી જ સમજાશે.'

'તે હું ક્યાં ના પાડું છું, દીકરા! હું પણ એ જ કહું છું. આ કામમાંથી તું પરવારે ત્યારે ઘરનું કામ કરે નાં? ને અધૂરામાં પૂરું પેલી જાદુગર મળી ગઈ!'

'જાદુગર?' રણજિત સમજીને હસી પડ્યો: 'અરે મા! તું તો એવી ને એવી જ રહી! કોણ જાદુગર? કોની વાત કરે છે?'

'આ તારી પેલી—સ્વામીજી પાસેની મુરલી!'

'હાં હાં! મુરલી—અરે મા! તું એક વખત તો એની પાસે બેસ. તને ઊઠવાનું મન જ નહિ થાય. શી એના વાતાવરણની મોહિની છે!'

'મારે નથી બેસવું. તું જઈને રહે પડ્યોપાથર્યો.'

એટલામાં બારણું ઉઘાડીને અભય અંદર આવ્યો. 'શાની વાત કરો છો?' તેણે પૂછ્યું.

'આ, એસ્તો,' લક્ષ્મીએ હસીને કહ્યું: 'અમારે રણજિતને રાતદિવસ હમણાં કામ બહુ રહે છે. કહું છું, થોડો આરામ લે, ભાઈ. પણ એ કાંઈ માને? એના વિના માનવજાતિનો ઉદ્ધાર કોણ કરે?'

રણજિત હસી પડ્યો: 'તું ભલેને કહે, મા! પણ એક દિવસ તું જોશે કે મારું કામ ઊગી નીકળે છે!'

'ઊગી તો અત્યારે જ નીકળ્યું છે ને? ખેતરમાં પાંચ વરસ થયાં બોરડીનાં જાળાં તે વિના કાંઈ ઊગે?'

રણજિત કાંઈ જવાબ આપે તે પહેલાં રેણુકા પાણી ભરીને આવી. રણજિત તેને ગાગર લેવરાવવા સામે ગયો. રેણુકાની સશક્ત ઊંચી પડછંદ દેહ નવા જોબનને કારણે જેટલી આકર્ષક બની રહી હતી, તે કરતાં વધારે આકર્ષક

તો એમાંથી ઊઠતો નારીભાવ હતો. એવા નારીભાવને પડછાયે પુરુષ સાંગોપાંગ જીવનનૌકા ચલાવવાની શ્રધ્ધા ધરાવતો થઈ જાય. ઘડીભર અભય એની સામે જોઈ રહ્યો.

લક્ષ્મી બોલી : 'છે કોઈ તમારા ધ્યાનમાં ?'

અભય તેની સામે જોઈ રહ્યો : 'શું કહ્યું ?'

રેણુકા પાણીનું બેડું ઠાલવી પાછી પાણી ભરવા ચાલતી થઈ. લક્ષ્મી તેને જતી જોઈ રહી. રણુજિત ફળીમાં ફૂલછોડને પાણી પાવામાં રોકાઈ ગયો હતો.

લક્ષ્મી ધીમેથી ફરી બોલી : 'કહું છું, છે કોઈ ધ્યાનમાં ? દિવસે નહિ એટલી રાતે વધે છે. કામઢી એટલી છે—પણ ભાગ્ય હશે ત્યાં જવાશે !'

અભય કાંઈ બોલ્યો નહિ. લક્ષ્મીએ પણ વાત વધુ આગળ ચલાવી નહિ. પોતે પહેલી વાત ઉપાડવા માટે એને જરાક પસ્તાવો પણ થયો. એના મનમાં અભય વેદિયા ઢોર જેવો લાગ્યો. ત્યારપછી તે વખતે તો એ બીજી વાતમાં પડી ગઈ.

સાંજરે જ્યારે જમવા બેઠા ત્યારે રેણુકા પીરસવા આવી. અભયને લાગ્યું કે સંસ્કૃત કવિઓએ જે વર્ણન કર્યાં છે તે આ નારીને જોયા પછી કર્યાં હશે. સુરેખ ને સંપૂર્ણ નારીત્વભરેલું અને જેને સ્ત્રૈણ શક્તિ કહીએ એવી કાંઈક વધારેપડતી મોહિનીવાળું એનું શરીર અભયના અંતરમાં સ્વાભાવિક રીતે કાંઈ પણ પ્રયત્ન વિના ઊતરી ગયું: પોતે ત્યાં રહેવા માટે હોય તેમ નિશ્ચિત થઈને બેસી ગયું. તે જ્યારે કોઈ ચીજ માટે આગ્રહ કરતી ત્યારે તેનો અવાજ એટલો મધુર રીતે ધીમો—અને છતાં મૃદુ નહિ પણ જેને

લલચાવનારો કહીએ તેવો લલચાવનારો હતો: કે જે હોઠમાંથી એ નીકળતો, તે હોઠનું માધુર્ય પણ જાણે કે તે સાથે લઈ આવતો! કેટલાક અવાજ શરીરને જાણે સ્પર્શતા હોય તેવા લાગે છે: રેણુકાનો અવાજ એવો હતો.

'શરમાતા નહિ હો!' લક્ષ્મીએ અભયને મૂંગો મૂંગો જમતાં જોઈ કહ્યું.

'ના, ના, શરમાવાનું શું છે?—'

'પણ જોને આ રેણુકા—' લક્ષ્મી બોલી: 'પૂછે છે, મૂકું? મૂકું? અરે, એમ પુછાતું હશે? મૂકી દે ને, ભાણામાં; કાંઈ પછી કોઈથી છંડાય છે?'

'અરે પણ—' અભય બોલતો અટકી ગયો.

અચાનક રેણુકાએ તેના હાથને પકડીને એક બાજુ બેસવી કંસારમાં ઘી રેડી દીધું હતું!

અભય એ સ્પર્શથી ચમક્યો. 'અરે!' એ બોલ્યો ન બોલ્યો, ત્યાં રણજિતે પોતાની થાળીમાંથી કોરો કંસાર પણ મૂકી દીધો. ને બોલ્યો: 'બસ, હવે? એકલું વધારે ઘી ઘણાને ફાવતું નથી!'

'અરે, પણ તમે ભાઈબહેને શું ધાર્યું છે?'

'તમારા ઉપર જુલમ કરવાનું,' રેણુકા બોલી.

'રણજિતને, બેટા, વધારે મૂકજે હો. એને આખા દિવસનું કામ—' લક્ષ્મી બોલી, ને બોલીને હસી પડી.

રણજિતે માના કટાક્ષને ગંભીરતાથી ઉપાડી લીધો: 'અરે મા! આપણે શું કામ કરીએ છીએ? કામ કરવાવાળા પડ્યા છે. માજી કહેતાં હતાં—'

'માજી?' લક્ષ્મીએ આશ્ચર્યમાં પૂછ્યું: 'તને કોણ

જાણે ક્યાંથી માજી, ને સ્વામીજી, ને ગુરુજી એવાં એવાં સગાંસંબંધીઓ મળતાં જ રહે છે!'

'મુરલીને અમે 'માજી' કહીએ છીએ!'

'એમ કે?'

'એમણે આ ઉનાળા માટે વ્રત લીધું છે કે કોઈ જળાશય ખાલી ન રહે, કોઈ પંખી તરસે ન મરે, કોઈ પશુ પાણી વિના ન રહે, કોઈ માનવ જળ વિના ન જાય. પોતે મંદિરની આસપાસ ચારે તરફ ફરવાનાં છે!'

સૌ વાતોમાં તલ્લીન છે એ જોઈ ને રેણુકાએ રણજિત ને અભયની થાળીમાં ભજિયાં નાખી દીધાં, ને પછી લક્ષ્મી પાસે બેસીને હસી પડી.

'જોયું?' અભય બોલ્યો.

'શું? મેં તો કાંઈ જોયું નથી,' લક્ષ્મી રેણુકા સામે જોઈ રહી.

'જોયું હોય તોપણ તમે શાનાં કહો?'

આ રસિક વિનોદ એક રીતે અભય અને રેણુકાને વધારે નિકટમાં લાવી રહ્યો હતો તે લક્ષ્મીને ખબર હતી. અભયને તો આ રોમાંચક પ્રસંગ આગળ ને આગળ ચલાવી રહ્યો હતો. રણજિતને આ વાતમાં કશો રસ ન હતો. બહેન ક્યાંક સારે ઠેકાણે પડે ને પોતાને કામજોગા પૈસા મળી જાય એટલે બસ—એ સિવાય એ વસ્તુને બીજા દૃષ્ટિબિંદુથી જોવાની એનામાં શક્તિ ન હતી. આ પ્રસંગે અભય અને રેણુકાની આંખો એકબે વખત મળી ગઈ. ત્રીજી વખત મળી ત્યારે તો થોડું બોલી પણ ગઈ.

રાતે જ્યારે મોડેથી અભય ઘેર જવા નીકળ્યો ત્યારે

રણુજિતે એને ભાવિ યુદ્ધ માટે ચેતવણી આપી. અભયને એ વાત બહુ ધ્યાન આપવા જેવી લાગી નહિ. પણ રણુજિતને મન એ રણભૂમિનો પ્રસંગ પાણીપતના યુદ્ધ જેટલો જ મહત્ત્વનો હતો. ગમે તેમ એણે કુશલ સેનાપતિની કલાનું અનુકરણ કરીને પોતાની યોજના બહાર પાડી નહિ. છતાં વાતચીતમાં તેણે અભયને કહ્યું: 'સાહેબ! તમે હજી રેણુકાને બરાબર ઓળખતા નથી. ખરે વખતે, એટલી, બહાદુર બની જાય છે—'

અભયે તેની વાતને આજના પ્રસંગના અંતભાગ લેખે માની. અને રણુજિત રેણુકા વિષે હેતુપૂર્વક કાંઈક વધારે માહિતી આપવા ઇચ્છતો હોય તેમ તેને ગણી લીધો. પણ રણુજિત તો પોતાની જ ધૂનમાં હતો: તેણે તો નેળમાં જે યુદ્ધની રચના કરી રાખી હતી તેને વિષે જ આ કહ્યું હતું.

જતાં જતાં રણુજિતે કહ્યું: 'સાહેબ! તમે તો હવે રાત્રિશાળામાં પણ આવતા નથી!'

અભયે કહ્યું: 'પણ મારું ધ્યેય—એ મારે સિદ્ધ કરવું હોય તો આવી અનેક નાની બાબતો તજી દેવી જોઈએ.' તે બોલતાં તો બોલી ગયો, પણ રણુજિતથી છૂટો પડી તે ઘર તરફ ચાલ્યો ત્યારે આ જ વાક્ય તેના મનમાં ઘોળાઈ રહ્યું. તેના મનમાં હવે અફસોસ થયો કે જે વખત તેણે અભ્યાસમાં ગાળવો જોઈએ તે આજે આંહી ગુમાવ્યો હતો. એણે મનથી સંકલ્પ પણ કર્યો કે કાલે પોતે જમવાની ના પાડી દેશે. એ સવારે ઊઠ્યો ત્યારે એનો નિશ્ચય મક્કમ હતો. તેણે જમવા આવવાની ના કહેવરાવી દીધી, ને દૃઢ નિશ્ચયથી પોતાના અભ્યાસખંડમાં ગયો. પણ એક પુસ્તક

લઈ વાંચવાનું શરૂ કરવા તેણે ઉઘાડ્યું, ત્યાં તેમાંથી અચાનક રેણુકાની પેલી છબી જ નીકળી પડી! જાણે એનું અંતર કળતી હોય તેમ તે સામે જોઈને હસી રહી હતી. 'હવે શા માટે આ લાળા કરો છો?' એમ એની આંખો કહી રહી હતી. અભયે તે પુસ્તક મૂકી દઈ બીજું જ પુસ્તક લીધું, ને પોતાને કામમાં પરોવી વાંચવાબેસવા માટે બીજી તરફના ખૂણામાં ગયો: એ ખૂણામાં રસ્તા પર પડતી એક બારી હતી, તેમાંથી એણે સહજ જ બહાર જોયું.

બહાર રસ્તા પર રેણુકા માથે પાણીનું બેડું લઈ કાંઈક ભીંજાતી, કાંઈક શરમાતી, કાંઈક ઉતાવળી ચાલતી, કાંઈક શરમભરેલું હાસ્ય કરતી ચાલી રહી હતી!

અભયની બહાર ગયેલી નજર ત્યાં જ ચોંટી ગઈ!

પછી જ્યારે પાછો એ સ્થિર થયો ત્યારે તેના હૃદયમાં એક સવાલ અચાનક ઉત્પન્ન થયો: 'કંસારમાં ઘી નાખતાં તે મારા હાથને શા માટે અડકી?'

આટલો સાદો સવાલ તેના હૃદયને હચમચાવી મૂકવાની શક્તિ ધરાવે છે, એનો તેને ખ્યાલ ન હતો. પણ જાણે કે કોઈ સત્ય શોધવા માટે એને તૈયારી કરવાની હોય તેમ આ સવાલ પછી તો બીજા સવાલોની પરંપરા એના મનમાં ઊઠવા લાગી:

'કદાચ એ એણે જાણીજોઈને કર્યું હશે?'

'એના મનમાં શું હશે?'

'મનમાં કાંઈ ન હોય તો એમ હાથને અડકે?'

'હસતી શા માટે હતી?'

'હસવામાં હેતુ તો હોવો જ જોઈએ—'

'હસવું એ તો નારીને માટે સ્વાભાવિક છે—ને આ ઉમ્મરે ખાસ—એટલે હસવામાં કાંઈ હેતુ નહિ હોય—'

'એણે જ શા માટે મને પાન આપ્યું ?'

'ને પાન આપ્યું તો ભલે—પણ મારા દેખતાં પોતે પાન ખાધેલું તે હસીને બતાવ્યું કેમ ?'

'પાન આપતાં કેમ હસી ?'

'ને એક વખત પાલવથી, વળી, હસવું છુપાવ્યું કેમ ?'

'હસતી વખતે એ જેટલી સુંદર હતી—તેના કરતાં હાસ્ય છુપાવતી વખતે કેમ વધારે સુંદર બની રહી હતી ?'

'સ્ત્રી ખરેખર વધારે સુંદર ક્યારે લાગે છે ? હસે છે ત્યારે ? કે શરમાય છે ત્યારે ?'

'ખોટો રોપ બતાવી બતાવીને સ્ત્રીઓએ કેટલા કેટલા નરપુંગવોને ઘડીના છઠ્ઠા ભાગમાં જીતી લીધા છે !'

'પણ—હું—'

તેને સાંભર્યું. પોતે ખોટે વિચારપંથે ચડી ગયો હતો. તે ફરી સ્વસ્થ થઈ બેઠો ને પોતાનું કામ કરવા લાગ્યો.

પોતાનું મન શાંત પાડી તે દિવસે સાંજે અભય એકલો જ ફરવા નીકળ્યો. એણે એવો રસ્તો લીધો હતો કે જે રસ્તે માણસનો અવરજવર ઓછામાં ઓછો હતો. પહેલાં તો એની ઇચ્છા કુમારાનંદ પાસે જવાની હતી, પણ ત્યાંથી આવતાંજતાં વખત નકામો જાય માટે પોતે એકલોએકલો ફરવા નીકળી પડ્યો.

પણ ઘણી વખત મનુષ્ય કરતાં મનુષ્યની દેવતા એનું અંતર વધારે સારી રીતે જાણે છે.

તે થોડે દૂર ગયો ત્યાં સડકને બન્ને કાંઠે દૂરદૂર સુધી

પથરાયેલી આવળની ઝાડીમાંથી એક સશક્ત સ્ત્રીને તેણે પોતા તરફ આવતી જોઈ. આટલે દૂરથી પણ એ નારીની ચાલ એને અત્યંત આકર્ષક લાગી. એ ચાલમાં એક એવા પ્રકારની છટા હતી કે જેને લીધે શરીર હોય તેના કરતાં હજારગણું વધારે સુંદર લાગે, ને તદ્દન ચીંથરેહાલ વસ્ત્રો હોય છતાં પણ શરીરનો ઉઠાવ આકર્ષક થઈ રહે.

પણ તે પાસે આવતાં તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ: રેણુકા જ આવી રહી હતી.

'અરે!' તે પાસે આવતાં જ જીભ કાઢીને જરાક હસતી બોલી: 'તમે છો?'

'કેમ? આ રસ્તા પર કોઈને ફરવાનું નથી?'

'ના ના, ફરોને. પણ મને થયું, કોણ છે લાવને ખબર કાઢું!'

'કેમ?'

'મારે ઘેર જવાનું મોડું થાય છે. પેલા ખાડામાં મારો ધૂળનો સૂંડલો ટોચનો ભર્યો છે તે જરાક ચડાવશો?'

'તે જરાક ઓછી કરો ને—'

'હં—ને એટલે પાછો બીજો ધક્કો થાય!'

'ત્યારે એટલી ભરી કેમ?'

'કાયાને કાંઈક તો કષ્ટ આપીએ—પછી શરીર વધતું જાય છે!'

અભય મૂંગો મૂંગો તેની પાછળ ગયો. રસ્તામાં આવળના ઝરડામાં તેનું ધોતિયું જરાક ભરાયું; રેણુકાએ પાછળ જોયું, પણ તેણે ઝડપથી તે કાઢી લીધું ને ગુપચુપ તેની પાછળ ચાલતો જ રહ્યો.

ધૂળનો સૂંડલો ચડાવતાં તે ટોચનો ભરેલો હતો એટલે રેણુકાને માથે ચડાવવો તેને ભારે થઈ પડ્યો. પણ રેણુકાએ ગોઠણભેર થઈ ઝડપથી તે માથે લઈ લીધો, ને અભયનો હાથ પકડી, તેનો ટેકો લઈ તે ઊભી થઈ ગઈ. ઊભા થતાં 'એ ગયો!' એમ સૂંડલો જરાક હેલે ચડી ગયો, પણ તેણે અભયનો ખભો પકડી પાછી સ્વસ્થતા મેળવી લીધી.

પછી તે હસતી હસતી ચાલી: ને એક વખત ઊભી રહીને સૂંડલો સરખો કરી લીધો.

'લ્યો! હવે બસ,' તે બોલી. 'હવે નહિ પડે.'

'કેમ, બસ?'

'હા. પણ આજે તમે કેમ જમવાની ના પડાવી દીધી? કાંઈ ઠીક ન પડ્યું?'

'ના, ના. પણ મારે કામ હતું.'

'અમને તમારી વહુ જેવું તો ક્યાંથી રાંધતાં આવડે?' રેણુકા ઝડપથી ચાલતી હતી ને ઝડપથી વાત કરતી હતી.

'વહુ નાં? પણ હોય એને નાં? હજી તો ઘોડિયામાં રમતી હશે!'

'અરર!' રેણુકા હસી: 'એવડી નાનીને શું કરશો? એવડીને તો તમારે છાની રાખવી પડશે!'

'પણ હોય તો નાં?'

રેણુકા હસી પડી.

'આ ધૂળને શું કરવી છે?' અભયે પૂછ્યું.

'કેમ તમને ખબર નથી?'

'ના.'

'ત્યારે લગન છે ને?'

'કોનાં? તમારાં?'

રેણુકા બોલી નહિ. થોડી વાર પછી બોલી: 'પહેલાં અમારાં નહિ, પણ તમારાં.'

અભય તો બોલવાની ખાતર બોલ્યે જતો હતો: તેને ખબર ન હતી—પણ આ અર્થહીન વિનોદ એના અંતરના ઊંડાણને હલાવી રહ્યો હતો, એને વધારે પરાધીન પણ બનાવી રહ્યો હતો: તે હરપળે રેણુકાનો થતો હતો.

'કોની સાથે?'

'કહું?'

'હા; કહોને—'

'કહું છું હો—'

પણ કહું છું, કહોને—'

'ત્યારે સાંભળો—'

'રણજિતની બહેન સાથે!' રેણુકા ઝડપથી બોલી ચૂપ થઈ ગઈ: અભયથી અચાનક તેના ખભા પર પાછળથી હાથ મુકાઈ ગયો.

'ઓત્તારીની તમે પણ—'

'જોજો હો, મારે માથેથી સૂંડલો પડી જાશે!'

અભયે હાથ લઈ લીધો. થોડી વાર બન્ને મૂંગાં ચાલ્યાં.

'તમને માઠું લાગ્યું?' અભય જરા ઓશિયાળો થઈને બોલ્યો.

'શાનું?'

'હાથ ખભા પર મુકાઈ ગયો—'

'તમારા હાથને કોઈક ટેકો જોઈતો હશે ત્યારે મૂક્યો હશે નાં? મારે ખભે મૂકીને તમે ટેકો લીધો, એમાં માઠું

શાનું લાગે ?'

એટલામાં બન્નેના રસ્તા જુદાજુદા આવી ગયા.

'ચાલો ત્યારે, હું ટૂંકે રસ્તે જઈશ માથે ભાર છે.'

'હા; હું તો સડકે જઈશ. ફરવા નીકળ્યો છું.'

અભય ઘર તરફ ચાલ્યો, પણ તેનું હૃદયમંથન શરૂ થઈ ગયું હતું. છેલ્લા થોડા દિવસમાં આ છોકરીએ તેને જીતી લીધો હતો, પણ આજે તો પરવશ કરી લીધો હતો. રેણુકા ઘર તરફ ગઈ, ત્યાં રણજિત તેને રસ્તામાં જ મળ્યો: "ચાલ બહેન, આ ધૂળને હું કહું ત્યાં ઠાલવી દે !'

રેણુકા તેની પાછળ ચાલી. રણજિત ગામડાના બે માર્ગને સાંધતી એક સાંકડી નેળ હતી ત્યાં આવીને ઊભો રહ્યો. નેળની બન્ને બાજુ મકાનોની પછીતો હતી, ને તેનું મોં બન્ને બાજુના બે સરિયામ રસ્તા પર પડતું હતું. કાંઈ નહિ, કાંઈ નહિ, તોપણ નેળ સહેજે પચાસસાઠ ફૂટ લાંબી હશે. તેની પહોળાઈ તો એક માણસ પસાર થઈ શકે તેટલી જ હતી. ઘરની પછીતોથી બન્ને બાજુ લાંબી દીવાલ જેવું બની રહેતું. એટલે તેમાં એક વખત પેઠેલો માણસ સામેની બાજુ નીકળે ત્યારે જ આરો આવે.

'જો,' રણજિત જાણે કોઈ મોટો વ્યૂહ રચતો હોય ને સમજાવતો હોય તેમ રેણુકાને સમજાવવા લાગ્યો.

'આ નેળમાં વ્રજલાલ ને એના સાથીઓ આવવાના છે, ને તેમાં ઊભા રહીને તેઓ અભય ઉપર ને અમારા ઉપર નળિયાં, પાણા, ઈંટોનો મારો ચલાવવાના છે. હુતાશનીને દિવસે એ તોફાન કરશે એટલે બહુ હોહા નહિ થાય. આની સામે આપણે યુક્તિ કરવી છે.'

'શી ?'

'આ વચગાળેના દિવસોમાં કોઈને ખબર ન પડે તેમ નેળમાં ઠેરઠેર તું ધોળી ધૂળ વેરતી રહેજે. ચીકણી ધૂળ ત્યાં પડી રહેશે—ને પાણી તો બરાબર તે દિવસે નાખીશું, એટલે જેવા તેઓ અંદર જઈને પથરા મારવા દોડશે કે અમસ્તા ચાલશે ત્યાં ચીકણી માટીને લીધે ધબોધબ નીચે—'

રણજિત હસવા મંડ્યો.

'પણ કેટલી માટી ને કેટલાં બેડાં પાણી જોશે એ કાંઈ ખબર પડી ?'

'પણ ગમ્મત કેવી આવશે ?'

'ને મારો તો ગૂંદો જ નીકળી જશે—'

'રેણુકા ! આ વખત તું આળસ ન કરતી હો. હું ખાસ એટલા માટે રોઝડીના માણસોને કહી આવ્યો છું !'

'તો તારે યુદ્ધ કરવું હશે ?'

'ના ના, પણ મોદી ને પોલીસ પટેલ માજીની પણ નિંદા કરતા'તા !'

'તે કરવા દે, એનું મોં ગંધાશે—'

'ના, રેણુકા, હું કહું તેમ તું કર—પછી બીજું હું ગોઠવી લઇશ.'

'આની માને ખબર છે !'

'અરે ગાંડી ! આવી વાતની માને ખબર કરીને તારે કેટલી સત્યનારાયણની કથાઓ કરાવવી છે. તે દિવસે હું એક કલાક મોડો આવ્યો ત્યાં માએ બે માની હતી. આની તો ઓછામાં ઓછી છ કથા માને !'

'તો ત્યારે હું માને કહીશ !'

'શું કરવા ?'

'શું કરવા નહિ ?—પોલીસ પટેલ સાથે લડીએ પછી આપણે કેટલું હેરાન થાવું પડશે ?'

'ને અભયને નાહક માર ખાવા દેવો એમ ? ને માજીની નિંદા આ લોકો કહે તે સાંભળવી એમ ?' અંતે રેણુકાએ રણુજિતના કહેવા પ્રમાણે કબૂલ તો કર્યું, પણ તેને વિશ્વાસ હતો કે રણુજિત અતિશયોક્તિ કરતો હતો.

જેની વાટ જોવાતી હતી તે હુતાશનીનો દિવસ આવ્યો. પણ તે દિવસે કાંઈ ન બન્યું. બીજે દિવસે સાંજે જ્યારે રણુજિત ને તેના મિત્રો ફરવા નીકળ્યા ત્યારે એમને કાંઈક વાતની ગંધ આવી. તે દિવસે વહેલી સવારે રેણુકાએ દસબાર બેડાં પાણી નેળમાં રેડ્યું ને ધૂળનો ઢગલો તો પહેલેથી જ અંદર ફોળી દીધો હતો.

સાંજે ચાર વાગે વ્રજલાલ વગેરેની મંડળી નિશાળ પાસે ફરતી હતી. મોડી સાંજે અભય ફરવા નીકળ્યો ત્યારે કેટલાક જુદેજુદે ઠેકાણેથી ભેગા થવા લાગ્યા. વ્યૂહરચના ફરવાથી વહેલી સવારને બદલે સાંજનો હલ્લો કરવાનો સૌનો નિશ્ચય લાગ્યો. રણુજિતે એ દૂરથી જોયું, ને તે વાત કળી ગયો. તેણે નેળ પાસે રોઝડીના છોકરાઓને જુદીજુદી રીતે ગોઠવી દીધા. અભય તો કાંઈ ન હોય તેમ એકલો ફરવા નીકળ્યો હતો. નેળ પાસે તે આવ્યો તે વખતે સામેથી માધુડો નામે ભીલનો કાળો છોકરો એને મળ્યો.

'કેમ માસ્તર !'

'સારું, ભાઈ,' કહીને અભય તરીને ચાલ્યો.

પણ તે થોડે દૂર ગયો ત્યાં એક પથરો તેની પાસે

પડ્યો. તેણે પાછા ફરીને જોયું તો એના કપાળ પાસે થઈને નળિયાનો ઘા ચાલ્યો ગયો.

'કેમ પથરા ફેંકો છો?' તે મોટેથી બોલ્યો.

'કોને કે છે—જા તારી હોય ત્યાં મંદિરમાં—આંહી કોને કેછ?'

'મંદિરમાંથી આંહી પથરા આવે?'

'ઈ શું ખબર પડે?'

અભય ઉતાવળો ચાલ્યો. નેળ પાસે નીકળતાં તેના પર એક બીજો પથરો પડ્યો. તે બોલ્યા વિના વધારે ઉતાવળે ચાલ્યો, પણ તે દસ ડગલાં આગળ જાય ત્યાં ચારે તરફ હોકારા થવા લાગ્યા ને ચારે તરફ પથરાનો વરસાદ પડવા લાગ્યો.

'તમે જાઓ, તમે જાઓ, તમારું કામ કંઈ નથી,' એક તરફથી કોઈકનો અવાજ આવ્યો.

અભયે તે તરફ જોયું. રસ્તા પર એક ખડકી ઉઘાડી હતી, તેમાં ઊભી રહીને રેણુકા તેને બોલાવી રહી હતી: 'તમે જાઓ, તમે જાઓ, તમારું કામ નથી—નહિતર તમે આ ખડકીમાં આવતા રહો.'

'પણ આ છે શું?'

'એ તો રણજિત રોઝડીના છોકરા લાવ્યો છે. સૌ હોળીના રસિયા છે—તમે અંદર આવતા રહો.'

અભય દોડીને અંદર ગયો. એ જ વખતે વ્રજલાલે દોડીને પાછળથી તેના ઉપર છાણનો પિંડો ફેંક્યો: પણ રેણુકાએ એક પથરાનો ઘા મારતાં તે 'ઓય બાપલિયા' કહીને હેઠો બેસી ગયો, અને પછી પોતાની જાતને છુપાવવા

નેળમાં થઈને તે બીજી બાજુ દોડ્યો ગયો. ત્યાં એના પડવાનો સ્પષ્ટ અવાજ આવ્યો. નેળમાં થઈને બીજી બાજુ જવા માટે ત્યાં બીજા છોકરા પણ દોડ્યા. તે એક પછી એક પટકાવા લાગ્યા. જે દોડે તે નીચે જઈ પડે: ઊભો થઈને ચાલે તે ત્યાં પડે.

ખોરડા ઉપરથી રણજિત તેમના પર છાણના પાણીની ધારા કરી રહ્યો હતો.

રેણુકા તો ખડકી ઉઘાડીને ઊભી ઊભી હસતી હતી. યુદ્ધનો સંપૂર્ણ વિજય રણજિતના નામે ચડી ગયો હતો.

મોડેથી અભય બહાર જવા નીકળ્યો ત્યારે રણજિતે હાંફતાં હાંફતાં સમાચાર આપ્યા: 'આપણો વિજય થયો છે !'

'પણ કોને લીધે ?' રેણુકાએ પૂછ્યું.

'તારે લીધે બસ. નેળમાં તેં માટી પાથરી પાણી રેડ્યું તેણે રંગ રાખી દીધો છે. પોલીસપટલ તો અમસ્તા જ એમાંથી ચાલ્યા, પણ ધબાય નમઃ— ને મેં છાણ નાખ્યું છે વધારામાં !'

'હેં !' અભય બોલ્યો. તે રેણુકા સામે જોઈ રહ્યો. 'તે દિવસે તમે ધોળી ધૂળ લાવ્યાં હતાં તે આટલા માટે ?'

રેણુકા બોલ્યા વિના તેની સામે હસી રહી.

રણજિત બોલ્યો : 'અમે કાંઈ કરત નહિ, સાહેબ ! પણ સાલો, પોલીસપટેલનો ચડાવ્યો વ્રજલાલ, તમને હેરાન કરવા માગતો હતો: ને માજીને ગાળો દેતા હતા—એટલે મેં ને બહેને આ વ્યૂહ રચ્યો !'

'પણ આ ખરાબ લાગે—'

'અરે સાહેબ ! હજી તો નિશાળના સાહેબ આવવાના

છે. એમણે સૌએ લખ્યું છે ને—પણ કાંઈ ફિકર નથી.'

'ચાલો ત્યારે.'

'ચાલો હું મૂકવા આવું. રેણુકા ! તું આવે છે ? ચાલ, પછી આપણે સાથે ઘેર જઈશું !'

રેણુકા ને રણજિત બન્ને અભયને મૂકવા ચાલ્યાં.

રસ્તામાં કોઈ કાંઈ બોલ્યું નહિ.

નિશાળમાં ગયા ત્યાં બારણું ઉઘાડતાં જ મોટો અવાજ થયો. રણજિત કળી ગયો. તે બોલ્યો: 'થોભો, કોઈ અંદર જશો નહિ. સાળાઓએ બારણા પાછળ મોટાંમોટાં તોતિંગ લાકડાં ખડક્યાં છે !' તે ઠેકીને અંદર ગયો.

રેણુકા ને અભય બન્ને બહાર ઊભાં રહ્યાં.

રેણુકા બોલી: 'આંહીના લોક છે જ એવા તોફાની !'

અભયે કહ્યું: 'ને તમે ?'

રેણુકા સહેજ હસી : 'પણ તમે જોયું ના ? નેળમાં જો ચીકણી માટી ન હોત તો પેલી બાજુથી આવી, પથરા મારી, સૌ પાછા દોડી જાત !'

'પણ તમે એને પહોંચ્યાં ના ?'

'હવે કાલે જમવા આવવું છે ?'

'કેમ, છે કાંઈ ?'

રણજિત અંદરથી બોલ્યો: 'રેણુકા ! હવે ઉઘાડો બારણું. ઉઘાડીને સૌ અંદર ગયાં.

અંધકારને મટાડવા અભયે દીવાસળી ખોળી ને રેણુકાએ ફાનસ લીધું.

તે દિવસે ધાર્યા કરતાં વધારે વખત બન્નેના હાથ એક એકબીજાનાં અંતરની વાત કરી રહ્યા હતા.

જ્યારે અભય બન્ને ભાઈબ્હેનને મૂકવા આવ્યો ત્યારે તેણે પાછળ ચાલતી રેણુકાનો હિલોળે ચડેલો હાથ જરાક પકડીને છોડી દીધો હતો.

'કાલે ત્યારે જરૂર—જરૂર—જમવા આવવાનું છે હો!' રેણુકાએ જતાં જતાં કહ્યું.

'ચોક્કસ હો!' રણજિતે સાથ પુરાવ્યો.

અભયે બારણું વાસતાં કહ્યું: 'પણ એક સરત છે!'

'શી?' રેણુકા બોલી.

'તમારે પીરસવાનું નથી!'

રેણુકા બોલી: 'સારું; મા પીરસશે. હું માત્ર ઘી પીરસીશ, બસ!'

બન્ને ભાઈબ્હેન હસતાં હસતાં ચાલ્યાં ગયાં.

તે રાત્રે અભય રેણુકાને સ્વપ્નમાં કહી રહ્યો હતો: 'મારે તો હજી ઘણું કામ છે. હું નહિ રોકાઉં!'

બીજે દિવસે અભય જમવા ગયો ત્યારે લક્ષ્મીએ કહ્યું : ' મારે તમને એક વાત કહેવાની છે !'

' શી ?'

' આ ગામ બહુ ખટપટિયું છે. ને તમારા આવ્યા પછી કોણ જાણે કેમ સઘળે વધારે ખટપટ ચાલી રહી છે !'

' પણ મેં કોઈ રીતે એમાં ભાગ ભજવ્યો નથી.'

' રણજિતની પ્રવૃત્તિથી મોટેરાઓ નારાજ તો હતા જ. કુમારાનંદ ને મુરલીની પાસે જ એ પડ્યોપાથર્યો રહે છે એટલે વધુ નારાજ થયા છે. તે પહેલાંના મહારાજ તો પાંચ-પંદર દિવસે બ્રહ્મભોજન કરાવતા એટલે પોલીસ પટેલ, મોદી, પસાયતા સૌની ગળી દાઢ થતી. કુમારાનંદ તો રહ્યો ભજનિક સાધુ. એને વૈભવમાત્રનો પડછાયો સુધ્ધાં ખપતો નથી. એટલે એણે એ બધું બંધ કરી ભજન ચલાવ્યાં છે. જ્યારે મુરલી કુમારનંદનાં ભજનો ગાય છે ત્યારે તેનો કંઠ અજબ માધુર્ય-ભર્યો બની જાય છે. આના ભેદનો ગામલોકો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તોડ કાઢે છે. એટલે એ સાધુ સાથે પણ

ગામલોકને વહેલેમોડે વેર થાશે. ગામલોકો એને કાઢશે ત્યારે જ જંપશે. રણજિતને હવે સૌ પોતાનો દુશ્મન ગણે છે. પોલીસ પટેલની આંખ એને જોઈને જ વઢે છે. મોદીને તો એ હિસાબકિતાબનું કામ ગામલોકોને શિખડાવવા મંડ્યો ત્યારનું વેર છે. એટલે તમે હવે ચેતતા રહેજો. ગામનો દરબાર જીવુભા પણ આ સૌ સાથે મળી ગયો છે.'

'મેં સાંભળ્યું છે કે એમણે સૌએ મારી વિરુદ્ધ અરજી કરી છે!'

'એ તો રણજિત પણ કહેતો હતો—'

'એ તો હવે ઠીક છે. બહુ તો મારી બદલી થાશે.'

લક્ષ્મી ઉતાવળે બોલી: 'પણ અમારું તો પછી કોઈ નહિ રહે ના? તમને ખબર છે, ગામલોકો શી શી વાતો કરે છે?'

'ના.'

'ત્યારે તમને ક્યાંથી ખબર પડે? પણ આંહીના લોકોનો તમને ખ્યાલ આવવો મુશ્કેલ છે. સૌ કહે છે, આની છોકરી મોટી સાંઢિયા જેવડી થઈ છે —'

'એ તો લોકો વાતો કરે. એમ કાંઈ કોઈના મોંએ ગળાણું બંધાય છે?'

'ને કહે છે, બાઈ ઇચ્છાવર વરવાનાં છે!'

અભય હસી પડ્યો: 'એમ કરે તો તમને કાંઈ ખોટું લાગે?'

'મને? મેં તો આટલાં દુઃખ વેઠીને બન્નેને મોટાં કર્યાં છે. પણ ગામલોકની જીભે ઘણી વખત મને ધાન ખાવા દીધું નથી. કહે છે, કોઈ મળતું નથી; કાં કહેશે, કોઈ ગમતું

નથી. અથવા કહેશે, છે જ છોકરી એવી—એવડીને કોઈ વરે એમ નથી. તમને શું ખબર પડે ! પણ આંહીનો સંસાર ભયંકર રીતે જુદો છે. આંહી લોકની જીભે ચડેલો માણસ જીવી પણ શકે નહિ—જાણે આખું ગામ એ એક જ વાતમાં રસ લેતું હોય તેમ સૌ કોઈ એ જ વાત કરવા મંડી જાય છે. માણસની મનોવૃત્તિ બળવાન ન હોય તો ગામનિંદાથી હરકોઈ માણસ આંહી પંદર દિવસમાં ગાંડું થઈ જાય એવું છે. ને અધૂરામાં પૂરું મારો રણજિત—'

લક્ષ્મી વધુ આગળ બોલી શકી નહિ. તેને પોતાનો જૂનો સુખી સંસાર સાંભરી આવ્યો. તેણે જુવાન અવસ્થામાં, વૈધવ્ય આવતાં, પોતાનાં બન્ને બાળકોને પોતાની આંખમાં એવી રીતે સમાવી દીધાં હતાં કે જાણે કોઈ પંખિણી અનેક મુશ્કેલીઓ સામે થઈને બચ્ચાંને રક્ષણ આપી રહી હોય. વિધવા થતાં માલમિલકતનો ઝઘડો, લહેણ-દેણની પતાવટ, મિલકતને ફનાગીરીમાંથી બચાવવાનો પ્રયત્નઃ રણજિત મોટો થતાં એને માથે કામનો બોજો આપવાની જરૂરિયાત, અને રેણુકા મોટી થતાં ગામડાની નિંદામાંથી એને સુરક્ષિત રાખવાની ચિંતા—આ બધાંને લીધે વર્ષો થયાં એણે જે રીતે જીવનભાર વહ્યો હતો તેનો આજે એને થાક ચડ્યો હતો. એની નજર અભય ઉપર ઠરી હતીઃ એ જો માને તો રેણુકા ઠેકાણે પડે, ને રણજિતનું કામ ઠેકાણે પડે, ને પોતાને પણ કાંઈક આરામ મળે. આવડા ગામડાગામમાં ને આસપાસમાં એના પતિએ કરેલા લહેણદેણના વ્યવહારો ને એની હમેશની વ્યાવહારિક પ્રણાલિકા એ સાચવવા સારુ એને ગામડાના સૌ મોવડીઓને જાળવવા પડતા. પણ આજે એને ખબર પડતી

હતી કે રણુજિતની પ્રવૃત્તિએ ઘણાને નારાજ કર્યા હતા, અને અભય સાથેના સંબંધને લીધે પણ ગામલોકો તેના પર નારાજ થયા હતા. એટલે અભયનો આંહીથી ચાલ્યા જવાનો પ્રસંગ આવે તે પહેલાં બની શકે તો તે રેણુકા વિષે નિશ્ચિંત થઈ જવા માગતી હતી. તેને પોતાની એકાકી અવસ્થા અત્યારે બહુ જ સાલી રહી હતી. હવે તો એ સઘળી ઉપાધિઓમાંથી મુક્ત થવા ઇચ્છી રહી હતી.

અભયને બહુ લાગી આવ્યું. તેણે લક્ષ્મીને કાંઈ ન કહેતાં એની મેળે શાંત થવા દીધી. એ જરાક શાંત થઈ એટલે અભય બોલ્યો : ‘ તમને એમ નથી લાગતું કે આપણે એવી રીતે લોકની દરકાર કરતા રહીએ તો કોઈ દિવસ આપણો આરો જ ન આવે ? ’

‘ એ તમારું કહેવું સાચું છે,’ લક્ષ્મીએ કહ્યું: ‘ પણ હું એકલી છું. મારી પડખે કોઈ નથી—મારો રણુજિત પણ નહિ ! ’

ત્યારપછી થોડી વાર એમાંથી કોઈ બોલ્યું નહિ. લક્ષ્મી જે વાત કહેવા મથી રહી હતી તે શી રીતે કહેવી તેની એને સમજણ પડતી ન હતી. અભય પોતે એ વાત જાણી ગયો હતો. પણ નિશ્ચયાત્મક જવાબ આપી શકે એવી એના મનની અત્યારે સ્થિતિ ન હતી, એટલે એ શાંત રહ્યો હતો.

થોડી વારમાં રણુજિત આવી ચડયો. હમેશના નિયમ પ્રમાણે એની પાસે ગામના નવાજૂના સમાચાર હતા. તે આવતાં વેંત બોલ્યો : ‘ સાંભળ્યું ? ’

‘ ના, શું છે વળી ? ’ લક્ષ્મીએ કહ્યું.

‘ આખું ગામ એક થયું છે — ’

'કયું મહાભારત કામ કરવા?' લક્ષ્મીએ પૂછ્યું.

'આ માજીને—મુરલીને—મંદિરમાંથી કાઢવાં છે, ને બીજા તમને—' તે અભય સામે જોઈને હસી પડ્યો.

'હું તો હરપળે જવા તૈયાર છું!'

લક્ષ્મી બોલી: 'તમે જશો પણ અમારાથી કાંઈ ગામ છોડાશે?'

રણુજિત સૌની નિરાશા ઉડાડતો બોલ્યો: 'એ તો એવું છે, મા, કે હમેશાં લોકો પ્રથમ તો તમારી સામે જ થવાના—પછી સાથ દેવાના, અને છેવટે તમારી પાછળપાછળ આવવાના.'

લક્ષ્મી બોલી: 'આ અમારા રણુજિતની વાત તમે સાંભળી? એને ગમે તેવી મુશ્કેલીનો તોડ ત્રણ મિનિટમાં જ કાઢતાં આવડે છે. આ જુઓને, હમણાં કેવો તોડ કાઢ્યો? પહેલાં ગામલોકો સામે થાશે, પછી રણુજિત કહેશે તેમ કરશે. કેમ ખરું ના?'

'તું જોજે ને મા! હું કહું છું તેમ જ થશે!'

લક્ષ્મી કાંઈ બોલી નહિ. એ રણુજિતને નિરુત્સાહી થતો દેખી શકતી નહિ. તેમ જ એના ઉત્સાહમાં એને વિશ્વાસ ન હતો. તે ચૂપ રહી.

જમીને ઊઠ્યા પછી સૌ પાન ખાતાં હતાં એટલામાં નિશાળનો પટાવાળો કાગળ લઈને આવ્યો.

કાગળ ફોડીને વાંચતાં અભયે રણુજિત સામે જોયું: 'રણુજિત! તું કહે છે તેમ જ છે!'

'શું થયું?' લક્ષ્મીએ પૂછ્યું.

'એ તો એમ છે કે સાહેબ આવવાના છે!'

'હા; ત્યારે તો ગામના માણસો બરાબર તમારી પાછળ પડ્યા છે!'

'ના. એમ તો કેમ કહેવાય? પણ વખતે અચાનક આવી ચડે માટે હું સઘળી તૈયારી કરી રાખું!'

'તૈયારીમાં તો તમારે શું કરવાનું છે?' રણજિતે પૂછ્યું. તમને કાંઈ મદદની જરૂર હોય તો હું આપીશઃ એ લોકો હુતાશનીનાં તોફાનની ફરિયાદ કરશે તો હું કહીશ કે હુતાશનીનું તોફાન એ લોકોએ જ કરાવ્યું છે.'

રેણુકા હસતી હસતી બોલીઃ 'ને હું સાક્ષી આપીશ.'

'બસ લ્યો, છે હવે તમારે કાંઈ વાંધો?' લક્ષ્મીએ કહ્યું. 'બન્ને ભાઈબહેન થઈ ને તમને વાંધો નહિ આવવા દે.'

અભય રેણુકા સામે જોઈ રહ્યો હતો.

થોડા દિવસ પછી સાહેબ આવવાના છે એની નક્કી તારીખના સમાચાર આવ્યા, ત્યારે લક્ષ્મીએ અભયને કહ્યુંઃ 'તમને એ દી બહુ વાંધો પડશે. અમારે ત્યાં જમવાનું રાખો તો!'

અભયે કહ્યુંઃ 'નાઃ એમ તો નહિ બને, કારણ કે મારે હમણાં વધારે ધ્યાન રાખવું પડશે.'

'સાહેબ આવશે ત્યારે રસોયો ન બોલાવતા. હું જ તમારે ત્યાં બે દિવસ રસોઈ કરી જઈશ. એટલે તમારે બે દી નિરાંતે કામ પણ થાશે! કહો તો એકબે દી વહેલી આવી જઈશ એટલે ઘર જરાકચોખ્ખું લાગે—પાછું ઉપરી અમલદારનું કામ છે.'

અભયે એ વાતમાં કાંઈ વાંધો લીધો નહિ. એ પ્રમાણે લક્ષ્મી સાહેબ આવ્યા પહેલાં બે દિવસ અગાઉથી રસોઈ

કરવા આવવા માંડી, ત્યારે તેણે હસતાં હસતાં અભયને કહ્યું: ‘ જુઓ તો ખરા, કેટલી ધૂળ ઘરમાં છે ! ’ ને તે પોતે ઝાડીઝાપટીને સાફ કરવા લાગી. તેણે કાચના પ્યાલા રખડતા હતા તે સરખા મૂકયાઃ તપેલી કટેવાળો દીધા વિના ચૂલા ઉપર પડી રહેતી તે સાફ કરી નાખીઃ માટલાં સાફ કર્યાં. ઘરમાં જરાક ઓળીપો કર્યો. ઘર નવા જેવું થઈ ગયું. શેતરંજી પાથરીને, જમ્યા પછી, અભય બેઠો ત્યારે લક્ષ્મી તેની પાસે બેઠી.

‘ આ તમે જોયું—બાઈ માણસના હાથ વિના કોઈ દી કોઈ ઘર શોભ્યું છે ? ’

અભય બોલ્યોઃ ‘ કાકીનો કાગળ હતો ! ’

લક્ષ્મીએ કહ્યું: ‘ અરેરે ! કાકી ! એ પણ મારા જેવાં જ દુઃખી છે ! ’

બીજે દિવસે લક્ષ્મીને કામ આવી પડવાથી રેણુકા રસોઈ કરવા આવી હતી.

રેણુકાએ સ્વચ્છ સુંદર વસ્ત્ર પહેરી રસોઈ તૈયાર કરી. તે પોતે રસોડામાંથી શરમાતી શરમાતી અભયને બોલાવવા આવી.

‘ આવો છો તમે, રસોઈ તૈયાર છે ! ’

કોણ જાણે કેમ પણ એના મોંમાં આ શબ્દો અત્યંત સંગત હોય તેમ બેસી ગયેલા લાગ્યા. અભયને પણ આ શબ્દો અત્યારે ઘણા અર્થવાહી લાગ્યા. તે તેની સામે જોઈ રહ્યો. પછી બોલ્યોઃ ‘ હા, પીરસો, હું આ આવ્યો. પાછું તમારે ઘેર જવું હશે ! ’

‘ ના, ના; મારે તો ઠીક. પણ તમારે કામ હશે ના ? ’

'રણજિત જમવા આવવાનો નથી ?'

'આવવાનો હતો. પણ સવારનો માજીના મંદિરમાં ગયો લાગે છે !'

'ને તમારાં મા ?'

'ના; એ તો નહિ આવે. એને કામ છે.'

'ચાલો ત્યારે,' કહીને અભય ઊઠયો. એ પાટલા પર આવીને બેઠો. સામે એક નાના સરખા તાંબાના પાત્રમાં અગ્નિ મૂકયો હતો, તેની સામે બેસીને તેણે અગ્નિમાં ઘીની આહુતિ આપી. અગ્નિ પ્રજ્વલિત થયો, ને તેના તેજમાં પીરસવા માટે વાંકી વળેલી રેણુકાનો કપોલપ્રદેશ પ્રકાશી ઊઠયો. નાકમાં પહેરેલી ધોળી ચૂની તેજસ્વી બની ગઈ. કાંઈક શરમની લાલીમાં ભળી જતો રક્તપ્રકાશ એના વદનને ઓર શોભા આપી રહ્યો હતો.

અભય એ જોઈ રહ્યો. તેણે કોઈ અદમ્ય વેગથી ખેંચાતો હોય તેમ, ખેંચાઈને પીરસવા આવનારી રેણુકાનો બંગડીનો રણકાર કરતો હાથ પકડયો. હાથ પકડયા પછી પોતે શું કર્યું છે તેનું એને ભાન આવ્યું. એટલે તે મોંમાં આવ્યું તે બોલી ગયો, ને હાથ તરત છોડી દીધો.

'પાછા તમારે ઘેર કર્યું હતું તેમ મારી થાળી છલોછલ ભરી દો તો ? એટલે મેં તમને વાર્યા.'

રેણુકાએ હસીને જવાબ વાળ્યો: 'ના, એવું કાંઈ 'તમારે' ઘેર થાય ?'

'તમારે' શબ્દ પર મુકાયેલો ભાર અભયની નજર-બહાર ન ગયો. તેણે કહ્યું: 'તમારે'ને બદલે 'અમારે' મૂકો તો ન ચાલે !'

રેણુકાએ કહ્યું: ‘ ચાલો ! ’

અભયે એનો હાથ ફરી પકડ્યો.

‘ બે ઘડી આંહી બેસો, એક વાત કહું ! ’

રેણુકા તેની સામે બેઠી.

‘ ના, ત્યાં નહિ. આંહી મારી પાસે પાટલા ઉપર ! ’

‘ કેમ ? ’

‘ કામ છે. ’

‘ શું કામ છે એ કહો નહિ, ત્યાં સુધી હું ન આવું ! ’

‘ તે દિવસે તમે કહ્યું હતું તે યાદ છે ? ’

રેણુકા એ સંભારતી હોય તેમ કહ્યું: ‘ કયે દિવસે ? મારી તો યાદશક્તિ બહુ નબળી છે ! ’

‘ તે દિવસે—ધૂળનો સૂંડલો માથે હતો ત્યારે—’

રેણુકા હસી પડી: ‘ હાં, હાં. એ તો અમસ્તું જ—મને કાંઈ યાદ નથી. ’

‘ ત્યારે હું યાદ આપું ? ’

‘ યાદ આપો તો વખતે હૈયે ચડે ! ’

‘ તે દિવસે તમે કહ્યું હતું કે રણજિતની બહેન—’

રેણુકા કૃત્રિમ ક્રોધ કરીને બોલી: ‘ બોલતા નહિ ! ’

‘ કેમ યાદ આવી ગયું ? ’

‘ લ્યો, હવે પીરસું ? ’

‘ પહેલાં જવાબ આપો, પછી—’

‘ જવાબ તો આપ્યો—’

‘ પણ શો ? ’

‘ આપ્યો તો ખરો—’

‘ મેં સાંભળ્યો નથી—’

'તો સાંભળો ત્યારે—'

'શું? બોલો!'

રેણુકા તેના કાન પાસે મોં રાખીને ધીમેથી બોલી: 'તમને સ્ત્રીનો જવાબ સમજતાં હજી બેપાંચ વરસ લાગશે!'

પણ અભયે તેના ગાલ ઉપર ધીમેથી એક લપડાક મારીને કહ્યું: 'હું તો તારો જવાબ સમજી ગયો છું!'

રેણુકા બોલી: 'પણ હવે તો કદાચ તમે જવાના હશો? પછી કાંઈ મને યાદ પણ કરો ખરા?'

'તને ભૂલું?'

'ખાઓ, મારા સમ?'

'તારા સમ શું?— આંહી આવ, આંહી બેસ.'

રેણુકા તેની પાસે પાટલા પર બેઠી. વિનોદમાં બોલી: 'લ્યો હવે અગ્નિ સમક્ષ આપણે બેઠાં!'

અભયે તેનો હાથ પોતાના હાથમાં લઈ લીધો. તે ધીમેથી બોલ્યો: 'પણ તું તો મને નહિ ભૂલી જાય?'

રેણુકાએ નીચે મોંએ જવાબ આપ્યો: 'હું તમને નહિ ભૂલું. પણ તમે મને ભૂલી જશો!'

'હું અગ્નિ સમક્ષ પ્રતિજ્ઞા કરું—ચાલ, આપણે અગ્નિ સમક્ષ વચન આપીએ—'

બન્ને જણાએ સાથે જ અગ્નિમાં ઘી હોમ્યું. તેની તાજી જ્વાલામાં રેણુકાનો ચહેરો લાલ બની ગયો હતો. અભયે તેના કપોલ પર એક મીઠું ચુંબન લઈ તેનું માથું પોતાના ખોળામાં ઢાળી દીધું.

બહારની ખખડતી સાંકળને જવાબ આપવાને જ્યારે

અભય દોડ્યો ત્યારે કોણ જાણે કેટલી વાર થઈ હશે, પણ પોસ્ટમેન ગુસ્સે થઈને બોલતો હતો: 'અરે સાહેબ! આપ તો કઈ દુનિયામાં વસો છો? કેટલી વાર થયાં સાંકળ ખખડાવું છું!'

'તમારે કાગળ ફેંકી દેવો હતો ના?'

'સારું, હવે એમ કરીશું, લો—' કહીને પોસ્ટમેને કાગળ હાથમાં આપ્યો.

સરકારી કવર હતું. કોણ જાણે શું હશે એમ ધારીને અભયે તે ફોડ્યું. પણ અંદરથી સાહેબનો કાગળ નીકળ્યો. કાગળ ખાનગીમાં હતો ને તેમાં સાહેબે લખ્યું હતું કે પોતે હમણાં નહિ, પણ પંદરેક દિવસ પછી આવશે.

પણ બીજા સમાચાર વાંચીને અભય સ્થિર થઈ ગયો.

તેમાં લખ્યું હતું: 'સાંભળ્યું છે કે ત્યાં એક લક્ષ્માબાઈ કરીને વિધવા છે, તેને ત્યાં મોટી ઉમ્મરની દીકરી છે. આંહી અમારા પાડોશી સાહેબ, જે ધર્મપરાયણ નિવૃત્ત જીવન ગાળે છે, તેને માટે એક સારી કન્યાની શોધ થાય છે. કામ તાકીદનું છે, પણ ખાનગી રાખવાનું હોઈ તમને વિશ્વાસપાત્ર ધારીને સોંપ્યું છે. છોકરી મોટી ઉમ્મરની હોય તો ખાસ જરૂરી કામ સમજી તમે ધ્યાન આપજો. સાહેબ ન્યાયના મોટા હોદ્દા ઉપર હતા, ને હમણાં જ પોતે સ્વેચ્છાએ કાંઈક વહેલા નિવૃત્ત થયા છે. ભાગ્યે જ પચાસના ગણાય. દેખાવમાં તો પિસ્તાલીશ લાગે, ધર્મપરાપણ છે. ઘરના સુખી છે. ઘરમાં કોઈ બીજું નથી. છોકરો એક હતો પરણેલો, તે ભાગી ગયો છે. આવનાર બાઈને ને તેનાં સગાં સૌને સુખ થાય તેવું છે. તમે તપાસ કરીને દાણો દાબી

રાખજો. ત્યાં અમે આવીશું ત્યારે વધુ હકીકત રૂબરુમાં જાણીશું—વગેરે.'

એક ઘડીભર અભયને શું કરવું તે સૂઝયું નહિ. પોતે અત્યારે તો કાંઈ ન કરતાં કાગળ ખીસામાં મૂકી દીધો.

રેણુકાએ કહ્યું : 'કેમ શું છે?'

'સાહેબનો કાગળ હતો, કે તે હમણાં નહિ આવે!'

'હો—ત્યારે,' રેણુકા આનંદમાં કૂદી હસી તેનું તેને ભાન ન રહ્યું.

'ચાલો, ત્યારે તમારે કામ વધ્યું!'

'કેમ કામ વધ્યું?'

'ચા મૂકવી પડશે.'

'કેમ, જમવું નથી?'

'ના; હવે તો સૌ સાથે જ જમીશું. વધારે રંધાયું લાગે છે એટલે રણજિત આવ્યો હોય તો બોલાવવા મોકલું.'

રણજિત આવે તે પહેલાં રેણુકા ને અભય ચા પીવા બેઠાં હતાં.

અભયે રેણુકા સામે જોઈને કહ્યું : 'આપણા બેમાં રૂપાળું કોણ હશે?'

'રૂપાળું કોણ છે તે મને ખબર નથી, પણ—'

'પણ—'

'પણ મજબૂત તો હું છું!'

'શી રીતે?'

'તે દિવસે સાંભરે છે, તમે ભાર ઉપાડવાની શક્તિ બતાવી નહોતા શકયા—'

'હું તમને કાંઈક પૂછું?'

'તમારે શું પૂછવું છે તે હું જાણી ગઈ છું.'

'શું?'

'એમ કે હું આંહીથી જઈશ ત્યારે તમે ભૂલી નહિ જાઓ ના?'

'ના; એ પૂછવું નથી. પણ તમને હું બીજું પૂછું છું: મારા કરતાં હજારગણો સમૃદ્ધિવાન માણસ તમને મળી જાય તો તમે શું કરો?'

રેણુકા ઊઠીને બેઠી થઈ. તે અભય પાસે આવી. તેણે ધીમેથી તેના ગાલ પર લપાટ લગાવી: 'સમજ્યા?'

એટલામાં બહારથી રણજિતનો અવાજ આવ્યો.

[ ૯ ]

અભય અને રેણુકા પ્રાથમિક પરિચયની સ્વપ્નરંગી વ્યોમનાં પંખી બની રહ્યાંને થોડા દિવસ થયા હશે ત્યાં ઈન્સ્પેક્ટરસાહેબ આવવાના છે એવા સમાચાર ફરીને આવ્યા. ઈન્સ્પેક્ટર આવવાના છે એના મૂળમાં જીવુભા વગેરેની ખટપટ છે એ અભયની જાણબહાર ન હતું. ભંડારિયા ગામ દરબારી હતું અને દરબારની જ ઊપજમાંથી આ સરકારી નિશાળ ચાલતી. એટલે દરબાર જીવુભાને તો ગામમાંથી નિશાળની લપ કાઢવાની તીવ્ર ઇચ્છા રહ્યા કરતી. એટલા માટે એ તો પહેલેથી જ કહેતા: 'ભાઈ, આ ખોબા જેવડું ગામ, એમાં નિશાળ્યું તો અમે આજ ભાળી. અમેય નિશાળ નોતી તોય ભણ્યા છઈં. ને આ ગામમાં કોણ ભણ્યું નથી? પણ આ મફતની લપ તો આજ જોઈ. ભલા માણસ, બીજું શું? ગરાસ્યાનાં લોહી હલકાં થયાં છે ને કોઈ ને કોઈ બાને એને હેરાન કરવા છે.'

ભંડારિયામાં ખરી રીતે અભિપ્રાય કે વિચાર કરતાં પૂર્વગ્રહો ઉપર જ જનતા વધારે નભતી. એટલે જીવુભાએ

આ પૂર્વગ્રહ ફેલાવ્યો તેનો પડઘો પાડવાને સરૂપચંદ મોદી અને પોલીસ પટેલ સજ્જન તૈયાર હતા. અને એવડા ગામમાં આ ત્રણ જણા જે વાત કરે તેની વિરુદ્ધ કોઈ બોલી શકે તેમ હતું નહિ. એટલે સૌએ અભિપ્રાય આપ્યો કે નિશાળ તો એક બલા છે. ને એને કાઢવી હોય તો માસ્તરની લપ પણ કાઢવી જોઈએ. ગામલોકોમાંના ઘણા બોલવા માંડ્યા કે માસ્તર અરધા ગાંડા છે. પછી તો જાણે એ સર્વમાન્ય અભિપ્રાય થઈ પડ્યો. જે દિવસે અભયે રતિકાન્તનું અપમાન કર્યું હતું, તે દિવસે મોડેથી જીવુભાને ત્યાં સૌ બેઠા હતા: ત્યારે સરૂપચંદે ધીમેથી વાત મૂકી હતી:

'ગામ સંપે તો તક તો ભારે આવી છે!'

જીવુભા હુક્કો ગગડાવતા હતા, તે બોલ્યા વિના તીણી આંખે સરૂપચંદ સામે જોઈ રહ્યા.

સરૂપચંદ આગળ બોલ્યો: 'હમણાં કોઈ કોઈનો મેળ નથી, ત્યાં કામ કરી નાખવા જેવું છે!'

સજ્જને આ વાતને ટેકો આપ્યો, 'કરવું હોય તો હમણાં કરો. પછી થાણદારનો ભરોસો નહિ!'

'કેમ ભા, એમ બોલ્યા?' જીવુભાએ હુક્કાની નળી મોંમાંથી કાઢીને કહ્યું.

'થાણદારને ત્યાં બાપુકી જમીન ઘણી છે. એક ગામ પણ સરકારનું આપેલું છે. ઘેર મેડીમોલાતુંનો પાર નથી.'

'હા, તે હોય ભા, હોય. કેમ નોય? જૂના વખતનાં કારભારાં છે, ભા. ઈ નોય તમારા આજના ફતનદિવાળિયા કે એક સીગરટ ફૂંકી ત્યાં ખીસા ખાલી!' જીવુભા બોલતા હસી પડ્યા. 'કાં ફુલિસ પટલ! સાચું કે નહિ? તે

દી પેલો મંબઈનો ગોટપીટિયો આવ્યો'તો ઈ ભૂલી ગયા ? મારો બેટો, કાંઈ બોલે—કાંઈ બોલે, ને કીધું: આજ માદેવ-જીનો ઓચ્છવ છે તે પાંચ રૂપિયા આપો, તો સીગરેટ સામી ધરે: મારી પાંહે તો આ છે! કીધું, ઓતતારીની આ તો બધાય ફતનદિવાળિયા!'

એટલામાં રસ્તા ઉપર એક અકાલવૃદ્ધ જેવો જુવાન જતો જણાયો. જીવુભાએ પડકાર્યો: 'એલા, કોણ ઈ જુવાન ? શિવુભા કે ?'

'હા, બાપુ! એ તો હું શિવુભા છું!'

'ક્યાં હાલ્યો, ભા!'

'આ જરાક આમ નીકળ્યો'તો કામે.'

'સારું, સારું. જા, ભા, જા.'

શિવુભા ગયો ન ગયો, ત્યાં જીવુભાએ કહ્યું: 'આ મારે બેટે સાલ ઘાલ્યું. નકર તો તે દિવસે જ નીકળી જાતું'તું.'

'પણ ઈ નેય મારા બેટાને શું ફળ મળ્યું ?' સજ્જન બોલ્યો.

'ઈ તો કર્યા ભોગવવાં છે, બાઈ!' મોદીએ કહ્યું.

શિવુભા આ ગામનો ચારણ હતો. ટ્રેનિંગ કૉલેજમાં ભણીને પાસ થઈ આંહી જ માસ્તર થઈને આવ્યો હતો. પણ જીવુભા નિશાળની વિરુદ્ધ હતા, એટલે એની ધાકે ગામ-લોકોએ અરજી પણ કરી કે ગામમાં નિશાળ થવાથી અમારા છોકરા રખડુ થાતા જાય છે! વળી ગામમાં નિશાળ નકામી છે! પૂરા દસ છોકરા પણ નિશાળમાં જતા નથી. એટલે ઈન્સ્પેક્ટર જાતે તપાસ કરવા આવે તેમ નક્કી થયું હતું.

પણ શિવુભા તો ગામનો કીડો હતો. એણે તો આગલે દિવસે ઘેરઘેર ફરીને કહ્યું કે કાલે સાબ આવવાના છે. પેંડા-પતાસાં વહેંચીને રજા આપવાની છે. માટે છોકરાંને વખતસર નિશાળે મોકલજો. નહિતર પછી બાકી વહેંચવાનું કાંઈ નહિ હોય !

બીજે દિવસે સાહેબ આવ્યા. પોલીસ પટેલ આવ્યા. જીવુભા દરબાર આવ્યા. મોદી સરૂપચંદ આવ્યા. ગામના બે આબરૂદાર માણસ પણ આવ્યા. બીજા પણ ભાગદાર દરબારો આવ્યા. પણ જોઈને સૌ છક્ક થઈ ગયા. કાંઈ નહિ કાંઈ, તોય નિશાળમાં પચાસ છોકરાં હશે. નિશાળમાં છોકરાં તો માય નહિ એટલાં આવી ગયાં હતાં.

સાહેબે કહ્યું: ‘સંખ્યા તો સારી છે. તમે કહો છો, નિશાળમાં છોકરાં નથી આવતાં—સંખ્યા નથી !’

સરૂપચંદે જવાબ આપ્યો: ‘એ તો આજે, સાહેબ ! બાકી આડે દીએ આવો તો કાગડા ઊડતા હોય. બહુ બહુ તો પાંચદસ છોકરાં માસ્તરનાં છાણાં સારતાં હોય !’

‘હા, એ તો એમ જ,’ પોલીસ પટેલે કહ્યું.

‘કેમ માસ્તર ?’ સાહેબે કરડાકીથી શિવુભા તરફ જોયું. શિવુભાએ રજિસ્ટર લીધું. સાઠ છોકરાનાં નામ હતાં. એક પછી એક બોલવા માંડ્યો ને એક એક છોકરો ઊઠી ઊઠીને ‘હાજર સાહેબ !’ કહેવા માંડ્યો.

સાહેબે એવો મત દર્શાવ્યો કે એક પટાવાળો ને એક બે વધુ માણસ રાખવા જોઈએ. એટલે ત્યારથી ઊલટું ભંડારિયાની નિશાળનું ખરચ વધ્યું. જીવુભા ધા ખાઈ ગયા. સૌને શિવુભા ભારે નખોદનો માણસ લાગ્યો. એણે જ આ

બધું કર્યું હતું.

એટલે એના ઉપર સૌને રીસ ચડી. ધીમેધીમે જાણે એ વાત વીસરી ગયા હોય તેમ જીવુભા શિવુભાને બોલાવતો થયો. શિવુભા પણ ધીમેધીમે બાપુના ડાયરામાં ભળવા લાગ્યો. ટણકટોળીએ તો શિવુભા બો ભૂલી જાય એવી મીઠી સજા આપવાનો નિશ્ચય કર્યો હતો. પહેલવહેલાં તો ચાકોરીમાં હેળવ્યો. એમ કરતાં કરતાં કસુંબાપાણીનો રંગ લગાડ્યો, ને એને અફીણનો બંધાણી કરી દીધો. પછી તો બિચારો હેરાનહેરાન થઈ ગયો. નોકરી છોડવી પડી, ખાવા રહ્યું નહિ, ને હવે ગામમાં ભીખ માગીને જેમ-તેમ ગુજરાન ચલાવી રહ્યો હતો. આજે એને રસ્તા પર જતો જોઈને દરબારે બોલાવ્યો હતો, અને સરૂપચંદે દરબારનું મન કળીને એની વાત કાઢી હતી.

'સાચું બાપ! કર્યાં ભોગવવાં છે—' દરબારે કહ્યું. 'આ માસ્તર તો તોરી લાગે છે, સરૂપચંદ! હુતાહણી ઉપર જરાક તમારા વ્રજલાલને જ ભળાવી દેજો ને!'

'અરે! એમાં કાંઈ કહેવાપણું હોય?'

'પણ થાણદારનું તમે શું કે'તા'તા પુલીસ પટલ?'

'આ હું તો એમ કહેતો હતો કે હજારોની ઇસ્કામતનો ધણી છે. આ નોકરી તો શોખનો માર્યો કરે છે. હવે છોડી દેવાનો છે—વહુ પણ નવાં છે!'

'ક્યાંનાં છે?'

'ઈ તો શી ખબર? પણ છે પરી જેવી!'

'તે હોય નંઈ બાપ! કોણ કટંબ છે?'

'હુતાહણી ઉપર બરાબર ધ્યાન રાખ્યું હોય—ને થાણદાર

જવાના છે એ તક સાધી હોય—તો આ મોટો ખરચો નીકળી જાય !' સરૂપચંદે આગળ ચલાવ્યું.

'એમ કરજો ને. સૌને જરાક ફૂંક મારી દેજોને. માસ્તર છે તોરી. હુડિયો બોલાવી દેવો—ને એવો બોલાવવો કે બીજે દીથી જ ગામમાં નોય. નિશાળ બંધ કરી દેવી ને રપોટ કરી મોકલવો કે માસ્તર ભાગી ગ્યા છે. થ્યું. આપણે આંગણેથી સાલ ગ્યું !' જીતુભાએ રસ્તો બતાવ્યો.

દરબાર બોલ્યા છે એવું કાંઈ થવાનું નથી, એમ જાણતાં છતાં ચતુર વાણિયો બોલ્યો: 'હા, એ તો એમ જ. એ વિના મેળ બરાબર નહિ આવે !'

સૌએ તે દિવસે ત્યાં જે નિશ્ચય કર્યો હતો તેને પરિણામે અભયને હુતાશનીના દિવસોમાં થોડું હેરાન થવું પડ્યું હતું, પણ રણજિતે સૌની બાજી ધૂળમાં મેળવી હતી. દરમ્યાન અરજીઓ વગેરે તો થતું રહેતું. એટલે અંતે ઈન્સ્પેક્ટરે આવવાનું નક્કી કર્યું ને તે પ્રમાણે સમાચાર આવ્યા હતા.

જ્યારે ઈન્સ્પેક્ટર આવી પહોંચ્યા ત્યારે અભય બહાર હતો. તેને સમાચાર મળ્યા, એટલે એ દોડતો આવ્યો. ઈન્સપેક્ટર ગુજરાતી હતા. જેનામાં સાહેબશાહી પોષાક ધારણ કરવાની વૃત્તિ કે શક્તિ ન હોય, અને છતાં પોતાના પ્રાંતમાં કોઈક રીતે વેષવડે મોભો સાચવવાનો જેનો દાવો હોય, તેવા ઘણાખરા જેવો પોષાક પહેરે છે તેવો પોષાક તેમણે પહેર્યો હતો. દક્ષિણીઓની પેઠે એમણે કાળો રેશમી સોનેરી લીટીઓની ચોકડીવાળો ઘૂટકો માથે બાંધ્યો હતો: સોનેરી કોરવાળો દુપટ્ટો, પગમાં દક્ષિણી જોડા, અને હાથમાં અબનૂસના રૂપાના હાથાવાળી લાકડી. એ નિશાળમાં

પેઠા, ને બહાર જે ઘોડા ઉપર પોતે બેસીને આવ્યા હતા તે ઘોડો ને તેનો માલિક ઊભા હતા. અભયને જોઈ ને ઘોડાવાળો બોલ્યો : 'અરે! દોડો! દોડો! સાહેબ તો નિશાળમાં પણ ગયા!'

અભય અંદર ગયો. ઈન્સ્પેક્ટરસાહેબ પોતાનાં ચશ્માં કાઢી નાકે ચઢાવી, આસિસ્ટંટ પાસે રજિસ્ટર મંગાવી, લશ્કરી ઢબે તેમાંથી નામ વાંચી રહ્યા હતા. તેમણે અભયને આવતો જોયો.'

'કાં માસ્તર! કેમ બધે ફરતા ફરો છો—?'

અભયને બીજો જવાબ સૂઝ્યો નહિ એટલે તેણે ઉતાવળે કહ્યું : 'જી ના; આપની ચિઠ્ઠી મળી હતી એટલે કીધું જરા તપાસ કરી જોઉં—વળી એક મોટર મળે તો આપને માટે—'

ઈન્સ્પેક્ટર ભડક્યા. એમણે એમના જીવનમાં ઘણી નિશાળો જોઈ હતી. કોઈ જગ્યાએ પૂંછલેલ બે બળદનું ગાડું જોડાતું, કોઈ ઠેકાણે ખાંડિયાબાંડિયાની પ્રદર્શનમાં મૂકવા લાયક બળદગાડી મળતી, ક્યાંક વાંસા ઉપર ભાઠાં પડેલા બકાલ ઘોડા મળી જતા, કોઈ જગ્યાએ અનેક અવાજો કરતો વાજિંત્ર જેવો એકો મળતો: પણ ક્યાંય કોઈએ મોટરની વાત કરી ન હતી—કે એવી દુષ્પ્રાપ્ય કલ્પના પણ કરી ન હતી. હમણાં જ પોતે જેના પર બેસીને આવ્યા હતા એ બકાલ ઘોડો હજી તો બહાર ઊભો ખોંખારી રહ્યો હતો. એટલે અભયની મોટરની વાત તેને નવી નવાઈ જેવી લાગી.

'મોટર લેવા ગયા હતા?—આંહી ગામડાગામમાં

મોટર ક્યાંથી ?'

'એક હમણાં આવી છે—આંહીનાં એક બહેન સારે ઠેકાણે પરણ્યાં છે. તેમને સાસરેથી—'

'હં હં. મારી ચિઠ્ઠી મળી હતી કાં ?'

'જી, હા.'

ઈન્સ્પેક્ટર પાછા રજિસ્ટર જોવામાં તલ્લીન થઈ ગયા. એક છોકરાની ત્રણ દિવસની હાજરી ન હતી, તે તરફ એમની નજર ગઈ.

'આમ કેમ ?—આ શું ? આ છોકરો હાજર, ગેરહાજર કાંઈ મૂક્યું નથી ?'

અભયે જોયુંઃ 'રહી ગયું લાગે છે !'

ઈન્સ્પેક્ટરને લાગ્યું કે પોતે જે ચિઠ્ઠીમાં લખ્યું છે તેમાં પણ અભયને દબડાવવાથી મદદ મળે તેમ છે. એટલામાં આ બહાનું પણ ઠીક મળ્યું.

'રહી ગયું છે કે તમને ગામની ખટપટમાંથી નવરાશ જ નથી ?'

'ગામલોકોની માન્યતા આપણાથી જુદી પડે, તો એમને એમ લાગે, સાહેબ !'

'એમ ? હુતાશની ઉપર શું થયું હતું ?'

'જરાક તોફાન જેવું !'

'પછી ? તમને માર પડ્યો ?'

'નથી પડ્યો.'

'તો સારું. પણ તમને આવા તોફાનમાં ભાગ લેવા આંહી મોકલ્યા છે કે ગામડાં ઘડવા ? આખા ગામને તમારે દાબમાં બેસારવો જોઈએ. ગામને લાગવું જોઈએ કે આ

'માસ્તર' છે!'

અભયને મશ્કરી કરવાનું મન થઈ આવ્યું કે સૌને ખાતરી છે કે આ 'માસ્તર' છે, કારણ કે નમાલામાં નમાલો પગાર મેળવી નમાલામાં નમાલા માણસ તરીકે એને ગામમાં રહેવાની ફરજ પડે છે. પણ તે બોલ્યો નહિ.

ઇન્સ્પેકટર બોલતા હતા: 'તમારે પોલીસ પટેલને માન આપવું જોઈએ. નિશાળકમિટીના મેમ્બરોને સાચવવા જોઈએ. આ બધું વ્યવહારુ પગલું તમે ન સમજો, એટલે અમારે આ ઉપાધિ થાય. ઠીક સારું; હવે જોઈશું. પણ પેલી મારી ચિઠ્ઠી મળી હતી કે?'

અભય કાંઈ જવાબ આપે તે પહેલાં જ સાહેબ બોલ્યા: 'ચાલો, એ પછી જોવાશે. છોકરાઓને રજા આપો. નિશાળકમિટી આવે એટલે હું તમારો કેસ લેવા માગું છું!'

અભયે છોકરાઓને રજા આપી. પણ જેમ પાળ તૂટતાં પાણી ધસતાં જાય તેમ નિશાળ બહાર નીકળતાં છોકરાઓએ 'હુ ર રે!' બોલાવી. એ હુરરેથી ભડકેલો બકાલ ઘોડો દોડ્યો, ને પાસેની દુકાને બીડી લેવા ગયેલો તેનો માલિક તેની પાછળ દોડ્યો. ગામમાં પહેલી જ વખત સાંભળેલ મોટરહોર્નથી ભડકેલાં કેટલાંક ગધેડાં, ભેંશો ને કૂતરાં આ બાજુ દોડી રહ્યાં હતાં, ત્યાં રસ્તામાં સઘળાંનો ભેટો થતાં એક તુમુલ અવાજ ઊઠ્યો: ને એ અવાજને દાબી દેવા પાછળ આવતા છોકરાઓએ તેમના કરતાં મોટો અવાજ કાઢવાનો પ્રયત્ન કર્યો. આખા ગામની સાચી સંસ્કારિતાનો આ ધ્વનિ હોય ને આવું ઘણે વખતે જોવા મળ્યું હોય તેમ ગામના લોકો આ તમાસો જોવા ભેગા

થયા ને આનંદથી કૂદવા લાગ્યા. એ એમના સાત્ત્વિક આનંદનું પૂરેપૂરું પ્રદર્શન ન હોય તેમ વ્રજલાલની વહુ પાણીનું બેડું ભરીને આવતી હતી તે બિચારીનો ગભરામણથી પગ લથડ્યો ને તે બેડા સહિત નીચે ઢળી પડી. એટલે તો કોઈ મોટી રંગભૂમિમાં એકાદ ગ્રેટા ગાર્બોના અભિનયે ઉલ્લાસ ને ઉત્સાહની પ્રેક્ષકમાં છોળ ચાલી જાય, ને પ્રેક્ષકોમાં તાળીઓના ગડગડાટ થઈ રહે, તેમ આ પ્રેક્ષકગણના અંતરમાં પણ આ અકસ્માતે ઉલ્લાસ પ્રેર્યો—સામે ગધેડાં, કૂતરાં, ભેંશો છે એમ ધારી એમની માનમર્યાદા સાચવવા તાળીઓ ન પાડતાં કિકિયારી કરી. એટલામાં તો છગન વાણંદ ત્યાં હતો તે બોલી ઊઠ્યો : 'હશે, બાપા, હોય. જરાક ગોળનો શેરો ખાજો, બાપા !'

આખા પ્રેક્ષકગણ પર હાસ્યનું મોજું ફરી વળ્યું. પણ એટલામાં કિકિયારીને વીંધતો મોદી સરૂપચંદનો અવાજ આવ્યો : 'અરે શરમાઓ, શરમાઓ, બાઈમાણસ પડી જાય છે ને તમે કિકિયારી કરો છો !'

વર્ષો સુધી કિકિયારી સિવાય બીજી કોઈ રીત જેમની પાસે આનંદ વ્યક્ત કરવા માટે ન હતી, તે લોકનાં ટોળાંએ બીજી કિકિયારી કરી.

મોદી સરૂપચંદ નિશાળકમિટીમાં હાજરી આપવા જતા હતા. તેણે સૌને થોડા દબડાવ્યા, ને એકએ રબારીના છોકરાને કહીને ભેંશો પાછી વળાવી. એટલામાં તો ઘોડાવાળો પણ દોડતો આવી પહોંચ્યો.

'માસ્તરે—મારે બેટે—અત્યારે આ વેજાને બહાર કાઢી !' તેનો ઘોડો ઊભો રહી ગયો હતો એટલે તેણે તેને

પકડી લીધો. એટલી વારમાં વ્રજલાલની વહુ પણ બેઠી થઈને ફરી પાણી ભરવા ચાલી ગઈ હતી.

'અરે! આ માસ્તર ઓટીવાર છે ને ગામ છે રેઢિયાર!' સરૂપચંદ બોલ્યો. એટલામાં પોલીસ પટેલ સજ્જન આવ્યો, ને તેણે લોકને વિખરાવી છગન વાણંદને જ પકડ્યો.

'એલા, તારું શું કામ છે આંહી?'

'વખત છે, સાહેબને હજામત કરાવવી હોય—'

'અરે, જા, જા, ચોવટ! એલા, જાઓ સૌ—'

ગામલોક વીખરાયા. નિશાળકમિટી નિશાળ તરફ ચાલી. રસ્તામાં સજ્જને કહ્યું: 'કહો, ન કહો મોતી, પણ સાળું દાળમાં કાંઈક કાળું છે!'

'કેમ?'

'આ રેણુકા, હું આવ્યો ત્યારે બેચાર જણાને ધમકાવી રહી હતી.'

'કેમ?'

'પેલા કાંઈ માસ્તરની વિરુદ્ધ બોલ્યા હશે—'

'હોય બાપા. માસ્તર પણ રણજિત સાથે બહુ ફરે છે.'

'તો તો મારો બેટો, ગામ નહિ છોડે.'

'અરે ભાર છે? આ થાણદારનું તો આવ્યું ગાજતું-વાજતું માંડવે.'

એટલામાં સામેથી જીવુભા દરબાર પણ દેખાયા. અને નિશાળકમિટીના ગૃહસ્થો નિશાળ તરફ ચાલ્યા.

નિશાળમાં આવીને સૌ બેઠા. એટલે સાહેબે અભયને કહ્યું: 'તમારી સામે ગામલોકની ફરિયાદ છે. નિશાળ-કમિટીના મેમ્બરોએ તે હકીકત સાચી જણાવી છે. તમે

કુમારાનંદની ભજનમંડળીમાં ને રણજિત નામે એક રખડુ સાથે ભટકયા કરો છો. હુતાશનીના દિવસે તમે તોફાન મચાવ્યું હતું. આ સઘળું સાચું છે?'

અભયે કહ્યું: 'પણ પહેલાં મારે એમની સામે કાંઈક કહેવાનું છે!'

ઇન્સ્પેક્ટર: 'હું પૂછું એટલાનો જવાબ આપો.'

જીવુભા બોલ્યા: 'હા, મારા ભઈ, બીજી પંચાત શી? પૂછે એનો જવાબ. સાચું હોય તો સાચું કહેવું.'

અભય બોલ્યો: 'આ લોકોને નિશાળ કાઢી નાખવી છે.'

'અરે મારા ભાઈ, પરણે છે એનું ગાઓને!' જીવુભા બોલ્યા, 'અમારે નિશાળ કાઢી નાખવી હશે તો અમે ગામધણી છઈએ. ગમે ઈમ કરીશું. અટાણે જેનું ટાણું છે ઈનું જ ગાણું કરોને, ભા!'

અભય બોલ્યો: 'કુમારાનંદની ભજનમંડળીમાં જાઉં છું, રણજિત સાથે ફરું છું એ તો સાચું છે. પણ એમાં ખોટું શું છે?'

ત્રણે જણા આનંદમાં આવી ગયા. જીવુભા બોલ્યા: 'હાંઉં ત્યારે. એમ તો ભા, ખોટું બોલે એવા નથી!'

સરૂપચંદે કહ્યું: 'પણ ખોટું બોલે શું કરવા?'

સજ્જને ગંભીરતાથી કહ્યું; 'માસ્તર ખોટું તો નહિ બોલે એની ખાતરી.'

અને ત્રણે જણા એકબીજાની સામે અર્થભરી દૃષ્ટિથી જોઈ રહ્યા.

'ચાલો, ત્યારે, એ સાચું છે કેમ?' ઇન્સ્પેક્ટરે કહ્યું.

અભયે ટૂંકો જવાબ વાળ્યો: 'હા.'

'તમે થાણદારને આંકી ઉતારો આપવાની ના પાડી હતી ?'

'આજે આવે તો ફરીથી પણ ના પાડું.'

'કેમ ?'

'કેમ શું ? જ્યાંથી પ્રજાને ઘડવાનો દાવો કરવામાં આવે છે ત્યાં જ આવી ખોટી શેહ—'

એનું વાકચ અધૂરું રહ્યું. વચ્ચે જ ઇન્સ્પેક્ટર બોલી ઊઠચા: 'હાં હાં. બસ, બસ, બસ. તમારું ભેજું ગેપ લાગે છે!' અભય કાંઈ બોલ્યો નહિ. તે અપમાન ગળી ગયો.

'ત્યારે તમને હું બીજું કાંઈ કહેતો નથી. તમારે નિશાળની કમિટીની માફી માગવી પડશે.'

'શા માટે ?'

'શા માટે તે તમે ગુનો કર્યો છે માટે—'

માફી માગીને વખતે માસ્તર રહી જાશે ને પોતાને તો નિશાળ જ કાઢી નાખવી છે એ વિચાર આવતાં જીવુભા બોલ્યા: 'અમારેય તમને બીજી પણ એક વાત કરવી છે, સાહેબ!'

'શી ?'

'આવો ને ખાનગીમાં ભા, કુલીસ પટલ, આવોને. મોઢે કેવું સારું નહિ—'

સૌ એક તરફ ગયા. એટલે જીવુભા બોલ્યા: 'તમે બોલો, કુલીસ પટલ, મને ગલઢેરાને નો ફાવે.'

'એવું છે સાહેબ! કે માસ્તરનું ખરાબ દેખાય એટલે અમે લખ્યું નથી. પણ અમારા જોવામાં આવ્યું છે કે માસ્તર જરાક રવાડે પણ ચડી ગયા છે—'

'રવાડે ?—જરાક સ્પષ્ટ બોલો તો !'

'હા, ભા, કહી નાખોને. ઇમાં પછી સંતાડવું શું ?' જીવુભાએ સજ્જનને કહ્યું.

'માસ્તરને રણજિતની બહેન સાથે પ્રીતિ થઈ લાગે છે—'

'એનું નામ ?'

'રેણુકા—!'

'હં હં, ત્યારે તો—' ઇન્સ્પેક્ટર કહેવા જતા હતા કે મેં ચિઠ્ઠીમાં લખી હતી તે જ આ છોકરી લાગે છે. પણ તેણે વાત ફેરવી નાખી: 'હં હં, ત્યારે તો સમજ્યો. બદલવા જ પડશે.'

'જી, હા; એમ જ. એમાં કાંઈ ખોટું નથી નાતે નાત છે. પણ—'

ઇન્સ્પેક્ટરે કહ્યું: 'ના, એમ નથી, મારે હવે તમને કહેવાનું છે—'

જીવુભા બોલ્યા: 'હા, કહોને સાબ !'

'તમારો દેણા બાબત કેસ ચાલે છે, ખરું ?'

'જી, હા !'

'આ એ કેસ જેની પાસે હતો ના, તે સાહેબ ઘરભંગ છે ને હવે ફરી પરણવા માગે છે. તમારા ગામમાં છોકરી પણ છે મોટી ઉમ્મરની—રેણુકા.'

'જી, હા. લાયક ઉંમરની—ને જાતે પણ લાયક.'

'તો તેમાં તમે મદદ આપશો ?'

'મદદ આપશો ? એમાં વળી કાંઈ કહેવાપણું હોય ? અમારી તો ફરજ છે. પણ તો આ માસ્તરને ઝટ કાઢો.

કારણ કે એની વચ્ચે વાત ચાલે છે ને નાહકની છોકરી દખી થાય—આવું સારું ઠેકાણું મળતું હોય તો આ ભિખારીરામને કોણ ગણકારશે ? પણ આંખથી અળગું સારું—'

ત્રણે જણા પાછા ફર્યા ત્યારે ઇન્સ્પેક્ટર બોલ્યાઃ 'ઠીક; ત્યારે તમે માફી માગી લ્યો તો નિશાળકમિટી બીજી વાત જતી કરવા તૈયાર છે.'

અભય બોલ્યોઃ 'પણ મારે માફી માગવાની નથી—'

ઇન્સ્પેક્ટર બોલ્યાઃ 'સારું. તો પછી હું તમને જવાબ આપીશ—'

તે દિવસે મોડેથી ઇન્સ્પેક્ટર ગયા ત્યારે જીવુભા દરબાર, સરૂપચંદ મોદી, અને સજ્જન પોલીસ પટેલ સાથે તે નક્કી કરતા ગયા હતા કે અભયને પોતે બદલી નાખશે ને રેણુકાના સગપણ વિષે સૌ તેને મદદ કરશે.

આ બનાવ બન્યા પછી આઠમે દિવસે રણજિત દોડતો અભય પાસે આવ્યોઃ 'સાહેબ! માજી મુરલીએ તમને આજે યાદ કર્યા છે!'

'કેમ ?'

'એ તો ખબર નથી—'

'ત્યારે આજે મારે નદીએ નાહવા જવું છે ત્યાંથી પરબારો ત્યાં જઈ આવીશ—'

'પણ ચોક્કસ, ભૂલતા નહિ હો—'

'ના, નહિ ભૂલું—'

રણજિતને ગયાને થોડી વાર થઈ એટલામાં એક સરકારી કાગળ ટપાલમાં આવી પડ્યો. અભયે તે ફોડ્યા વિના જ

રહેવા દીધો. એમાં કદાચ પોતાના વિષે જ કાંઈક હશે—બદલી હશે, તે એ સમજી ગયો. પણ કાગળ એમ ને એમ રહેવા દઈ તે લૂગડાં લઈ નદીએ ચાલ્યો ગયો.

તે મુરલી પાસે ગયો ત્યારે તેણે જોયું કે આજે વળી મુરલીનો વેષ એકદમ સાધુ જેવો હતો. તેણે અભયને જોતાં જ કહ્યું: 'ક્યું સજ્જન! આ ગયે?'

અભય આ સંબોધનનો અર્થ કાંઈ સમજી શક્યો નહિ. પણ મુરલીના જેવી જલતરંગી સ્ત્રી તેણે કોઈ જોઇ ન હતી. તેનાં વેષ ને વાણીની પેઠે તેનાં સંબોધનો પણ જુદેજુદે વખતે જુદાંજુદાં રૂપ ધારણ કરતાં. કોઈ વખત તે તમને 'સાજન' પણ કહી દે, કોઈ વખત 'સજ્જન' કહી લે; કોઈ વખત દુલારામ, તો કોઈ વખત દોસ્ત કહીને બોલાવે; કોઈ વખત તમે અમારા પરમમિત્ર છો એમ કહે, તો કોઈ વખત સાદું 'ભાઈ' એમ જ વાપરે: આજે એ કાંઈક આનંદમાં હતી.

'ક્યું? મૈંને તુમકુ ક્યું બુલાયા માલૂમ હય?' મુરલીના નાના સુંદર પાતળા હોઠમાંથી આટલા શબ્દો આવ્યા ન આવ્યા ને અભયને લાગ્યું કે વાણીની આટલી સંસ્કારી મધુરતા તો ઇશ્વરી બક્ષિસરૂપે જ આને મળી હશે.

સ્મિત કરતા હોઠને દબાવી રાખી, એથી વધારે સુંદર બની જતી મુરલી ફરીને બોલી: 'ક્યું બોલતે નહિ? રણજિત મીલા થા?'

'હાં જી!'

'હાં જી. વાહ! ભઈ, તુમ્હારી તો વાની ભી નવવધૂકી વાની કી માફીક કોઈ બહુત ટૂંકી ઔર અર્થવાહી હૈ।

ગઈ હય!'

'રણુજિતે કાંઈ કહ્યું છે?'

'જી, ના!'

'તો સૂન લો. રેણુકાને મેં હમણાં જોઈ હતી. તે પહેલાં પણ જોઈ હતી. એના હૃદયને કોઈએ પ્રેમથી છલોછલ ભરી દીધું છે. એ કોણ છે, માલૂમ છે?'

અભય કાંઈ બોલ્યો નહિ.

'શરમાવાનું નવવધૂ પાસેથી શીખ્યા છો કે? અને સાંભળ્યું છે હવે તમારી બદલી થવાની છે?'

'કદાચ—'

'તો એક વાત યાદ રાખજો. પ્રેમની વાણી એ જ ખરું લગ્ન છે. હવે રેણુકાને ભૂલતા નહિ: રેણુકા તમને નહિ ભૂલે.'

'પણ —'

'પણ શું? લૌકિક વ્યવહાર થયો નથી, એમ નાં? તમે જે પ્રેમની વાણી બોલ્યા છે તે અલૌકિક નથી? અને તે જ ખરી નથી? કહ્યું સમજે સજ્જન!'

એટલામાં કુમારાનંદ આવ્યો એટલે ઝડપથી મુરલીએ વાત ફેરવી નાખી. તે ધીમેથી બોલી: 'નારીહૃદયે નારીને જે આપ્યું હતું તે મૂલ્યવાન મણિમૌક્તિકની પેઠે મેં સાચવી રાખ્યું છે. તમારા હૃદયમાં પણ એ એમ જ રહો!'

કુમારાનંદે હસીને કહ્યું: 'અરે મુરલી, તું પણ શું જાદુગરની માફક છાના મંત્રો ભણે છે?'

મુરલીએ કહ્યું: 'કેટલીક વાતો પ્રગટ કરતાં અપ્રગટ જ વધારે સાચી હોય છે—અથવા દશ્ય જગતની પાછળનું

અદૃશ્ય જ મૂલ્યવાન છે એ તો તમે જ કહ્યું હતું તે ભૂલી ગયા? ક્યું ભૂલ ગયે મેરે સાજન.' આ છેલ્લા શબ્દો તે આનંદમાં—મસ્તીમાં બોલી રહી હતી.

અભય જ્યારે ત્યાંથી રજા લઈને નીકળ્યો ત્યારે તેને સમજણ પડી કે રેણુકા ને પોતાના પ્રેમવ્યવહારને બધાના કરતાં મુરલીએ જુદી જ દૃષ્ટિથી નિહાળ્યો હતો. રેણુકાનું સઘળું રહસ્ય આ નારીએ પ્રેમથી મેળવી લઈને પોતાના હૃદયમાં સંઘરી રાખ્યું હતું. તેને આ વ્યવહારમાં કાંઈક અસંગત પણ લાગ્યું. સાધુ અને સાધ્વી જેવા પદને પામેલાં ભજનિકો જેવાં આ વ્યવહારમાં રસ લે તે એને ઠીક ન લાગ્યું. પણ મુરલીએ જ એક વખત એને કહ્યું હતું તે અત્યારે એને યાદ આવ્યું: ' અરે! માસ્તરસાહેબ! પ્રેમને જે જાણે છે તે સઘળું જ જાણે છે: એનાથી પ્રેમની કોઈ ચેષ્ટા, પ્રેમની કોઈ વાત છાની રહેતી નથી. તમે તમારા પ્રેમી જોડે પ્રેમની વાતો કરો; પણ જો હું પ્રેમસાગરને પૂરી રીતે પિછાનતી હોઉં, તો તમારું છાનું અંતર સમજી જાઉં!'

આજે કદાચ મુરલી એ જ રીતે એનું અંતર સમજી ગઈ હતી.

પણ આ મુરલી કોણ છે? આ કુમારાનંદ કોણ છે? આ બન્નેમાં જે સંસ્કારી મધુરતા તેણે જોઈ તેવી મધુરતા તેણે ક્યાંય જોઈ ન હતી. તેના મનમાં એ બન્ને એક અણઉકલ્યા કોયડારૂપે રહી ગયાં. તે પાછો ફરતાં એ જ વિચારે ચડી ગયો.

અભય ઘેર પહોંચ્યો તો ત્યાં બારણામાં જ રેણુકા એની રાહ જોઈને ઊભી હતી. તેનો ચહેરો કાંઈક ઉદાસ

હતો: આંખ જરાક રડેલી હતી. અભયને જોઈને તેણે કહ્યું:

'રણજિતને દીઠો?'

'ના, કેમ?'

'આ એસ્તો. ઘરનું કામકાજ હોય ને નજરે ભાગ્યે જ ચડે. માએ કહ્યું કે જા, નિશાળે હશે. ત્યાં તમને આવતા જોયા એટલે ઊભી રહી ગઈ. કીધું, વખતે તમને ખબર હશે.'

'મને ખબર નથી. પણ શું કામ છે? અને આ શું તમે રોયાં છો?'

રેણુકાએ સ્મિત કરીને કહ્યું: 'ના રે; રુએ શું?'

'પણ મોં તો કહી દે છે!'

'એ તો તમને એમ લાગે. તમે ક્યાં જઈ આવ્યા?'

'જ્યાં જઈને તમે તમારું હૃદય કહી આવ્યા ત્યાંથી તમારું હૃદય હું જાણી આવ્યો.'

રેણુકાએ વાત ઉડાવી: 'આ રણજિતનું ઠેકાણું નહિ: જમીનનો તકરારી કાગળ પાછો ઊપડ્યો છે એમ મા કહેતાં હતાં. ને રણજિતને ક્યાં શોધવો?'

'પણ મારી વાતનો તમે ઉત્તર આપ્યો નહિ તેનું શું?'

રેણુકા બોલી: 'પણ તમને તો ઉત્તર મળી ગયો છે ને, હવે શું? એમ ઘણી વખત જવાબો આપવાની અમને ટેવ નથી!'

'હં. ત્યારે એમ બોલોને. એટલે સ્તો મુરલી પાસે જઈ આવ્યાં, કાં?'

રેણુકાએ હસીને કહ્યું: 'હા સ્તો.'

એટલામાં દૂરથી રણજિતને જતો જોઈને રેણુકા તે તરફ ફરી ગઈ. અભય તેને જતી જોઈ રહ્યો. ને પછી તેને

સાંભર્યું કે પોતે એક કાગળ વાંચ્યા વિના એમ ને એમ મૂકીને ગયો હતો. તેણે અંદર જઈ કાગળ લીધો. કાગળ વાંચતાં તેનું મોં ફિક્કું પડી ગયું. તેની બદલી થઈ ન હતી. તેને બરતરફ કરવામાં આવ્યો હતો: અથવા તો તેણે રાજીનામું આપવાનું હતું. તેણે રાજીનામું ન આપતાં બરતરફીનું માન પામવાનો નિશ્ચય કર્યો, અને તે પ્રમાણે નિશ્ચય કરી તેણે સાંજ સુધીમાં પોતાનો સરસામાન તૈયાર કરવા માંડ્યો. સાંજે તે જગજ્જનનીના મંદિર તરફ ફરવા ગયો.

**સાંજે** જ્યારે જગજ્જનનીના મંદિરમાં જવા માટે અભય ચાલી રહ્યો હતો ત્યારે કુદરતી રીતે તેની નજર સમક્ષ એ જ કોયડો પાછો રજૂ થયો, અને એ જ મનમોહક સ્ત્રીની પ્રતિમા નજરે ચડી: મુરલીની.

મુરલી અને કુમારાનંદ વચ્ચે કઈ જાતનો સંબંધ હતો તે હજી અભય સ્પષ્ટ સમજી શક્યો ન હતો. વય જોતાં તેઓ પિતાપુત્રી ન હતાં, અને છતાં ઘણી વખત જાણે એવો સંબંધ પણ અસંભવિત ન લાગતો. ભાઈબહેન જેવાં પણ એ ન હતાં. પતિપત્નીની તો કલ્પના પણ એમના સંબંધે અકલ્પના જેવી થઈ રહે. પ્રેમી અને પ્રેમિકા—એ વિશેષણો તેમનો સંપૂર્ણ સંબંધ બતાવવા અપૂર્ણ જેવાં લાગે. ભક્ત અને શિષ્યા—કે ભજન ગાતાં ભજનિક ભાઈ-બહેન પણ કહી શકાય નહિ. કોઈક વખત એ બહુ વિચાર કરતો ત્યારે એને લાગતું કે માનસશાસ્ત્રમાં કદાચ એમના સંબંધ માટે એકાદ શબ્દ મળી આવે. બીજા વિશિષ્ટ જ્ઞાનના અભાવે એ તો એમને અનામી સંબંધી ગણતો.

કોઈ સાહિત્યકાર એને જ્ઞાનના સાન્નિધ્યમાં બેઠેલી ભક્તદિલની રંગદર્શી લાગણી એવું કાંઈક કવિત્વભર્યું સંબોધન આપે.

મુરલીની પૂર્વાવસ્થા જાણ્યા વિના અત્યારની એની જીવનદશાનો ખરો ખ્યાલ કોઈને મળી શકે તેમ ન હતો.

લગભગ દસબાર વર્ષ પહેલાં અત્યંત રસિક કુલવધૂ તરીકે એક પ્રતિષ્ઠિત કુટુંબમાં તે આવી હતી. તે વખતે એનું નામ શ્રીમતી હતું, એના પતિનું નામ મુરારિ.

એ કુટુંબમાં સમૃદ્ધિ એ સૌથી મહત્ત્વની વસ્તુ મનાતી હતી. કોઈ પણ રીતે ગરીબ હોવું એ એમને મન આપઘાત જેવું લાગતું. જ્યાં બે રૂપિયા ખરચવા જોઈએ ત્યાં ચાર રૂપિયા ખરચવાની તાકાત ન હોય, એ કૌટુમ્બિક પ્રણાલિકા પ્રમાણે, મહાવિપત્તિ ગણાતી. ગરીબી સિવાય બીજી કોઈ જાતની વિપત્તિને વિપત્તિ તરીકે કોઈ ન માનતું: ત્યાં ઠેરઠેર નોકર હતા; સામાન, માણસ, ઘોડા, ગાડી, મોટર, રસોયા, કપડાં, ફર્નિચર—સઘળું ત્યાં એકબીજાની સાથે અથડાયા કરતું. કોઈક વખત એ સગવડ આપતું, ઘણી વખત ગેરવ્યવસ્થા જન્માવતું: બધો વખત નકામો અવાજ ઉત્પન્ન કરતું. ઘરના વડીલ પ્રમદકુમાર તત્ત્વજ્ઞ હતા. એ વેદાંતની ચર્ચામાં જેટલો રસ લેતા, સ્મૃતિમાંથી ક્ષેપક શ્લોકો શોધી કાઢવામાં જે કુશાગ્ર બુદ્ધિ વાપરતા, તે ઘણાને આશ્ચર્યકારક લાગતી. તે બોલતા ત્યારે કાંઈક તીક્ષ્ણ તીણા અવાજે બોલતા. એમને બાપદાદાની સંપત્તિ સાચવવા સિવાય બીજું કાંઈ કામ ન હતું. મુરલીએ જ્યારે આ મહાન સમાજમાં પ્રવેશ કર્યો ત્યારે પ્રથમ તો ત્યાંના ઠાઠમાઠથી એ અંજાઈ ગઈ. પણ પછી ધીમેધીમે એ વસ્તુને ટેવાઈ ગઈ. ધીમે-

ધીમે એને ખબર પડી કે આ ઠાઠમાઠ દેખાય છે તેટલો સંગીન પણ નથી. પ્રમદકુમાર કોઈ તર્કગ્રંથના સંશોધનમાં પડ્યા હતાઃ અને કેટલીક વસ્તુઓ, આ તાપ ન જિરવાયાથી, મુનીમ ને કારકુનો મારફત પદસંચાર કરીને નાસી જતી હતી.

મુરલીએ આ જોયું.

મુરારિ, તે વખતે હજી કૉલેજના છેલ્લા વર્ષમાં હતો. તે આવ્યો ત્યારે મુરલીએ કહ્યું: 'સસરાજી પોતાના સંશોધનમાં તલ્લીન છે, પણ ગેરવ્યવસ્થાથી ઘણી વસ્તુઓ નાસી જવા લાગી છે!'

મુરારિ મધુર, દિલ જીતનારું, ને કાંઈક મોટું લાગે તેવું હસ્યો. મુરલીને તેના આ હાસ્યનો પ્રથમ જ પરિચય હતો. સ્વામીના આવા નિખાલસ હાસ્યથી તે તેના તરફ વધુ આકર્ષાઈઃ

'તમે શી રીતે આટલું સરસ હસો છો? અને તે પણ આવા ન હસવાના પ્રસંગે?'

મુરારિ ફરી હસ્યો. આ વખતે મુરલીને લાગ્યું કે એ હાસ્ય નિખાલસ કરતાં પણ વધારે તો સાધુત્વની નજીક પહોંચનારું છે, ને તેથી આકર્ષક છે.

'કહું છું—તમે ન સંભાળો તો હું સંભાળું?'

'કેટલીક વસ્તુઓ, મુરલી! ન સંભાળો તો જ તમે જાતને સંભાળી શકો છો. લાખો રૂપિયામાંથી થોડા હજાર આવી રીતે જાય એ સુંદર નથી?'

'સુંદર? એમાં સુંદર શું છે?' મુરલી આશ્ચર્યથી બોલી. મુરારિ તેની સામે જોઈ રહ્યો. પછી અત્યંત મધુરતાથી બોલી ઊઠ્યોઃ 'તું સમજશે. હું તને સમજાવીશ.'

મુરલી કાંઈ સમજી નહિ.

મુરારિ બોલ્યો: 'જે સુંદર લાગે છે, તે મુખ્યત્વે સત્ય હોવું જોઈએ: અને આ સત્ય છે.'

મુરલીએ કાંઈક બાલભાવે કહ્યું: 'હું તો તમારી આવી મોટી વાતોમાં કાંઈ સમજતી નથી.'

મુરારિ હસ્યો: 'અરે, આ વાત સમજવાનો અધિકાર જ માત્ર તને છે!'

મુરલી નિર્દોષ ભાવે બોલી, તેનું કુમળું ને મધુર મોં તે વખતે અત્યંત સુંદર બની ગયું: 'ત્યારે તમે મને સમજાવો. ચાલો, હું તમારી શિ... થાઉં!'

'શિષ્યા કહેવા જતી હતી ના?'

'હા; બોલો તો, શું—તમે શું કહેતા હતા?'

'જે દેખાય છે તે સત્ય ન હોય, તો અસુંદર લાગવું જોઈએ. આપણને આ સઘળું અસુંદર લાગે છે, માટે જે દેખાય છે તે સત્ય નથી.'

'આ સઘળું એટલે શું—આ સઘળું?' મુરલીએ પોતાના હાથના અભિનયથી વસ્તુમાત્રનો નિર્દેશ કર્યો.

'હા.'

'એમ કેમ?'

'કહું. લાખો રૂપિયા ક્યારે આવે, કહે?'

'વેપાર કરીએ તો. કામીએ તો. બાપદાદાએ મૂકયા હોય તો. કામ આવડે તો—'

'બરાબર.'

'બીજી કઈ રીતે આવે?'

'વારસો મળે તો.'

'ત્રીજી કઈ રીતે આવે?'

'ખબર નથી.'

'હું કહું, માણસ અર્ધજંગલી હોય તો—'

'અર્ધજંગલી?'

'હા. આપણા બાપદાદા જંગલી હતા: કારભારું કૂટતા, જુલમ કરતા, લાંચો લેતો—હજારોની. પિતાએ એ જ રીતે સમૃદ્ધિ વધારી—કારભારું કરીને, વ્યાજ ખાઈને, ન્યાય વેચીને.' મુરલીના અંતરમાં પ્રકાશની પેઠે મુરારિની પ્રથમની વાત એકદમ સમજાઈ ગઈ.

'એટલા માટે આ સમૃદ્ધિ જાય તો તેને તમે સુંદર કહો છો, એમ?'

મુરારિ એ જ દિલ ડોલાવનારું હાસ્ય કરી રહ્યો—ખુલ્લું, સ્પષ્ટ, ને નિર્દંશ.

'ઓત્તારીની—તમે તો—શું કહું હવે તમને—?'

'હું જે મારી જાતને કહી રહ્યો છું તે જ મને કહોને!'

તેના તરફ જેમ વિદ્યુત વેગથી ખેંચાય તેમ ખેંચાઈને મુરલીએ તેના હાથને પોતાના હાથમાં લઈ લીધો. તેના ચિબુકને પોતાના હાથથી જરા ઊંચું કરી, અત્યંત મધુર ને રસભર્યા અવાજે પૂછ્યું:

'બોલો, શું કહું તમને?

'અત્યારે જાણવું છે કે રજનીરાણીના સાન્નિધ્યમાં?'

મુરલી તેના ખભા પર પોતાનું માથું ઢાળી નેણ મીંચીને ધીમેથી બોલી: 'તો તો તે વખતે જ કહેજો!'

એટલામાં પ્રમદકુમારના બોલાવવાથી મુરારિને બહાર જવું પડ્યું.

કોઈકે સોહાગરાત્રિમાં કાલિદાસની રસિક સ્વપ્નદૃષ્ટિ હોય છે: ઘણી સોહાગરાત્રિ કેવળ માળીના મજૂરીના પૈસા જેટલી અર્થવતી હોય છે: કેટલીક સમવયસ્ક મિત્રો માટે મશ્કરીનું સાધન બને છે. જંગલી, અર્ધજંગલી, અજંગલી—સુધરેલા અને વણસુધરેલા સૌ એને સ્વપ્નમય ગણે છે: અને છતાં એની મનોરમ મુગ્ધકર જીવનમોહિની માટે—એ મોહિનીને હમેશ જીવનમાં સંગ્રહી લેવા માટે—જે સુકુમાર રસિકતા જોઈએ તે ઘણામાં હોતી નથી.

તે રાત્રિએ જ્યારે મુરારિએ શયનગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે મત્ત સુગંધથી ભરેલી ડોલરની કળીઓએ, મુરલીના કેશકલાપમાં બેઠાં બેઠાં, જેમ ગાઢ રાત્રિમાં તારા નેત્રો ઉઘાડે તેમ મંદ સ્મિત કરીને, નેત્રો ઉઘાડયાં. મુરલીના છાના શરમભરેલા સુરેખ વદન ઉપર, જાણે કોઈ શિલ્પીએ અજબ જેવી કુમાશથી ગુલાબી રંગની સજાવટ કરી હોય તેમ આછી લાલી આવીને વસી: ને એક ખૂણામાંથી પ્રકાશ વેરતા અત્તરમય સુગંધી તૈલદીપની જ્યોતિએ તેને પ્રગટ કરી. મુરારિ તેની પાસે આવ્યો: તેની સામે જોઈ રહ્યો.

'શું જુઓ છો?'

'તારી આંખો!'

'મારી આંખો? એમાં શું છે?'

'એક હજાર સુંદર ચહેરામાં બેચાર નાસિકા જ સંપૂર્ણ રીતે સુંદર હોય છે: પણ આંખ તો હજાર ચહેરામાંથી એકાદ ચહેરામાં જ સુંદર મળે છે!'

'મારી આંખ સુંદર લાગે છે?'

'લાગતી નથીઃ છે. આ આંખો . .' તે તેની પાસે બેઠો.

મુરલી તેની સામે જોઈ રહી.

'શું જુએ છે?'

મુરારીએ હસતાં કહ્યુંઃ 'તમારી આંખો!'

મુરલીએ ફરી પૂછ્યુંઃ 'તને એમાં શું લાગે છે?'

મુરલીએ કહ્યુંઃ 'જાણે હું પડછાયારૂપે એમાં વસી રહી છું!'

મુરારિએ પ્રેમથી તેનો હાથ હાથમાં લીધો.

'શ્રીમતી!' તે કાંઈક ગંભીર, કાંઈક વિષાદમય અવાજે બોલ્યો : 'શ્રીમતી! હાં પણ ઠીક સાંભર્યું, બોલ તું મને શું કહેવાની છે?'

'તમે કહો તે.'

'ત્યારે મને તું કુમારાનંદ કહેજે. હું તને શું કહું?'

'મને તો તમારી રાધા થવું ગમે : પણ તમે કુમારાનંદ બન્યા એટલે તમારા હોઠ પર રહી મને જીવનસંગીત બજાવનારી 'મુરલી' જ ગણો ને: તમારું પ્રાણસંગીત હું વહું : મારી મોટામાં મોટી એ જ અભિલાષા છે.'

મુરારિ આ જવાબ સાંભળીને માત્ર મુરલી સામે જોઈ જ રહ્યો : જોઈ જ રહ્યો. ઉત્તર આપવાની વૃત્તિ ન થાય—એટલો સુંદર એ ઉત્તર હતો.

મુરારિ કૉલેજજીવનથી તદ્દન જુદી જ પદ્ધતિનો જુવાન હતો. તેનો આનંદ અને તેની આનંદ લેવાની રીત બન્નેમાં એક પ્રકારનું સ્વત્વ હતું. જ્યાં ઘણાને આનંદ લાગે ત્યાં એને વિષાદ લાગે. જ્યાં ઘણા વિષાદ દેખે ત્યાં એ આનંદ

જુએ. એને સૌથી મહત્ત્વની વસ્તુ જીવન લાગતી. એની સુંદર રૂપરેખા જો જાળવી શકાય તો બીજું સઘળું એને મન તુચ્છ હતું: જીવનમાં કોઈ પણ સ્થળે—જરાક પણ વધારે અવાજ થાય, અને એને એ અસંગત લાગે: ક્યાંય જરાક પણ નાટકી દેખાવ થાય, અને એનો અંતરાત્મા એમાં ભળવાની ના પાડે. એની ચાલ, વેષ, દેખાવ, રીત-ભાત સઘળાંમાં એક પ્રકારની અનોખી સાધુતા હતી: અને છતાં એના વેષમાં સાદી સ્વચ્છતા કરતાં નિર્મળ સૌન્દર્ય હતું. એની પાસે હીનાનું અત્તર મહેકતું હોય: પણ કેશને તેલથી ઓળવામાં એને અઘટિત રુચિભંગ લાગે. એ હસવામાં માનતો, અને છતાં હસવાની ખોટી રીતને લીધે જીવનમાં જે કૃત્રિમતા આવે છે તે એને ભયંકર લાગતી. તે આનંદમય જીવનમાં માનતો: પણ જીવનમાં આનંદને સ્થાન છે એમ ન ગણતો. એ કહેતો જીવનમાંથી આનંદનો આવિર્ભાવ નૈસર્ગિક થવો જોઈએ: તમે જીવનમાં આનંદને સ્થાન આપવા પ્રયત્ન કરો છો અને તેથી તમે આનંદનો સ્વભાવ જ ગુમાવો છો. આજે એણે કંઈક મુગ્ધ મનોહર પણ રૂપરાશિ જેવી મુરલીને જોઈ, અને એને લાગ્યું કે જે વસ્તુને જોવા એ ઘણા વખતથી આતુર હતો તે આ જ વસ્તુ છે. નવવધૂના વેષમાં હોવાથી મુરલીનું સ્વાભાવિક સૌન્દર્ય અનુપમ રસિકતા ધારી રહ્યું હતું. એમાં એના ચહેરા પર દેખાય નહિ એવું સ્મિત હતું, અને અતળ ઊંડાણભરેલા નીલાઘેરા જલરાશિ જેવી કાંઈક સ્વપ્નમય બન્ને આંખો હતીઃ મુરારિ મુરલીને એવી જોઈને પોતે સ્ત્રી નહિ—પણ પોતાની સ્વપ્નમૂર્તિ જોતો હોય

તેમ અવિચળ નેને તેની સામે જોઈ રહ્યો.

મુરલીએ શરમાઈને પૂછ્યું: 'પણ તમે મારામાં જુઓ છો શું?'

મુરારીએ જવાબ ન વાળતાં તેનો હાથ હાથમાં લઈ તેના પર એક મીઠું ચુંબન કર્યું.

'હું તારામાં શું જોઉં છું એ મને ખબર નથી: આટલું હૃદયમાં ઊગે છે કે જાણે કોઈક હવે મને—માત્ર એની હાજરીથી—માત્ર એના મૌનભરેલા વાતાવરણથી, જ્યાં માર્ગદર્શન નહિ મળે ત્યાં માર્ગદર્શન આપશે.'

મુરલી અત્યાર સુધી પ્રેમભરી નજરે તેને નિહાળી રહી હતી—તેને વાર્તાનું આવું અપાર્થિવ સ્વરૂપ હવે ગભરાવવા મંડ્યું. તે ચતુર હતી: વિદ્વાન હતી. તેણે વાંચ્યું હતું તેમ મુરારિ કોઈ વિરક્તની જેમ વાતો કરી રહ્યો હતો. તેને એ રુચ્યું નહિ. તેને એમાં અગાધ ઊંડાણ લાગ્યું. છળી પડી હોય તેમ તેણે એકદમ મુરારિનો હાથ પકડી લીધો:

'આ તમે શું બોલો છો?'

'તને શું લાગે છે?'

'મને બીક લાગે છે. હવે એવું ન બોલતા. જુઓ તો, આ મારા વેણીનાં ફૂલ કેટલી મત્ત સુગંધ ફેલાવી રહ્યાં છે?'

'તમારે એમ કહેવું છે ના કે તમારું—'

'તમારું?' મુરલીએ કાંઈક ભ્રમ્મર ચઢાવીને પૂછ્યું: 'તમારું? એ કઈ ભાષા છે? મને એ ભાષાનો અભ્યાસ નથી.'

મુરારિ હસી પડ્યો: "હાં હાં. તો...હું—તારે એમ કહેવું છે ના કે રસભરિત કુમ્ભ લઈને હું તમને જીવનજળ પાવા આવી છું ને તમે તો હજી સરિતાના મૂળની જ વાત કર્યાં કરો છો?'

મુરલી સહેજ હસી: 'એ તો તમારી કલ્પના લાગે છે. હું કાંઈ કુંભારની કન્યા નથી, કે બનવા ઇચ્છતી નથી. હું તો હું છું, અને હું તમારી પાસે ક્યાં આવી છું? તમે મારી પાસે આવ્યા છો!'

'ભલે એમ તો એમ. પણ મુરલી! તેં તારું નામ ધારણા કરવામાં જ તારું જીવનરહસ્ય તો મને કહી નાખ્યું એ તને ખબર છે?'

'પણ તમારાથી અપ્રગટ એવું મારે જીવનમાં હવે રહ્યું છે શું કે મારે ખબર રાખવી પડે?'

'એટલે જ તેં મુરલી નામ ધારીને—તારા કંઠના માધુર્ય વિષે મને કહ્યું!'

'તમે તો ક્યાંથી ક્યાં જાઓ છો! મને તો એ ખબર પણ ન હતી.'

એટલું બોલીને મુરલી મુરારિની વધારે નિકટમાં સરી. એને યાદ આવ્યું લાગ્યું, અને એનું અંતર જરાક ગભરાયું: તો તો પછી કુમારાનંદનો અર્થ પણ એ રીતે લેવો રહ્યો. અને તેથી એણે વધારે પાસે સરીને કુમારાનંદનો હાથ હાથમાં લઈ લીધો, અને અત્યંત પ્રેમથી તેને પૂછ્યું:

'તમારે એ સાંભળવું છે?'

'તું સંભળાવે તો—'

ઘણાં વર્ષોને અંતે, કોઈ રડ્યાખડ્યા દંપતીની,

કાલિદાસના સ્વપ્ન જેવી, આવી સુકુમાર રસિકતા, એકાદ વખત જોવા મળી જતી, એ સંભારીને આકાશનો પેલો બિચારો વૃદ્ધ ચંદ્રમા બારીમાંથી તેજનાં કિરણો નાખીને ઊભો હતો, તે પણ મુરલીનો કંઠ સાંભળીને જાણે કનૈયાનું રાસરાત્રિનું સંસ્મરણ જાગ્યું હોય તેમ એમને નિહાળતો ને નિહાળતો આકાશમાં સ્થિર થઈ ગયો; એને ભાન પણ ન રહ્યું કે એની આકાશી મુસાફરીની ઘણી મજલ હજી તો બાકી રહી છે!

મુરારિ—અથવા હવે એને કુમારાનંદ જ કહીએ—કુમારાનંદ, મુરલીની રસિકતા અને સૌન્દર્યદૃષ્ટિ જોઈ ને જેમ મુગ્ધ બની જતા તેમ કેટલીક વખત ખિન્ન પણ થઈ જતા. એણે જીવન વિષે જે રીતે વિચાર કર્યો હતો તે જોતાં પિતાની આ સમૃદ્ધિનો ઉપયોગ, એને અત્યંત ભયંકર લાગતો. એને એમ પણ લાગ્યું હતું કે આજ દિવસ સુધી કરેલો ઉપભોગ એ પણ એક રીતે એણે પોતાના ઉપર સ્વીકારેલું ઋણ છે; અને જીવનને મૂળભૂત પરિવર્તનવડે ફરી જીવી બતાવવું જ હોય તો તેણે આ સમૃદ્ધિને લીધે મેળવેલું—સઘળી જ બુદ્ધિ, સંસ્કાર, લાગણી—જે કાંઈ હોય તે લોકોનું છે માટે લોકોને ચરણે ધરવું જોઈએ. એ કદાચ પિતાની સમૃદ્ધિનો ઉપભોગ ન કરે, જે સમૃદ્ધિ છે તે લોકસંગ્રહ માટે સોંપી દે, પણ એ સમૃદ્ધિને અંગે એણે મેળવેલી બુદ્ધિશક્તિ—એ સઘળું જ એણે લોકચરણે ધરવું રહ્યું. ત્યારે જ એ જીવનને સમજ્યો કહેવાય.

પણ પેલી સુકુમાર રસિક મનોમુગ્ધ કરનારી મુરલીને આ વાત શી રીતે સમજાવાય? એ જ્યારે બોલતી, ત્યારે નરી

મધુરતા ઝરતીઃ હસતી, ત્યારે નિર્દોષતા. મુગ્ધ બનાવી દે એવી સુકોમળ રસિકતા વડે એનું સમગ્ર જીવન ભર્યું હતું. એની જીવનકલ્પના, કેવળ કવિની કલ્પના જેવી હતી. એ ફૂલમાં હસતી, રમતી—જાણે પુષ્પબાલા હોય તેમ ખિલખિલાટ કૂદતી, નાચતી—એને શી રીતે કહેવાય કે આ સમૃદ્ધિ એ ભયંકર રીતે ભેગી કરેલી ચીજોનો ઠઠારો છે, માટે એને ફેંકી દેવી એ કર્તવ્ય છે, એને તજવી એ જીવન છે, એને રાખવી એ મરણ છે? એને શી રીતે કહેવાય કે ખરી રીતે તો, આપણા દેહનું અસ્તિત્વ ન હોય તેમ આપણા મનની, બુદ્ધિની, લાગણીની જે કાંઈ શક્તિ આપણી પાસે છે, તે લોકચરણે ધર્યા વિના, કોઈ પણ પ્રકારની સ્થિરતા જીવનમાં આવી શકશે નહિ? એને શી રીતે કહેવાય કે તારી સુકુમારતા, રસિકતા, સંસ્કારિતા, મધુરતા, તારો કંઠ, તારી મોહિની, તારું લાલિત્ય—સઘળું જ જનતા માટે છે કે જેથી જનતા માનવતા સમજે?

કુમારાનંદે એક દિવસ વળી મુરલી પાસે પોતાની વાત કહેવાનો યત્ન કર્યો.

'મુરલી! મારે તને એક વાત કરવી છે.'

'શી?'

'જેમ સમૃદ્ધિનો ઉપયોગ છે ને દુરુપયોગ છે, તેમ જ તને લાગતું નથી કે માનવદેહને મળેલી સુંદરતા, બુદ્ધિ, શક્તિ, લાગણી સઘળાંનો ઉપયોગ છે ને દુરુપયોગ પણ છે?'

મુરલી હસી પડીઃ 'મારે તમારી આ અપાર્થિવ વાતો સાંભળવી નથી. પણ જુઓ, હું તમને કહું.' અને તે અત્યંત પ્રેમથી કુમારાનંદ સામે જોઈ રહીઃ 'તમને એમ

નથી લાગતું કે હું તો તમારી સાથે પડછાયારૂપે રહી શકું ?'

'ના. એ વાત મને રુચતી નથી.'

'ત્યારે કઈ વાત તમને રુચે ?'

'મને ?'

'ખરું કહું ?'

'હા. કહોને.'

'જો ત્યારે, મને આ વાત રુચે. તેં પેલી સ્ત્રી—'એસ્પેસ્યા'નું નામ સાંભળ્યું છે ?'

'ગ્રીસની સૌન્દર્યમૂર્તિ—જેણે 'પેરીકલસયુગ' ઘડ્યો તે ?'

'હા.'

'ત્યારે તું એ 'એસ્પેસ્યા' જેવી બની રહે. તું તારું સૌન્દર્ય, તારી શક્તિ, તને આજન્મ મળેલી સંસ્કારિતા—એ સઘળાં વડે તરુણોને, પ્રૌઢોને, સામાન્ય જનોને સ્વપ્નથી ભરી દે. એ સૌના અંતરમાં એક તમન્ના જાગે, છે એના કરતાં વિશ્વ હજારગણું વધારે સુંદર હોવું જોઈએ એવી સૌન્દર્યભાવના જાગે—એ રીતે તું વાતાવરણને જાગ્રત કરી દે.'

'તમે કહો છો, હું સેવિકા બનું, અને તમે—'

'ના ! ના, ના, મુરલી તું એવી ટૂંકકેશી—'બૉબ્ડહેર' સેવિકા બને—હું એ ઇચ્છું જ નહિ. મને તો તારી રસિકતા, તારી સંસ્કારિતા એમાં શ્રદ્ધા છે. તારો કંઠ હજારો સ્ત્રીપુરુષને કંઠ વિષેની જિજ્ઞાસા જગાડશે: તારું સૌન્દર્ય હજારોને પોતામાં રહેલી વિરૂપતાનું ભાન કરાવશે: તારું માધુર્ય હજારોને પોતામાં રહેલી અકારણ કઠોરતાની ઝાંખી કરાવશે. મારે તો તને પ્રજાજીવનની કંટાળાભરેલી, ભાષણિયા,

ટૂંકકેશી, વિરૂપ, કઠોર, અને સ્ત્રીનું નૈસર્ગિક માધુર્ય ગુમાવેલી કૃત્રિમ 'સેવિકા' કે 'સાધુડી' નહિ—રસભરિત સૌન્દર્યમૂર્તિ જ રાખવી છે. તું એ રીતે જ પ્રજાને ઘડી શકશે.'

'અને તમે?'

'હું? અરે! હું તો મુરલી, શબ્દોનો પૂજારી માત્ર, સાધારણ ભજનિક રહ્યો. હું બીજું શું કરું? હું બહુબહુ તો મને જેવાં આવડે તેવાં ભજન, કાવ્યો, પદો કરું—પણ શબ્દોમાં રહેલી સઘળી ઇશ્વિરી શક્તિ એમાંથી પ્રગટ થાઓ: અને મારી સઘળી અશક્તિ મારામાં જ લુપ્ત બની રહો. મારી અશક્તિ, મારી અપૂર્ણતા—શબ્દોમાંથી બહાર ન આવે, અને એની મહત્તા જ એના વડે પ્રગટો: બસ, આવું કાંઇક હું કરી શકું—હું શબ્દપૂજારી બીજું વધુ શું કરું?'

મુરલી જોઈ રહી. કુમારાનંદ દૂરદૂરની કોઈ અચિંત્ય શકિતનું સાન્નિધ્ય અનુભવતો હોય તેમ નેત્ર ઢાળીને એક ઘડીભર તદ્દન શાંત થઈ ગયો.

આવી રીતે એમાંથી એ સંપૂર્ણ જાગે તે પહેલાં તેને કોઈનો પગરવ બહાર સંભળાયો. તેણે બારીમાંથી બહાર જોયું તો એનો વૃદ્ધ નોકર કાંઇક કહેવા આવ્યો હતો.

'કેમ, ગોપાલ!'

'સાબ, મારા મનને એમ—મારા મનને કે—મેં કીધું તમે હજી જાગતા હશો—'

કુમારાનંદ બહાર આવ્યો: 'હું હજી જાગું જ છું!'

'તો પછી સાબ, તમને ખબર નોય તો, મેં કીધું કેતો જાઉં!'

'શાની?'

'આ ઈ તો ઈ જ સાબ, બીજી કઈ વળી ?'

'હું તો સમજ્યો નથી : શાની ખબર ?'

'તો માજી તો માંય હશે ના ?—એમ આવો જરીક—'

કુમારાનન્દ નોકરના મોંનો 'માજી' શબ્દ પકડી રહ્યો. નોકરે તેને એક તરફ લઈ જઈ કહ્યું :

'સાબ તમને ખબર જ નથી ? અરેરે ! આજ મોટાં માજી જીવતાં હોત—'

મોટાં માજી એટલે કુમારાનંદની મા. તેને મર્યે વર્ષો થઈ ગયાં હતાં. છતાં આ અણઘડ નોકર હજી એને સંભારી રહ્યો હતો. કુમારાનંદને લાગ્યું કે માણસ સઘળું ભૂલી શકે છે, પણ નૈસર્ગિક મધુરતા કોઈ દિવસ ભૂલી શકતો નથી. પોતાની માનું નામ હજી આ માણસ ભૂલી શક્યો નથી.

'ઈ તો, ઈમ છે સાબ કે કાલ મોટાં માજી આવવાનાં છે !'

'મોટાં માજી !'

'ઈ તો સાબ ઈમ છે કે મોટા સાબને, જી ! ઘર કરવું છે, ઈ ઘર કાલે આંઈ મળવા આવવાનું છે !'

કુમારાનંદ હસી પડ્યોઃ પિતા પ્રમદકુમાર જેની સાથે લગ્નબંધે જોડાવા માગતા હતા તે બાઈ કાલે આંહી મળવા આવવાની હતી—

'હા, બસ એ જ નાં ?'

'હા, સાબ. કીધું સાબને કેતો જાઉં !'

'ઠીક સારું.'

કુમારાનંદે પાછો શયનગૃહમાં પ્રવેશ કર્યો. તેને આ વાતની કાંઈ અસર થઈ લાગી નહિ.

તે મધરાતે કુમારાનંદ અચાનક જાગ્યો ને મુરલીને જગાડી.

'મુરલી! જ્યાં કાંઈક પણ અશુદ્ધ હોય છે ત્યાં હું રહી શકતો નથી. હું હવે આંહી નહિ રહી શકું. મારું અંતર—એનાં ભજન રચવા જાણે તલપી રહ્યું છે—'

'એનાં?

'સૌન્દર્યનાં—સત્યનાં—પ્રેમનાં—'

'ઇશ્વરનાં?'

'હા.'

'પણ તે અત્યારે તમે આ વાત કરો છો?'

'તને લાગતું નથી કે કેટલીક વાતો ક્યારે આવશે તેનો સમય નિર્ણીત ન હોવો જોઈએ?'

મુરલીએ ધીમેથી કહ્યું: 'હા.'

'તો કાલે પિતાજી પોતાનાં બીજી વખતનાં પત્નીને આંહી મળવા બોલાવી રહ્યા છે—'

'મેં સાંભળ્યું.'

'એટલે જ મને લાગે છે, મારે જવું જોઈએ—એમની વિરૂપ અવસ્થા—મને જોવી નહિ ગમે, માટે આપણે જઇએ.'

મુરલીએ તેનો હાથ પકડ્યો: 'પણ ક્યાં? ક્યાં જઈએ?'

ધીમું મંદ હાસ્ય કરીને કુમારાનંદ બોલ્યો: 'એ તો મને પણ ક્યાં ખબર છે? જ્યાં મારાં ભજન મને દોરી જશે ત્યાં.'

'પણ અત્યારે જવું છે? વિચાર કર્યા વિના આવું પગલું ભરાય ખરું? પિતાજીને શું લાગશે?'

'કેટલીક વાતોમાં પગલું ભર્યા પછી વિચાર કરવાનો હોય છે—પગલું ભરતાં પહેલાં નહિ.'

'અને પિતાજી—તેમને શું લાગશે?'

'એ તારી ભૂલ છે. સ્વભાવથી અમે એટલા દૂર છીએ. અને અમુક વખતે પિતાપુત્રના સંબંધ કરતાં વધારે અગત્યનો સંબંધ સત્ય, સૌન્દર્ય અને આત્માનો હોય છે. તમે કોઈ પણ અસુંદર વસ્તુ જીવનમાં નભાવી લો, તે જ વખતે તમે મરણ પામો છો. મરણ પામવું કે જીવન મેળવવું એ બન્નેની વચ્ચે પ્રશ્ન હોય, ત્યારે જીવન એ સઘળા સંબંધો કરતાં વધારે અગત્યનું સ્થાયી તત્ત્વ છે.'

મુરલી પોતાનો વેષ સરખો કરી પલંગમાંથી બેઠી થઈ ગઈ: તે અત્યંત શ્રદ્ધાથી—અત્યંત પ્રેમથી બોલી, 'ચાલો ત્યારે; તમે કહ્યું છે તે સંપૂર્ણતઃ હું સમજી છું માટે નહિ—તમે કહો છો માટે.'

'મુરલી!'

'હું તૈયાર છું,' મુરલીએ જવાબ વાળ્યો: 'તમારાં ભજન જાણે મારા કંઠમાં બેસીને એને વધારે સુંદર બનાવશે!'

'મુરલી!' કુમારાનંદ જાણે સ્વપ્નમાં હોય તેમ બોલી રહ્યો હતો. મુરલીમાં આટલી નિઃસીમ શ્રદ્ધા છે એ જોઈને એ આશ્ચર્યચકિત થઈ ગયો.

બીજે દિવસે મંગળપ્રભાતે જીવનયાત્રા કરવા નીકળી પડેલાં કોઈ બે યાત્રીઓ હોય તેમ કુમારાનંદ અને મુરલી નિર્જન રસ્તા પર ચાલી રહ્યાં હતાં. ત્યારપછી તો ઘણી રખડપટ્ટીને

અંતે—તેઓ ફરતાં ફરતાં ભંડારિયામાં આવી ચઢ્યાં હતાં. ત્યાંના જગજ્જનની મંદિરના વૃદ્ધ મહંતે તેમને સ્વીકાર્યાં, અને જ્યારે વૃદ્ધ મહંત મરણ પામ્યા ત્યારથી કુમારાનંદ તથા મુરલી પોતાનું જીવન આ મંદિરમાં જ ગાળી રહ્યાં હતાં.

અભયને ઘણો વિચાર કરતાં પણ કુમારાનંદ અને મુરલીના સંબંધની કાંઈ જ માહિતી મળી ન હતી. માત્ર એને એટલું લાગતું હતું કે કહો ન કહો, પણ એ બન્ને પોતપોતાની અનોખી સૃષ્ટિમાં રમનારાં બે સૌન્દર્યદર્શી અપાર્થિવ તત્ત્વો હોય તેવાં લાગે છે. અને તેમને માનુષી માનતાં મન ના પાડે છે, છતાં માનવતા—ખરી માનવતા એ બન્નેના જેટલી કોઈ જ બતાવી શકતું નથી.

હવે એક ઘડીભર પણ આ ગામમાં રહેવાનું અભયને યોગ્ય ન લાગ્યું.

જગજ્જનનીમંદિરમાંથી જ્યારે તે પાછો ફરતો હતો ત્યારે મુરલી થોડે સુધી બહાર વળાવવા આવી: બહાર આવીને તે ઊભી રહી. વખત રાત્રિનો હતો: સામે ચંદ્રનાં કિરણોમાં નદીનો પટ નાહી રહ્યો હતો. ઠંડો મધુર પવન આવતો હતો, અને જે ઝાડ નીચે એ બન્ને ઊભાં હતાં તેનાં પાન ખખડી રહ્યાં હતાં. મુરલીએ અચાનક કહ્યું: 'સજ્જન ! હમને દીખા હય કિ આજકાલ કે પઢને લીખનેવાલે બહુત લોક 'મેરેજ' —લગ્નસંસાર—કુ પસંદ નહિ કરતે હય—વિલાસ કી બાત નહિ હય—લગ્નસંસાર કી બાત હય—આપ ભી અબ તો લીખનેપઢને કે લિયે જા રહા હો—સમાલના, હમારી રેણુકાકી શૃંગારસૃષ્ટિ આપને જગાઈ હય—અબ તો

અપને હી જીવનવિધાન મેં ઉસકી રચના કરના લાઝિમ હય. સમજ ગયે, સજ્જન! નારી કી શૃંગાર સૃષ્ટિ કુ મત જગાના—જગાના તો ફીર નવજીવન ઘડને મેં યેહી શૃંગારકુ સાધન કરના—અચ્છા—ભાઈ! યાદ રખના—યેહી વાત કુદરતકી સાન્નિધ્ય મેં હૂઈ હય.' મુરલી એટલું બોલીને અંદર ગઈ, અને અભય રજા લઈને ચાલી નીકળ્યો.

રસ્તે તે વિચાર કરી રહ્યો હતો કે કાકીને આ વાતની ખબર પડશે કે રેણુકા એના ઘરમાં આવે છે તો એ ગાંડી-ગાંડી થઈ જાશે!

અને આખે રસ્તે રેણુકાની મત્ત સૌન્દર્યમૂર્તિ એની નજર સમક્ષ તરી રહી હતી!

બીજે દિવસે સવારે અભય પોતાનો હિસાબ કરવા બેઠો. સઘળો હિસાબ કરી લેતાં તેને લાગ્યું કે જો તેણે બધાના પૈસા ચૂકતા કરીને ગામમાંથી જવું હોય તો સામાન વેચી નાખવો જોઈએ. એને લક્ષ્મી પાસેથી કે કુમારાનંદ પાસેથી પૈસા માગવાનો વિચાર ઘૃણાસ્પદ લાગ્યો. પોતાને સામાનનો ખપ નથી—એ રીતે સામાન કાઢી નાખવાના પગલાનો બચાવ કરી શકાય; પણ લક્ષ્મી પાસે પૈસા માગવા એ તો પોતાની અત્યંત મુફલીસ સ્થિતિનો તેને ખ્યાલ આપી, તેના હૃદયને ઘા કરવા જેવું હતું. એટલે તેણે પોતાની પાસે જે રોકડ હતી તે કાઢીઃ ત્રણ રૂપિયા, સાત આના, નવ પાઈ. મોદીને હજી બે રૂપિયા આપવાના હતા. એક રૂપિયો દૂધનો પણ હશે. તેની પાસે માત્ર સાત આના નવ પાઈ બાકી રહેતાં હતાં. આંહીં બીજું તો કોઈ તેને ઓળખતું ન હતું. ગામના લોકો તેને નામું બાકી રાખીને

જવા દે તેવા ન હતા. તેણે ખૂબ વિચાર કર્યો ને છેવટે નક્કી કર્યું કે સામાન હરરાજ કરી નાખવો. તરત પૈસા મેળવી લેવા માટે એ એક જ રસ્તો હતો. તે વહેલી સવારમાં નિશાળના ઓટલા ઉપર આવીને ઊભો રહ્યો.

તેણે પોતાનો સઘળો સામાન ઓટલા ઉપર ગોઠવ્યો. અને તે વિચાર કરે તે પહેલાં તેનાથી બોલાઈ ગયું: 'ગાદલું—ને ધડકી—ચાલો, હરરાજી થાય છે—અઢી રૂપિયા—ચાલો, એક વાર—'

આવા વિચિત્ર પ્રસંગો એ જ આનંદના પ્રસંગો હોવાથી ગામના લોકો ભેગા થવા લાગ્યા. થોડી વારમાં તો ત્યાં સારું એવું ટોળું ભેગું થઈ ગયું. એક બાજુથી કેટલાક છોકરા દોડતા આવ્યા. પાણિયારીઓ માથે બેડા સહિત ઊભી રહી ગઇ. રબારી પણ પોતાની ભેંશોને આગળ જવા દઈ ઘડી વાર ઊભો રહ્યો.

કોઈ ધ્યેયને માટે સર્વસ્વ હોમવાની નિશ્ચલતાથી જે નિર્ભયતા આવે છે એવી નિર્ભયતાથી અભય બોલી રહ્યો હતો:

'ચાલો, હરરાજી થાય છે: ગાદલું ને ધડકી—અઢી રૂપિયા!'

રબારી બોલ્યો: 'ત્રણ રૂપિયા!'

'સાડાત્રણ!' કોઈ વેપારી હાથમાં લોટો લઈને ઊભો હતો તેણે કહ્યું.

'આપણા ચાર!' એક ખેડૂત પોતાના ગાડાને ઊભું રાખી રસ્તો રોકી રહ્યો હતો, તેણે હાથમાં રાશ રાખી, ગાડામાં ઊભા થઇ ને મોટેથી કહ્યું.

'ચાલો ચાર!'

'ચાડાચાર!'

'પાંચ—સાડાપાંચ—પોણા છ—કોના છે?—પોણા છ, પોણા છ!'

'છ!'

હવે ખરેખર હરરાજી શરૂ થઈ ગઈ. લોકોએ પહેલાં મશ્કરી માનેલી—પણ ધોતિયાનાં ત્રણ થીગડાં દીધેલું ગાદલું, ને ચીંથરાં ભરીને કરેલું ગોદડું—છ રૂપિયામાં એક જણાના કપાળમાં ચોડ્યું ને તેણે ખીસામાંથી પાંચની નોટ ને એક રૂપિયો રોકડો અભયના હાથમાં આપ્યાં, ત્યારે સૌને ખાતરી થઈ કે આ 'જોણું' નથી, પણ માસ્તર ખરેખર જાય છે!

'ચાલો આ એક ખુરશી!'

'ત્રણ પાયા છે—' કોઈએ કહ્યું.

'ચાલો ત્રણટાંગ ખુરશી!' અભયે વિનોદ કર્યો. તેણે એક ખોજાને બાળપણમાં હરરાજી કરતો જોયો હતો. તે એવી સુંદર મશ્કરી જમાવતો, એવાં કટાક્ષ કરતો, એવા તરત સમજી શકાય તેવાં વિનોદવાક્યો બોલતો, કે જે ચીજને નાખી દેવાની હોય તેના પણ એ સહેજે રૂપિયો બે રૂપિયા ઉપજાવી લેતો. અભયે પણ આ વિનોદ કર્યો, ત્યારે એણે જે જોયેલું તે તેને યાદ આવ્યું હતું: ને પોતાનો આ વિનોદ લોકોએ હાસ્યનાં મોજાંથી વધાવી લીધો, એટલે એને પોતાનામાં વધારે શ્રદ્ધા આવી:

'ચાલો, ત્રણટાંગ ખુરશી—ત્રણટાંગ ખુરશી—બેસનારો અઢીપાયા હોય તોપણ ત્રણ પાયા થાય એવી જાદુ-ભરી!—'

લોકો ફરી હસી પડ્યા.

એક સુતારે ખુરશી લીધી.

આ પ્રમાણે અભયે પોતાનો બિનજરૂરી ઘણોખરો સામાન કાઢી નાખ્યો. પોતાનો સામાન હરરાજ કરી, સૌનાં નામાંની પતાવટ કરી, અભય તે રાત્રે પોતાનો હિસાબ કરવા બેઠો.

'પણ આ શું?' તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. એ પૈસા રાખતો હતો તે સ્થળ અને ચૂલા પાસે પડેલું મીઠાનું હાંડલું કોઈના ધ્યાનમાં ન હતાં; છતાં રાત્રે તે પોતાના પૈસા તેમાં મૂકવા ગયો ત્યાં તેનો હાથ એક નાની સરખી રેશમી થેલી સાથે ભટકાયો. તેણે આશ્ચર્યથી થેલી બહાર ખેંચી કાઢી, તો તેમાં ભાર લાગ્યો. થેલીનું મોં ખોલતાં તેનાથી 'અરે!' એમ બોલાઈ ગયું. પચાસેક રૂપિયાનો ઢગલો તેના પગ પાસે થઈ પડ્યો.

અભય આભો બની ગયો. આ કોણે કર્યું ? તે વિચાર કરવા લાગ્યો. અંતે તે હસી પડ્યો.

'ઓત્તારી—મારો હજી પીછો લેવો લાગે છે! પોલીસ પટેલના કોઈ માણસે મારા પર ચોરી નાખવાની આ યુક્તિ કરી લાગે છે!' તેણે તરત રૂપિયા પાછા કોથળીમાં ભરી દીધા. તેને રૂમાલમાં વીંટી, તે પૈસા પંચ રૂબરૂ પોલીસ પટેલને સોંપી દેવાનો નિર્ણય કરી તે બહાર નીકળ્યો.

લગભગ પોલીસ પટેલના ઘર પાસે તે પહોંચ્યો, ત્યાં તેણે રણજિતને જોયો. રણજિત ઉપયોગી થશે એમ ધારી તેણે તેને બોલાવ્યો. રણજિત આવ્યો.

'રણજિત! હું તો હવે કાલે જવાનો છું. તમને

સવારે સૌને સવારે મળી જઈશ—પણ મારા ઉપર એક વિપત્તિ આવી પડી છે. હજી કોઈ મારો પીછો પકડી રહ્યું છે. જોને, આ મારા ઘરમાં કોઈ ગુપચુપ મૂકી ગયું લાગે છે!'

'શું છે?'

'કોઈ કોથળી ભરીને રૂપિયા મૂકી ગયું લાગે છે!'

'નશીબદાર છો: મારા જેવા પાઈ માટે મરે છે ને તમારે ત્યાં રૂપિયાનો વરસાદ થાય છે!'

'પણ—આ તો મને કોઈએ ફસાવવા માટે કર્યું છે. સવારમાં હું ઊપડું ત્યાં વચ્ચે જ રોકવાની યુક્તિ છે—એટલે હું તો અત્યારે જ પોલીસ પટેલ પાસે જાઉં છું!'

રણજિતને ભય લાગ્યો. તેણે ધીમેથી અભયનો હાથ પકડીને કહ્યું: 'તમે કોઈનું કાંઈ ચોર્યું છે? તમને યાદ છે?'

'મેં? હું કોઈનું ચોરું?'

'ના, ના. પણ કહો તો ખરા, તમે કોઈનું કાંઈ ચોર્યું લાગે છે!'

'મેં તો કાંઈ ચોર્યું નથી, ભાઈ!'

'પણ મને બહેને કહ્યું—'

'કોણે? રેણુકાએ?'

'એણે મને કહ્યું કે મારું સર્વસ્વ અભયે ચોરી લીધું છે. હવે મારી પાસે મારું પોતાનું કહેવાય એવું કાંઈ નથી. એ બહેને તમને આમ ભડકાવ્યા લાગે છે!'

'ઓત્તારીની—તમે ભાઈબહેન!'

'પણ હું શું કરું? હું તો આ મુરલીનો દાસાનુદાસ રહ્યો. એણે કહ્યું: "રણજિત! આ થોડા રૂપિયા આંહી ઠેકાણા વિનાના પડ્યા છે તે તું ઠેકાણે પાડશે?" મેં કહ્યું:

"લાવો, માજી! મારે બેચાર દી ઊનીઊની જલેબી ખાવા થાશે!" પણ એમ કાંઈ માજી કોઈને સુખી થવા દે કે? તેમણે કહ્યું: "ના; જલેબી માટે નથી. આ રેણુકાને આપજે ને કહેજે કે અભયને છેક છેલ્લી ઘડીએ જરા સતાવજે, દીકરી! નહિતર તો એ તને શી રીતે યાદ રાખશે? અરે, અમ સંસારત્યાગીને, આ સંસારનો રસમાર્ગ તમને ચીંધવો પડે છે—અમારું નશીબ તો જુઓ!" અને એ હસી પડ્યાં. મેં તો એમનું કહ્યું કર્યું છે. બાકી તો ખરો વાંક રેણુકાનો છે. મીઠાના હાંડલામાં જ મૂકવા—એ યુક્તિ તો એણે સુઝાડી. મેં તો તમારા ખાટલાના ઓશીકે મૂકી દેવાનું નક્કી કર્યું હતું. પણ બહેન તો બૈરીજાત ખરી ના? કહે: "ના, એમ નહિ. તું સમજે નહિ. મીઠાના હાંડલામાં મૂકીશ તો છેક રાત્રે બધો હિસાબ જોશે ત્યારે પત્તો ખાશે." હવે આ રાત્રે તમારે હેરાન થવું પડ્યું—ને મારે પણ તમારી ચોકી કરતાં કરતાં આંહી ભટકવું પડ્યું—એ વાંક ખરી રીતે રેણુકાનો છે!'

'અરે! શું તમે ભાઈબહેન પણ—મારે આ રૂપિયાને શું કરવા છે?'

'તે તો મને શી ખબર—તે મા મુરલી જાણે; હું તો ચિઠ્ઠીનો ચાકર રહ્યો!'

અભય રણજિત સાથે પાછો ફર્યો. પણ મુરલીની આટલી ઝીણવટભરેલી સંભાળ—તે પોતે જડેલા પૈસા પોલીસ પટેલને આપવા જશે જ, એ રેણુકાએ તેની સચ્ચાઈમાં મૂકેલો વિશ્વાસ—એ બે વસ્તુએ એના ઉપર એવી અસર કરી કે આખે રસ્તે એ એક પણ શબ્દ બોલી શક્યો નહિ.

બીજે દિવસે અભય સૌની રજા લઈને ભંડારિયા છોડી મહેન્દ્રપુર જવાના નિશ્ચય પર આવી ગયો હતો.

તે સવારમાં લક્ષ્મીને ત્યાં ગયો. રણજિત તે વખતે ઘેર ન હતો; પણ માદીકરી તેની આવવાની રાહ જોતાં હતાં.

'ત્યારે, તમે તો ચાલ્યા—ઈશ્વર તમારી આશા પૂરે, ને તમને જશ મળે, બીજું શું?' લક્ષ્મીએ કહ્યું. 'અમને ભૂલી તો નહિ જાઓ ને?' તેણે હસતાં હસતાં ઉમેર્યું.

રેણુકા લજ્જાભરેલાં નેણ વડે જમીન નિહાળી રહી હતી, તેણે મુગ્ધ ભાવે ધીમેથી કહ્યું: 'તમે તો અમને ભૂલી જશો, પણ અમે તમને નહિ ભૂલીએ!'

'સાંભળ્યું રેણુકાએ કહ્યું તે?' લક્ષ્મી બોલી.

અભય બોલ્યો: 'એમણે તો મને હેરાન કરી નાખ્યો છે, એટલે હવે નહિ બોલું!'

'કેમ? એવું શું કર્યું છે મેં?' રેણુકા બોલી.

'તમને બે દિવસ ઘેર બોલાવ્યાં એટલામાં તો મારું

કહેવાય એવું કાંઈ જ રહેવા ન દીધું. જુઓને, કાલે મને થોડો ભડકાવ્યો છે !'

માદીકરી બન્ને હસી પડ્યાં. મીઠાના હાંડલામાંથી જડેલા પચાસ રૂપિયાએ શી રીતે અભયને ભડકાવ્યો હતો એ વાત કરીને રણજિતે ગઈ રાતે જ સૌને હસાવ્યાં હતાં.

'તમે હવે તમારા મેળમાં રહેજો—ને કાકીને કાગળ લખશો ના ?—લખજો લખજો, બચારો જીવ બહુ રાજી થશે !'

રેણુકા અંદર ચાલી ગઈ હતી.

'હા. કાકીને તો લખીશ. ને જરાક ઠેકાણું પડી જાશે, ને લાગશે કે હવે વાંધા જેવું નથી એટલે તરત તમને લખીશ.'

'હા, મારે બીજું તો શું ? તમને સૌને એ પાંદડે થયાં દેખું તો મારા જીવને નિરાંત. રણજિત પણ ધીમેધીમે કામેકાજે ચડી જાય—આ રેણુકાને તમે તમારું બાંધીને બેસો, એટલે પછી હું નવરી.'

અભય રજા લઈને નીકળ્યો. ખડકી બહાર ચાલ્યો ત્યાં પાસેના વાડામાંથી કોઈએ તેના ઉપર ઢેકું નાખ્યું. તેણે પાછા ફરીને જોયું: 'વાહ! બહાદુર તો બહુ લાગો છો હો—ઠીક સંતાઈને માણસને મારતાં શીખ્યાં છો !'

રેણુકા વાડાના છીંડામાંથી બહાર આવી: 'ને તમે —તમે તો ચોરી કરીને પાછા સાહુકાર થઈને ફરો છો તેનું કેમ ?'

એક ઘડીભર બન્ને ચૂપ થઈ ગયાં. શું બોલવું તે સૂઝયું નહિ. ગામડાના પ્રમાણમાં ઘણી વધારેપડતી કહેવાય

તેવી છૂટ તેઓ લઈ રહ્યાં હતાં, કારણકે આખા ગામમાં હમણાંહમણાંમાં આ નો વિષય 'રેણુકાનો ઇચ્છાવર' એ બની રહ્યો હતો. એટલે કોઈ જતાં આવતાં દેખે તો એ ટીકાથી રેણુકાને સહન કરવું પડે તેમ હતું. રેણુકાએ કહ્યું: 'ત્યારે ઊભા છો તે બે ઘડી અંદર જ આવોને—નાહકનું કોઈ દેખશે!'

અભય વાડામાં પેઠો. ઘાસના એક કૂંદવામાંથી રેણુકાએ હમણાં જ ઘાસ કાઢ્યું હતું, તે તરફ બન્ને ગયાં. કૂંદવામાં અંદર એક મોટો ખાડો પડેલો હતો, એટલે ઘાસના ઢગલાની ઓથે રહીને બન્ને એ ખાડામાં બેઠા.

બેસતાં વેંત રેણુકાએ અભયના બન્ને હાથ પકડી લીધાઃ 'બોલો, હવે આંહી કોઈ દેખે તેમ નથી—મને ભૂલી તો નહિ જાઓ ના! મને કાગળ લખશો કે નહિ?'

'કાગળ તો હું લખીશ—પણ આખું ગામ તારી વાત નહિ કરે?'

'છો કરતું. તમે મને કાગળ લખજો. હું તમને લખીશ. ને જુઓ, હું તમને કહું—' રેણુકા જાણે પોતાના આશ્રયથી જ અભય આગળ વધી શકવાની શક્તિ ધરાવતો હોય એવા આત્મભાનથી બોલી, 'હું તમને કાંઈ નડવાની નથી. એ પૈસા કામીને ઊલટી તમને મદદ કરીશ. માને મેં કહ્યું છે ને રણજિત તો બધું સમજે છે—એટલે જરાક આછુંપાતળું ઘર ચલાવી શકો એવું થાય કે તરત અમને લખજો. રીતરિવાજ કાંઈ કહેતાં કાંઈ—તમારે માથે ભાર-રૂપ નહિ હોય—બસ!'

અભયને કહેવાનું મન થયું કે એક જબરદસ્ત પ્રલો-

ભન તમારા માર્ગમાં તૈયાર થઈ રહ્યું છે, પણ તેણે એ વાત ન છેડવામાં જ ડહાપણ જોયું. રેણુકાની પોતાની શક્તિ ઉપર જ એ પ્રશ્ન એણે છોડી દીધો.

'માજીએ તમારા દિલની વાત મને કહી દીધી હતી!'

'હા—ને જાણે પોતે તો કાંઈ વાત જાણતા જ નહિ હોય!' રેણુકા લાડમાં બોલી. 'કેટલા લુચ્ચા છો?—જાણે મારે ગરજ હશે, ને પોતે તો મારા ઉપર ઉપકાર કરવા બેઠા—તો જાઓ, મારે પડી નથી!' રેણુકાએ ખોટો રોપ કરી અભયને ગાલ ઉપર એકબે ધીમી ટપલી લગાવી દીધી.

અભયે તેનો હાથ પકડી મરડી નાખ્યો. હસતી હસતી રેણુકા 'હવે નહિ કહું—હવે નહિ કહું!' કરતી ઘાસની શય્યામાં લાંબી થઈને ઢળી પડી. અભયે તેના હાથની પકડ ઢીલી કર્યા વિના બીજે હાથે તેનું માથું ઊંચું કરી તેના હોઠ ઉપર પોતાના હોઠ મૂકી દીધાઃ ને અત્યંત પ્રેમથી કહ્યું: 'રેણુકા! તું મને કે હું તને—હવે ભૂલી શકીશું ખરાં કે?'

*

બે ઘડી પછી બન્ને બહાર નીકળ્યાં, ત્યારે રેણુકાના સહેજે જ સ્મિત કરતા હોઠને લીધે આશા, તૃપ્તિ, ભય કે શોક ચારમાંથી કઈ લાગણી તેના ચહેરા પર છવાયેલી હતી તે કળવું મુસ્કેલ હતુંઃ માત્ર એ ચારેના સંમિશ્રણમાંથી જન્મતું સ્મિત એના ચહેરાને અનિવર્ણનીય સુંદરતા આપી રહ્યું હતું, એટલું ચોક્કસ.

ભંડારિયાથી અભય મહેન્દ્રપુર જવા નીકળ્યો. જ્યારે

એ ત્યાં પહોંચ્યો ત્યારે સાંજનો સમય હતો. ધર્મશાળા કઠિયારાવાડા પાસે હતી, એટલે તે કઠિયારાવાડાના અનેકરંગી પ્રદર્શન વચ્ચે આવીને ઊભો રહ્યો. ત્યાં ઘાસવાળા, છાણાવાળા, લાકડાંવાળા, ઢેઢા, કુંભાર, કઠિયારા, એવા અનેકરંગી માણસો હતા. અભયને પહેલાં તો આમાં કોને પૂછવું ને ક્યાં જવું તે સમજ પડી નહિ. છેવટે એણે ધર્મશાળાને બદલે એક કઠિયારાની લાકડાની દુકાનમાં રાત કાઢવાનો વિચાર કર્યો. એક તરફ કોઠ જેવું હતું, તેમાં એણે પોતાની પથારી કરી ને સુખેદુઃખે રાત કાઢી નાખી.

સવારે ઊઠીને તે શહેર જોવા નીકળ્યો. એને શહેરની બાંધણી વિચિત્ર લાગી. તેમાં જૂનાનવાનો એવો ખીચડો હતો કે એમાંથી એકે સ્વરૂપ આકર્ષક રહ્યું ન હતું. તે ફરતો ફરતો ગરીબમાં ગરીબ લત્તામાં આવી પહોંચ્યો. ત્યાં તેણે તપાસ કરી તો બે રૂપિયા ભાડાથી એક નાની સરખી કોટડી મળી આવી. તેણે તે રાખી લીધી. કોટડી પૂરી છ ફૂટ પણ લાંબી ન હતી—એટલે રાત્રે તો અભયને ચોરસનો લંબકર્ણની પેઠે પોતાની પથારી રાખવી પડે તેમ હતું. ઓશીકું હતું નહિ—પણ ત્રણ ચોપડીઓથી એ કામ પતી જતું. તે જે કામ માટે આવ્યો હતો તેના ઉપર તેણે પોતાનું બધું ધ્યાન રોકયું ને થોડા વખતમાં તેણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી દીધી. કૉલેજમાં જવાનો વખત આવ્યો, ત્યારે અભયની સામે ડોળા ઘુરકાવતી ગરીબી આવીને ઊભી રહી. રણજિતના પ્રયાસ તો ક્યારના ખલાસ થઈ ગયા હતા. પોતાની કાફી

તરફથી કાંઈ મળે તેમ હતું નહિ. કાકીએ તો તેને આવી સારી નોકરી છોડીને આ સાહસ કરવા માટે થોડો ઠપકો પણ આપ્યો હતો. મહેન્દ્રપુરમાં કોઈની ઓળખાણ પણ ન હતી. તે આખો દિવસ શહેરમાં રખડતો—પણ રખડવાથી તેનું કાંઈ કામ થાય તેમ હતું નહિ. તે કોઈ વખત હતોત્સાહ પણ થઈ જતો. ગગનચુંબી શિખરો હોય તેવા કોલેજના ઘુમ્મટ જોઈ તે પાછો પોતાની ગરીબ ઓરડીમાં ને ગરીબ પાડોશીઓ પાસે આવી જતો. તેમાંથી કોઈ કાંઈ મદદ આપી શકે તેમ હતું નહિ. કાકીનો કાગળ હતો કે ભાઈ, તું હવે મને દસેક રૂપિયા મોકલે તો સારું. પણ અભયના ખિસ્સામાં તો માત્ર દસ પૈસા રહ્યા હતા!

આવી રીતે, એક રાતે, લગભગ દસ વાગે, આખા દિવસના રખડપાટ પછી, અને કાંઈક મદદ મેળવવાના અનેક નિષ્ફળ પ્રયત્નો પછી, તે પોતાની ઓરડીનું બારણું દસાવી, એક પૈસાનો ઘાસલેટિયો દીવો સળગાવી, રેણુકાનો કાગળ વાંચવાની તૈયારી કરતો હતોઃ તેટલામાં કોઈકે તેનું બારણું ખખડાવ્યું. એક બાંડિયા કૂતરાએ આ પ્રમાણે તેને ત્રણ વખત છેતર્યો હતો, એટલે એ અનુભવે આવેલું ડહાપણ લઈને તેણે આવેલી આપત્તિની ઉપેક્ષા કરી. પણ બારણું બીજી વખત ખખડ્યું ને પાછળ સાદ પણ આવ્યોઃ 'છોકરા! કોફી પીવી છે કે!'

આટલી રાતે અભયને કોફી આપવા આવનાર મતિલાલ પાડોશમાં રહેતા હતા, ને રેલવે લોકોમાં પંદર રૂપિયાથી નોકર હતા. તે એની વહુને મારતા, ને વહુ એને મારતી. એમાંથી એણે એક ડહાપણભરેલી ફિલસૂફી

જીવનમાં ઉતારી હતી કે એકપક્ષી માર જ ક્લેશ ઉપજાવે છે: જ્યાં બન્ને પક્ષ સરખી રીતે માર મારી શકવાની સંસ્કારિતા ધરાવે છે, ત્યાં મારથી આકર્ષણ વધે છે. ઘણી વખત મોડી રાતે એમને યુદ્ધ પછી સલાહ થતી, ત્યારે એના ઉત્સવમાં કોફી બનતી. આ એ જ કોફીનો શેષભાગ આજે અભય માટે આવ્યો હતો. અભયે બારણું ખોલ્યું:
'કોણ? તમે છો?'

મતિલાલે એક પ્યાલામાં કોફી રેડી. એ પોતે કેવા બ્રાહ્મણ હતા તે ખબર નથી, પણ બીજા ગમે તેવા બ્રાહ્મણનું પણ વાપરેલું પિત્તળનું પ્યાલું સુધ્ધાં તે વાપરતા નહિ.

'છોકરા! તારે એકાદ ટ્યુશન જોતું હોય તો છે!' કોફી રેડ્યા પછી તે બોલ્યા.

'ટ્યુશન?' પોતે એ માટે તો એ મહેન્દ્રપુરના હરેક મકાનનો નકશો દસદસ વખત મગજમાં ઉતારી ચૂક્યો હતો. એ દુર્લભ વસ્તુ અનાયાસે આવતી જોઈ, તે ઉતાવળમાં બોલી ઊઠ્યો: 'અરે! ભાઈ, હું તો એને માટે આકાશ-પાતાળ એક કરું છું!'

'તો એક છે. પારસી છે. ગૃહસ્થ માણસ છે—સાત રૂપિયા તને કહેશે—પણ તારે દસ લેવાના છે—સમજ્યો?'

'સારું'

'ને જો—તને દસ આપે તો?'

'તો તો—ભાઈ! મારું કામ થઈ જાય.'

'ના, ભાઈ, એવી નાખી દેવાની વાત ના કરતો. જો તને દસ મળે તો તારે ત્રણ મને દેવાના છે!'

અભય તો મતિલાલની સામે જ જોઈ રહ્યો. તેના

મનમાં તેને આ અનુભવ નવો હતો. એક ઘડીભર એમ પણ થયું કે એણે આપેલી કોરી પાછી ફેંકી દઉં. પણ થોડા દિવસની રઝળપાટથી તેનામાં ડહાપણ આવ્યું હતું.

તેણે કહ્યું: ' હા; સારું, હું દસ લઇશ એમ કહું ના ? '

' હા. ને તારે ત્રણ મને આપી દેવાના. પણ જો તારે ત્રણનો બહુ ખપ હોય તો એક બીજું ટ્યુશન પણ રાખી લે—'

' કોનું ? '

' કોનું શું ? તું તારે દસે દસ રાખજે, સમજ્યો ? ને બદલામાં, સમજ્યો ના ? —એ ઘડી તારી કાકી આવે તેને ભણાવજે—એને પરીક્ષા દેવી છે—પ્રવેશકની. માસ્તરપણું કરવું થાય કોક દી '

' ઓત્તારીની ! ' અભય હવે ખરેખર મૂંઝાયો તેણે મતિલાલનાં વહુને જોયાં હતાં, મોટાં હેડંબા જેવાં જબરદસ્ત શરીરવાળાં, ખાસ્સા ઘેરા સાદવાળાં, નાકે નમણાં ને આંખે જરાક ત્રાંસાં—એમને ભણાવવા કરતાં તો ત્રણ રૂપિયા ખોવા સારા !

તે વિવેકથી બોલ્યો: ' ના, ના, એમ નહિ, મતિભાઈ ! ખુશીથી તમતમારે ત્રણ રૂપિયા તમારી મહેનતના લેજો—ને હું નવરો હોઇશ—પણ મારે પાછું કૉલેજે જાવું—રસોઇ કરવી—એટલે તમે આ ત્રણ રૂપિયા વાળી લેજો—ને હું નવરો હોઇશ તો ક્યારેક મારાં કાકીને પણ ભણાવીશ.'

' હા; તો ભલે—મારે તો એમ કે તારું કામ કરવું. '

' બહુ સારું કર્યું, ભાઈ ! હું તો ઘણા દિવસથી રાહ જોતો હતો. '

મતિલાલ ગયા પછી અભયે આનંદમાં આવીને એ પૈસાના ડાળિયામમરા આવતી કાલ માટે સાચવી રાખ્યા હતા તે કાઢ્યા. હવે ટયુશન મળવાથી જરાક ચિંતા ઓછી થઈ હતી, એટલે સારી રીતે આવતી કાલ માટે રાખેલું બાદશાહી ભોજન અત્યારે લેવાનો એને શોખ થઈ આવ્યો. તેણે એને સ્વાદિષ્ટ બનાવવા જરા મીઠુંમરચું ભભરાવવા માટે તેલવાળા કરવા વિચાર કર્યો. પણ તેલની ટબૂડી ખાલી હતી—તળિયાઝાટક ખાલી હતી. થોડું પાણી લઈ ડાળિયામમરા ભીના કર્યા, ને તેમાં મીઠુંમરચું નાખી કોશી સાથે એનો રસાસ્વાદ લેવો શરૂ કર્યો.

પણ આજે તો નશીબદેવી અભય ઉપર ખરેખર પ્રસન્ન થયાં હતાં. એનું ભોજન પૂરું થાય તે પહેલાં પાસેની ઓરડીમાં રહેતી બ્રાહ્મણની વિધવા ડોસી આવી પહોંચી: 'છોકરા! લે, આઘેથી લેજે હો—જોજે તારું ઠામ અડે નહિ. આ લઈ લે, એક ઢોકળાં પડ્યાં છે તે. છે તો કૂશકાનાં—પણ મીઠાં લાગશે. રાંધ્યું છે કાંઈ અટાણે?'

'હા, માડી! ખીચડી કરી: શાક સવારનું હતું, ને બાજરીના રોટલા—હમણાં જ જમીને બેઠો,' અભય બોલ્યો.

'ઓહો! એટલું બધું! તુંય નાની વહુ જેવો લાગે છે!' ડોશીમા ગયાં. પણ તેના શબ્દોએ ન સમજાય તેમ અભયની નજર સમક્ષ રેણુકાને હાજર કરી દીધી. તેના કામમાં સંગત હો કે ન હો, પણ રેણુકાનો જુવાન દેહ વધારે ને વધારે આકર્ષક રૂપ ધરીને તેની નજીક આવવા લાગ્યો.

આવી રીતે અભયનું ટટ્ટુ ચાલ્યું. જે ગગનચુંબી

શિખરોને તેણે સ્વર્ગ જેટલાં ઉન્નત ધાર્યાં હતાં, તેના ઘુમ્મટ નીચે બેસીને જ્યારે તેણે જુવાન પ્રોફેસરને ‘ મેઘદૂત ’ની અલકાનગરીનું મનોહારી વર્ણન છટાથી કહેતા જોયા, ત્યારે તેના અંતરમાં નિરંતર હાજર રહેલી મહત્ત્વાકાંક્ષા વધારે ને વધારે સ્થાયી સ્વરૂપ લેવા મંડી: તેણે વિશિષ્ઠ, પ્રતિષ્ઠાસંપન્ન પુરુષોની હરોલમાં, સમાજના ઉપલા થરની ઊંચી પંક્તિમાં, એક દિવસ આવવું જોઈએ—પ્રયત્નથી, પુરુષાર્થથી, વિદ્યાથી—એ એનું સ્વપ્ન વધારે ને વધારે આકર્ષક બનવા લાગ્યું.

ડૉક્ટરો, વકીલો, પ્રોફેસરો: મેનેજરો, ડાયરેક્ટરો, ઇન્સ્પેક્ટરો: ન્યાયાધીશો, અને એન્જિનિયરો—સમાજનો ઉપલો થર, સાધારણ કરતાં વધારે ઉન્નત—અભયનું સ્વપ્ન એ થરમાં કોઈક જગ્યાએ સમાસ કરી લેવાનું હતું. ત્યાં ખૂબ ભીડ હતી. લાંચરુશ્વત, લાગવગ, નાતજાત, ઓળખાણપિછાન, વર્ગીવર્ગી, સઘળું ત્યાં હતું—છતાં એક દિવસ પોતે એ હરોલમાં ઊભો રહેશે, એ નિશ્ચયથી તે સ્વપ્નદ્રષ્ટા જેવો બની રહ્યો.

કૉલેજના ઘુમ્મટની નીચે તત્ત્વજ્ઞાનના પ્રોફેસરો જાણે દુનિયા જેવું કાંઈ ન હોય તેમ માયા વિષે વાતો કરી રહ્યા હતા: ઇતિહાસ જાણે ગઈ કાલે બન્યો હોય, પાત્રો જાણે કાલે સૃષ્ટિ પર રમતાં હોય, અને આજે એમાંનું કાંઈ જ ન હોય—એટલી સજીવતાથી પ્રોફેસરો કહી રહ્યા હતા: કાલિદાસની યૌવનમૂર્તિ શકુંતલા કોઈ અદ્‌ભુતતાથી નજર સમક્ષ આવીને સજીવ બની જતી, સ્વપ્નમાં રમી રહેતી—અને કાલિદાસવિનાની ને શકુંતલાવિનાની

અભયની પેલી સાંકડી ઓરડી વધારે અંધારઘેરી અને વધારે અળખામણી થઈ રહેતી.

અલકાનગરીમાં રમતી 'મેઘદૂત'ની યક્ષસુંદરીઓ અભયને ઘડીભર દર્શન દઈને, એમના કેશમાં ગૂંથેલાં બાલ-કુન્દવડે એની નિદ્રાને સ્વપ્નથી ભરી દેતી; એની ઓરડીને સુગંધથી ભરી મૂકતી. તેમનાં મુખારવિંદ પર શોભતી પેલી અતિરમ્ય ગૌરકાંતિ ને વાંકાં ધનુષાકારી નેણ ને મોટી વિશાળ પ્રેમરસભરી નિર્મળ આંખો—અને યૌવનને પ્રગટ કરતી દેહ—એ સઘળાં અભયના અણુએ અણુને મનોરમ સ્વપ્નથી ભરી દેતાં. ઉજ્જયિનીનગરીના મહાકાલના મંદિરની 'મેઘદૂત'ની પેલી વારાંગના—એ યુગની અત્યંત રસભરી સૌન્દર્યમૂર્તિ—એને જોઈને અભયને મુરલી યાદ આવતી. મહાકવિ જેને શબ્દવડે પ્રગટ કરે એવી ઉચ્ચ પ્રકારની સંયમી રસિકતા એણે મુરલીમાં જોઈ હતી: ને 'મેઘદૂત' વાંચતાં એને લાગતું કે એ યુગની કોઈ ભૂલી પડેલી કવિની કલ્પના તે આજે મુરલીરૂપે કુમારાનંદ પાસે બેસીને પોતાના સ્મિતથી સૌને આકર્ષી રહી હતી.

કોઈ વખત આવી પડતા રણજિતના કાગળથી એના આ વિચારને સમર્થન મળતું. તે લખતો કે માના અત્તર-મહેકતા દેહ પાસે બેસું છું, ત્યારે જાણે આ દુનિયા ભૂલી જવાનું મન થાય છે: એમ થાય છે કે એના ચરણ પાસે બેઠો જ રહું!

કોઈ રાત્રે અભયને તે ન જાણે તેમ રેણુકા જગાડી જતી. કોઈ સાંજે પોતે ખીચડી ચૂલા ઉપર મૂકીને ગયો હોય કે જેથી ફરીને આવે ત્યાં ખીચડી પણ ચડી રહે;

પણ ખીચડી ચડી રહેવાને બદલે તાપ ઠરી જવાથી એમ ને એમ કોરી ફડાક પડી હોય; એટલે એકાદબે પૈસાના ડાળિયા ખાઈ સૂઈ જાય—ત્યાં મોડી રાતે, સવારની ઠંડીમાં, તેને ખબર ન પડે તેમ, જાણે રેણુકા તેની પાસે બેસીને કહી રહી હોયઃ 'હવે ઊઠો છો? જુઓ તો ખરા ચા તો તૈયાર થઈ ગઈ છે!' અભય નિદ્રામાંથી જાગી ઊઠે ત્યાં કાલનું અજીઠું પડેલું કાળું તપેલું તેની મશ્કરી કરતું ચૂલા ઉપર બેઠું હોય—ને જાળીમાંથી આવતો પ્રકાશ તેની માયા ઉડાડી દઈને બહારની સાચી દૃષ્ટિનું વધારે તીવ્ર ભાન કરાવતો હોય!

અભયનું 'ટ્યુશન' લાંબું તો ન ચાલ્યું, પણ તેની મદદથી એણે ઠીકઠીક ચલાવ્યું. કાકીનો કાગળ હતો કે તું કહે તો હું ત્યાં આવું. પણ છ ફૂટ લાંબી ઓરડી બે જણાને રાખવાની ના પાડતી હતી. રણજિતનો કાગળ હતો કે તમે કાગળ લખવામાં આળસ કરો છો, તો હવે હું એક વખત અચાનક આવીને ઊભો રહીશ—અભયે લખ્યું હતું કે મેં ઘર બદલાવ્યું છે. સરનામું તને પછી મોકલીશ. મુરલીએ કાંઈ લખ્યું ન હતું, પણ કહેરાવ્યું હતું કે જે ઘણા શ્રમથી થાય તે એક જાતની કઢંગી રચના હોય છે!

એમ કરતાં પ્રિવિયસની પરીક્ષા આવી. અભયે તો રાતદિવસ એક કરી તેમાં નીકળી જવાનો પ્રયત્ન કર્યો, પણ અત્યંત શ્રમને લીધે એની રચના કઢંગી થઈ—મુરલીનું વાક્ય સાચું પડ્યું, ને તે નાપાસ થયોઃ ટ્યુશન પણ ગયું. ફરી એક વાર તે શહેરમાં મદદવિનાનો થઈ પડ્યો. જેને

કહ્યું તેણે મદદ કરવાની ના પાડી.

આજે એ સવારથી શહેરમાં ફરવા નીકળ્યો હતો. સાંજ સુધી કાંઈ ન બને તો આવતી કાલે એક ગધેડા પર સામાન મૂકી પાછું ચાલ્યું જવું—પછી ચાલતાં ચાલતાં ભલે ગમે તેટલા દિવસ થાય, પણ ભંડારિયા પહોંચી પોતાની કાકી પાસે જવું, આવો એણે સંકલ્પ કર્યો: ને તે ફરવા નીકળ્યો. ફરતાં ફરતાં જે એક આલીશાન મકાન મળી ગયું તેમાં એ ગયો. લગભગ સો પગથિયાં ચડ્યો ત્યારે તેને મધ્યમાં રહેલા વિશાળ દીવાનખાનાનાં દર્શન થયાં: એક સુંદરી હીંડોળે ઝૂલી રહી હતી. તે કાંઈ બોલે તે પહેલાં તો ભૈયો આવ્યો: 'કોનું કામ છે ?'

'સાહેબ છે ?'

'ક્યાંથી આવો છો ?' પેલી રૂપવતી રમણીએ કહ્યું.

'જી; હું તો કાંઈક મદદ માટે આવ્યો છું.'

શબ્દ સાંભળતાં જ હીંડોળા ઉપરથી ઊઠીને પેલી રમણી અંદર ચાલી ગઈ. અનેક રીતે શણગારેલું દીવાનખાનું એના જવાથી શણગારવિનાનું થઈ રહ્યું. એટલામાં ભૈયો બોલ્યો: 'જાઓ; સાહેબ નથી. ને બાઈસાહેબ તો ગયાં.'

અભય બોલ્યો: 'પણ તમે બાઈસાહેબને વાત કરો તો.'

ભૈયો હસી પડ્યો: 'અરે ભલે ભાઈ, તુમ કીધર કે રહને વાલે હો—? એ તો સાબ રેવન્યુકી મહલાત હય. ઇધિર કોઈ હાલીમુવાલી, તુમ્હેરે જેસે કુણબી-ગરાસિયા આતે તો બાઈસા'બ પૂછતી હય કીધર સે આતે હો—? જબ વો કુછ કામ બતાતે તો કહતા—સાબ ચેહ કમરામેં હય. વોં અરજદાર કમરેમેં બેસતે—તો સાબ

કહતે કામ હુએગા—બાઈકુ મીલે. બાઈકુ મીલને પર વો ક્યા દે સકતે હય—વો કુછ ઘરાનાગાંઠા, પેસા, રૂપિયા દેતે તો બાઈ બુલતા—યે ગરીબ કા કામ કર્યું નહિ કરતે હો—ને સાબ કમરે મેં રહ કર જવાબ દેતે, અચ્છા, જાઓ, અબ કામ હો જાયગા. તુમ્હેરી પાસ સેં બાઈ-કુ ક્યા મીલના કહીએ—ઉસ લિયે વો ચલ ગઈ.'

અભય અંદર જોઈ રહ્યો. ઝુમ્મર, કબાટ, ચિત્રો, રોનકદાર ફર્નિચર, ગાલીચા, સુંદર કોચ—એટલું બધું ખીચોખીચ ભર્યું હતું; અને છતાં આંહી હજી ગરીબી હતી. હજી બાઈને કાંઈક કોઈ આપી જાય—એવા કણબી, ખાનેદાર, ગરાસિયાનું કામ હતું. તે અત્યંત નિરાશ થઈ ગયો. એના મનમાં લાગી આવ્યું. આંહી પણ ગરીબી—ત્યારે સમૃદ્ધિ ક્યાં સમજવી? એટલામાં બહારથી સાહેબ આવી ચડ્યા. મૂળ તે ગુજરાતી હતા, પણ વેષમાં તો તેમણે યુરોપિયનને ટક્કર મારે તેવાં કોટપાટલૂન પહેર્યાં હતાં. તે આવતાં વેંત ભૈયા તરફ જોઈ રહ્યા. ભૈયો બોલ્યોઃ 'જાઓ ભાઈ! અબ જાઓ!'

અભય આગળ વધ્યો: 'સાહેબ! હું એક ગરીબ વિદ્યાર્થી.'

'અરે ભાઈ, હું પણ તારા જેવો જ ગરીબ છું—ભૈયા! ચા કે લિયે બોલો!' ને કાંઈ પણ જવાબ આપ્યા વિના તે અંદર પેસી ગયા.

અભયનું દિલ અત્યંત ખિન્ન થઈ ગયું. જે વર્ગમાં બેસવા માટે તે આ સઘળું કરી રહ્યો હતો, તે વર્ગમાં કોઈને કાંઈ—લેશ પણ—સંસ્કારિતા નહોતી કે શું? આ

માણસ ગરીબ ? તે નિરાશ થઈને ચાલી નીકળ્યો.

બીજી જગ્યાએ ગયો. સાહેબ સદ્ભાગ્યે હીંચકા પર બેઠા હતા. ધીમો હીંચકો હાલી રહ્યો હતો. પોતે આધેડ વયના હતા; ત્રીજી વખત પરણ્યા હતા. રૂપાળી ને લાડીલી તેમની વહુ—મઢેલી, શણગારેલી, ઠાવકી ઢીંગલી જેવી તેમની પાસે બેસીને વાતો કરી રહી હતી. અભય ત્યાં પહોંચી શક્યો—કારણ કે પટાવાળો ગેરહાજર હતો

'સાહેબ !'

બોમ્બ પડ્યો હોય તેમ સાહેબ ચોંકી ઊઠ્યા: 'અરે, ભીમનાયક !' ભીમનાયક દોડતો આવ્યો. 'કોણ છે જુઓ—શું કામ છે ?'

'સાહેબ !' અભય બોલ્યો : 'આપને મારે મળવું છે. એક સ્કોલરશીપ માટે—'

'હાં હાં, જુઓને ભાઈ, અમે તો આંકડા ગણવા-વાળા—આ સામે રેવન્યુસાહેબ રહ્યા, બહુ ભલા માણસ છે—'

'જી, હા; ત્યાં જઈ આવ્યો—'

'ત્યાં જાઓ, ત્યાં. બહુ સારા છે. ઘણાને મદદ આપે છે !'

ભીમનાયકે અભયનું બાવડું ઝાલ્યું: 'ચાલો.'

અભય ખિજાઈ ગયો.

'ભીમ !' સાહેબનાં વહુ બોલ્યાં: 'એમ કોઈનું અપમાન કરાય કે ?—હા, જાઓ, ભાઈ. એ તો છે જ અમારો ભીમ એવો !'

'એમ કોઈનું અપમાન કરાય કે ?—આ નારી

પણ કેવી આંકડા જેવી લાગણીહીન થઈ ગઈ છે; ને છતાં કેટલી મધુર રૂપથી સભર ભરી છે!' અભયની આંખમાં લગભગ આંસુ આવી ગયાં. તેને લાગ્યું કે સૌના જીવનમાં, કુમારાનંદ કહે છે તેમ, એક રોગ લાગુ પડ્યો છે—સંચય; ભેગું કરો. શા માટેઃ તેનો હેતુ નહિ. શી રીતેઃ એ પ્રશ્ન નહિ. કયે રસ્તેઃ એ નક્કી નહિ. તે નિરાશ થઇ ને પોતાની ઓરડી તરફ ચાલી નીકળ્યો.

એનું દરેક પગલું ઉતાવળું હતું. એનો નિશ્ચય મક્કમ હતો. એની નિરાશા ઊડી જતી હતી. એણે પોતાને ગામ પાછો ફરવાનો નિશ્ચય કર્યો હતો. હવે એને મન કોઈ મેડીમહેલાતની અગત્ય ન હતી. કોઈને 'મોટા' કહેવાની એને ઇચ્છા ન હતી. તે પવનવેગે જતો હતો. સાંજ પહેલાં તો પોતે આ ગામ છોડી દેવાનો નિર્ણય કર્યો હતો.

અચાનક તેની દૃષ્ટિએ ગણિતના પ્રોફેસર પડ્યા. તે ધારે તોપણ તેને મળ્યા વિના જઈ શકે તેવો રસ્તો ન હતો. પોતાની બન્ને બાજુ એકએક આંગળીએ એકએક છોકરું વળગાડીને તે ચાલ્યા આવતા હતા. તે હૃદયના ઉદાર ને મનના નિખાલસ ગણાતા હતા. તેમનું જાડું, ટૂંકું, ઢંગધડાવિનાનું શરીર એમના મનને કોઈ રીતે રજૂ કરતું ન હતું. એમનું શરીર અને મન બન્ને બહુ જ જુદાં હતાં. તે વિધુર હતા. પોતાના બન્ને છોકરાને સાથે ફેરવ્યા કરતા. અભય ગણિતમાં જ ઊંડો ગયો હતો, એટલે એને જરાક પ્રોફેસરને મળવાનું મન થઈ આવ્યું. તે કાંઈ નિશ્ચય કરે તે પહેલાં પ્રોફેસરને પાસે

આવેલા જોઈ તેનાથી બોલાઈ ગયું: 'સાહેબ!'

પ્રોફેસર ઊભા રહ્યા. બન્ને છોકરા બન્ને બાજુ તોફાન કરતા હતા.

'કેમ?—'

'હું ગણિતમાં નાપાસ થાઉં છું!'

'કેટલા માર્ક્સ ખૂટે છે?'

'ઓગણીસ—'

'Sorry—હું દિલગીર છું—ભાઈ!'

'પણ હું બહુ ગરીબ છું—મારે ભણવાનું છોડી દેવું પડશે.'

'કેમ, તમને કોઈની મદદ નથી?

'ના.'

'પણ હું ઓગણીસ માર્ક્સ શી રીતે આપી શકું? તમે બહુ ગરીબ હો તો હું તમને ફી આપીશ; માર્ક્સ નહિ આપું. આવજો. પછી મને મળજો—' પોતાનાં કાળા-ઘબ ડબલ ચશ્મામાંથી, ભલમનસાઈથી ભરેલી નિર્મળ આંખો બતાવતા, ને નાના છોકરાની પેઠે ચાવી ચાવીને લાડકું બોલતા પ્રોફેસર અભયની સામે જોઈ રહ્યા. અભય કાંઈ બોલી શક્યો નહિ.

એટલામાં બન્ને છોકરાનો એકસામટો હલ્લો સહન ન થવાથી પ્રોફેસર ડગવા લાગ્યા.

'સારું!' તે બોલ્યા: 'આવજો; મને મળજો.'

અભયની સલામ ઝીલી ન ઝીલી, ને તે ચાલતા થઈ ગયા. એક ઘડીમાં તો અભયનો જાણે જીવનપલટો થયો હોય તેમ તે ચાલ્યા જતા પ્રોફેસરની પાછળ જોઈ રહ્યો:

બસ જોઈજ રહ્યો. કાંઈ ન હોય—દુનિયા આખી, એમના બે છોકરા માટે થઈને કાંઈ દેખવાની શક્તિ ન ધરાવતા હોય તેમ—તે મોટા છોકરાની માફક બન્ને છોકરાને હાથે ખેંચાતા આગળ વધતા હતા.

અભયનું મોં આનંદનાં આંસુથી ખરડાઈ ગયું. હવે તે ઓરડી તરફ જવાને બદલે ઘડીભર વિશ્રાંતિ લેવા એક બગીચા તરફ ફર્યો. એને કાંઈક ટેકો મળવાની આશા આવી હતી.

જે બગીચામાં અભય બેઠો હતો, તેની બરાબર સામે એક મકાન આવ્યું હતું. તેના દરવાજાની ડોકાબારી ખુલ્લી હતી, ને તેમાંથી અંદરનું વિશાળ ચોગાન દેખાતું હતું. ચોગાનમાં કેટલાક સુંદર ઘોડા આમતેમ હરતાફરતા, તબેલામાં બાંધેલા દેખાતા હતા. એક વિકટોરિયા ક્યારની ઊભી રહીને કોઈના આવવાની વાટ જોતી હતીઃ બેત્રણ માણસો ડેલીમાં બેઠાં હતાં.

અભયને અચાનક વિચાર આવ્યો કે આ વિશાળ મકાનમાં મારો સમાસ થઈ શકશે. તે જઈને ડેલીએ ઊભો રહ્યો. થોડી વારમાં ઉપલે માળેથી કોઈએ ડોકિયું કાઢ્યુંઃ 'કોણ ભાઈ! કેમ? કોનું કામ છે?'

અભયે ઊંચે જોયું તો ઉપલી મેડીને માળેથી એક વૃદ્ધ પુરુષ તેને પૂછી રહ્યા હતા.

અભય બોલ્યોઃ 'સાહેબ! આપનું જ કામ છે!'

'કોનું? મારું?'

'જી, હા.'

'ત્યારે ઉપર આવો.'

અભય ડેલીને દાદરે થઈને ઉપર ગયો. દાદર ઉપરનો વિશાળ ખંડ ખાલી પડ્યો હતો. બીજો ખંડ વટાવ્યો— તે ગાદલાં, ગોદડાં, જાજમ, પાટલા, ખુરશી, આરામખુરશી, પલંગો વગેરેથી ભર્યો હતો. તેમાં કોઈ બેઠું હતું નહિ. તેમાં થઈને અભય અંદરના ત્રીજા ખંડમાં ગયો.

આ ખંડ વિશાળ પણ સ્વચ્છ ને એકદમ સાદો હતો. એક લાલ જાજમ માત્ર ત્યાં પાથરી હતી, ને ખૂણામાં કેટલીક ગાદી પાથરી તકિયા મૂકયા હતા. ત્યાં ઠીક આધેડ વયનો એક પુરુષ બેઠો હતો. તેનો ચહેરો ભલો હતો. વેષ એકદમ સાદો હતો. ડોકમાં રુદ્રાક્ષની માળા હતી. કપાળે ભસ્મનું ત્રિપુંડ્ર હતું. તેણે અભયને નિશાની કરીને પાસે આવવા કહ્યું.

અભય તેની પાસે જઈને બેઠો.

એ વખતે અભય સમજી શકયો નહિ, પણ જે કામ માટે પોતે આવ્યો હતો તે કામ ઉપર એને ઘૃણા ઉત્પન્ન થઈ. એટલામાં પેલો માણસ બોલ્યોઃ

'બોલો, મારું કામ હતું? મારું નામ નૃસિંહપ્રસાદ મજમુદાર.'

'જી, હા; આપનું જ.'

'બોલો, શું કામ હતું?' નૃસિંહપ્રસાદના શબ્દો એકદમ સ્પષ્ટ, સંસ્કારી ને મધુર હતા. અભયને તો તેના નામની પણ ખબર ન હતી; છતાં તમારું કામ હતું એમ એણે કહ્યું, એટલે નૃસિંહપ્રસાદના પ્રશ્નનો ઉત્તર તે એકદમ આપી શકયો નહિ. પણ નૃસિંહપ્રસાદની બોલવાની રીત અત્યંત મધુર, સજ્જનતાભરેલી હતી. પાન ખાઈને કાંઈક

લાલ બનેલા તેના હોઠ જરાક સ્મિત કરતા હોય તેમ પહોળા થયા: તેની નિર્મળ આંખો અભય સામે જોઈ રહી.

અભયે જવાબ વાળ્યો: 'એવું છે, સાહેબ! કે હું ગરીબ માણસ છું. ગામડાનો રહીશ છું. મારા પોતાના પગ પર રહીને અભ્યાસ ચલાવું છું. અત્યાર સુધી 'ટ્યુશન' હતું—હવે તે પણ ગયું છે. થોડીઘણી કોઈ મદદ કરે તો આગળ વધી શકું!'

નૃસિંહપ્રસાદ તેની સામે જોઈ રહ્યા. તેણે ધીમેથી પૂછ્યું: 'આગળ વધીને તમારે ક્યાં જવું છે?'

અભય બોલ્યો: 'સાહેબ! મારે પણ—કાંઈક 'લાઈન' લઈને આગળ જવું છે!'

નૃસિંહપ્રસાદ ધીમું હસી પડ્યા. અવસ્થા છતાં રસિક રહેલા તેમના હોઠ હાસ્યને પણ સુંદર રીતે પ્રગટ કરવાની કલા ધરાવતા હતા. એમનું હાસ્ય એકદમ નૈસર્ગિક હતું.

'બરાબર, કાંઈ વકીલ—ડૉકટર—એન્જિનિયર—એવી કોઈ પ્રતિષ્ઠાભરેલી હરોળમાં ઊભા રહેવાની તમારી મહત્ત્વાકાંક્ષા છે ના?'

'જી હા!'

'ત્યારે મારું એક અનુભવવાક્ય કહું? તમે ધારો છો તેમ જીવનમાં સુખ કોઈ પણ જાતની લૌકિક પ્રતિષ્ઠાથી મળતું નથી.'

'એ તો એમ છે—'

'સમજ્યો. એ બધાએ મેળવ્યું છે—મેળવી લીધું છે—એટલે હવે આમ કહીએ છીએ. પણ હું તમને એક વસ્તુ કહું છું: કેળવણી લેતાં ન આવડે, તો એના જેવો નકામો

બીજો કોઈ ભાર નથી.'

અભયના મનમાં તે ઊતર્યું નહિ. નૃસિંહપ્રસાદ સમજી ગયાઃ 'પણ તમને લાગશે કે આ તો હું તમારી વાતને રોળીટોળી નાખવા માટે કહું છું. સારું. ત્યારે તમે એમ કરો. તમે એકલા છો ?'

'જી, હા.'

'જે ખંડમાંથી તમે આવ્યા—દાદર ઉપરનો પહેલો ખંડ—તે ખંડ તમને કેવો લાગ્યો ?'

એવડા વિશાળ ખંડની કલ્પનાથી જ અભયને થયેલો ઉત્સાહ તેના ચહેરા ઉપર દેખાઈ આવ્યો.

'એ ખંડમાં તમે રહી શકો છો. તમે ત્યાં રાંધી પણ શકો છો. ને તમારે જે સરસામાન જોઈએ તે રસોડેથી લઈ શકો છો.'

'જી, ના. મને હમણાં રહેવાનું મળી જાય તો બસ છે. બીજું બધું હું ગોઠવી લઈશ—'

'સારું; તમારી ઇચ્છા. તે ખંડનું આ તરફનું બારણું હું બંધ કરાવી દઉં છું. તમે નીચેના દાદરથી આવવાનું રાખજો. ત્યાં એક ખાટલો, ગાદલું વગેરે તમારે જોઈએ તે મગાવી લેજો.'

અભય આ ભલા વૃદ્ધ પુરુષની સામે જોઈ રહ્યો. તેને લાગ્યું કે એક એવી પેઢી ચાલી જતી હતી કે જેમાં સહજ ઉદારતા વસી રહી હતી, અને છતાં જેની કરકસર-ભરેલી સાદાઈ બેનમૂન હતી: કદાચ એ ઉદારતા માટે જ એ સાદાઈ હતી. એ ચાલી જતી પેઢીનો આ છેલ્લો પુરુષ હતો. એણે જે ઉદારતાથી તેને નામ પણ પૂછ્યા વિના

આશ્રય આપ્યો, તેમાં પોતે આશ્રય આપે છે એવું લેશ પણ ભાન ન હતું; જાણે કે એ સહજ જ હોય, અને લેનારને લેશ પણ શરમ ન થાય કે પોતે કાંઈક લે છે, એટલી નૈસર્ગિક રીતે તેણે તે આપ્યું હતું.

લેનાર માણસ જરાક પણ સંકોચ ન અનુભવે એટલે નૃસિંહપ્રસાદે વાત તરત ફેરવી: ' એક વખત આંહી શ્મશાનમાં એક સ્વામી આવ્યા હતા. તેમનું નામ કુમારાનંદ. તે એક વાત કરતા. આજે હું તમને એ વાત કરું છું. તે કહેતા: જીવનમાં જય મળવો કે પરાજય—એ અકસ્માત છે. પણ જીવનમાં ભાવના ને સંસ્કારિતા પૂરવાં એ સ્વયંસિદ્ધ છે. તમે કેળવણી, જો આ સ્વયંસિદ્ધ વસ્તુઓના વિકાસ માટે લેતા હશો, ને તેમાંથી જય ને પરાજય એ બન્ને અકસ્માત માટે ભાવના ને સંસ્કારિતા મેળવશો, તો તમારી કેળવણી સંપૂર્ણ છે; પછી તમે ગમે તે સ્થળે ઊભા હો. પણ જો તમે પેલી પ્રતિષ્ઠિત હરોલમાં ઊભા રહેવાની એક માત્ર તમન્નાથી કેળવણી લેતા હશો, તો એના જેવો નકામો બીજો કોઈ ભાર નથી. તમે જો કોઈ અમરતત્ત્વને તમારામાં સંગ્રહી લેવાની શક્તિ નહિ ધરાવતા હો, તો કેળવણી ખરે વખતે તમને કાંઈ જ ઉપયોગી નીવડી નહિ શકે.'

અભય વિચાર તો કરી રહ્યો. કુમારાનંદે તેને આવું ઘણી વખત કહીને સંસ્કાર ને કેળવણીના ખરા સ્વરૂપ વિષે કહ્યું હતું ખરું. પણ અભયને અત્યારે તો જે એક મહત્ત્વાકાંક્ષા હતી તેની પાછળ જ પોતાનું સર્વ લક્ષ રોકવાનું હતું.

નૃસિંહપ્રસાદે કહ્યું: ' બીજી કોઈ વસ્તુનો તમને ખપ હોય તો રતિભાઈને કહેજો !'

'જી, હા!'

'ને હમણાં તમને ન ફાવે તો જ્યારેજ્યારે—પરીક્ષાના દિવસો હોય, રાંધવાનું ન ગમે, ત્યારે તો તમે જમવાનું પણ રસોડે રાખજો—ને એમ ઠીક ન લાગે, તો જમવાનું ઉપર મંગાવી લેજો!'

અભય આ પુરુષની ઉદારતા જોઈ દિઙ્મૂઢ થઈ ગયો. 'સારું ત્યારે; તમે તમારી મેળે આવી જજો. હરિઃ ૐ,' કરતાં નૃસિંહપ્રસાદ બેઠા થયાઃ 'હવે જરા હું જાઉં. પાછું મારે મોડું થશે.' એમ કહી એક પૂજાની ઓરડીમાં તે અદૃશ્ય થઈ ગયા. પૂજાની ઓરડી ઉઘાડતાં જે સુવાસથી ખંડ ભરાઈ ગયો, તે સુવાસ જાણે નૃસિંહપ્રસાદના જીવનનું પ્રતીક હોય તેમ અભયને લાગ્યું.

અભય દાદરથી નીચે ઊતરી દરવાજે આવ્યોઃ દરવાનને કહ્યું કે સાહેબે કહ્યું છે કે ઉપલો ખંડ તમારે વાપરવો.

'મોટા સાહેબે કે છોટા સાહેબે?'

અભય સમજ્યો નહિ.

'સાહેબના કપાળમાં ટીલું હતું કે માથે 'હેટ' હતી?' દરવાને પૂછ્યું.

'હાં, હાં; ટીલું—'

'ત્યારે મોટા સાહેબ; એના દીકરા છે તે છોટાસાહેબ. તે પણ હમણાં આંહી જ રહે છે.'

'હું મારો સામાન લઈને સાંજે આવીશ.'

'ગમે ત્યારે આવો.'

તે સાંજે અભય બધો સરસમાન લઈને પોતાના વિશાળ ખંડમાં આવી ગયો. ખંડ એટલો વિશાળ હતો કે

તેનું શું કરવું તે અભયને સમજ પડી નહિ. તેણે ચારે તરફની જગ્યા થોડીથોડી રોકવા એક બાજુ સ્ટવ, એક તરફ પુસ્તક, એક બાજુ ખાટલો, ને એક બાજુ પરચૂરણ સામાન નાખ્યાં.

સાંજે નૃસિંહપ્રસાદે તેને બોલાવ્યો: 'મેં તમને એટલા માટે બોલાવ્યા કે રતિભાઈનું તમે ઓળખાણ કરી લો તો સારું—અરે રતિભાઈ!'

પાસેના ઓરડામાંથી, હોલબૂટ, બ્રિજિસ, શિકારી કોટ, હૅટ, ને હંટર સઘળાં જ લીલા રંગના—એવા વેષમાં સજ્જ થયેલો એક જુવાન આવ્યો. હમણાં જ એ ફરીને આવ્યો હોય એવું લાગતું હતું. અભય તેની સામે જોઈ રહ્યો. રતિકાન્ત પણ કાંઈક સંભારતો હોય તેમ જોઈ રહ્યો. જમીન માગ આપે તો અંદર સમાઈ જવાનું અભયને મન થયું. જે માણસને પોતે નિશાળમાં ઉતારો આપવા ના પાડી હતી, તે જ માણસ તેની સામે ઊભો હતો.

'આ અમારા રતિભાઈ! પહેલાં એ થાણદારની નોકરીમાં હતા. હમણાં તો હવે ઘેર છે. પણ તમારે કાંઈ પણ અડચણ હોય તો એમને કહેવી. રતિભાઈ! આ એક વિદ્યાર્થી છે. તેને તમે—'

'મેં તમને ક્યાંક જોયા છે!' રતિકાન્ત બોલ્યા.

'જી, હું ભંડારિયામાં હતો.'

ભંડારિયાના એક બનાવની વાત રતિકાન્તે નૃસિંહ-પ્રસાદને પણ કરેલી તે નૃસિંહપ્રસાદને સાંભર્યું. કદાચ રતિકાન્ત એ બનાવ સંભારી આ માણસનું અપમાન કરી બેસશે એ ભયથી નૃસિંહપ્રસાદે ઉતાવળે કહ્યું: 'જુઓ,

રતિભાઈ, આ તમારો ઓરડો છે—તે તમે અંદરથી બંધ કરી દેજો. આ ઓરડો ગાદલાંગોદડાં પડયાં છે તે ખાલી કરાવી નીચે સામાન ઉતરાવી દેજો; તેમાં હું બેસતો જઈશ.'

'ના, તેમાં હું જ રહીશ—એટલે એનું બારણું આ મારા ખંડમાં પડે છે—'

'સારું, તો ભલે એમ.'

'હું એમને તો ઓળખું છું!'

'એમ? મેં તો એમને કહ્યું કે તમે જમવાનું પણ આંહી રાખો, પણ ના પાડે છે. ઠીક, એમને ન ગમે તો હમણાં જુઓ. હમણાં ભલે સીધુંસામાન કોઠારમાંથી લેવાનું રાખે. પછી બહુ અડચણ પડે તો જમવાનું ઉપર મંગાવી લેવાશે—કેમ બરાબર છે નાં, રતિભાઈ?'

રતિકાન્તને કાંઈ બહુ રુચ્યું લાગ્યું નહિ. પણ નૃસિંહપ્રસાદની ઇચ્છાને માન આપીને તે બોલ્યો નહિ. આ બાજુ અભય પણ મનમાં મૂંઝાતો હતો. નૃસિંહપ્રસાદ બેઠા થયા: 'એટલા માટે જ મેં તમને બોલાવ્યા હતા.'

અભય બહાર નીકળ્યો. એની પાછળ રતિકાન્ત હતા. નૃસિંહપ્રસાદે કાંઈ વાતચીત થાય છે કે કેમ તે પકડવા પ્રયત્ન કર્યો, પણ તે કાંઈ સાંભળી શક્યા નહિ.

છેક નીચે જઈ ને અભયે રતિકાન્તને કહ્યું: 'સાહેબ, મેં તો આપને ભંડારિયામાં—'

રતિકાન્ત હસી પડયો. કાંઈ ખાસ બોલ્યો નહિ. 'હવે એમાં શું?'—એટલું જ માત્ર તે બોલ્યો. અભય પણ બોલ્યા વિના ચાલતો થયો. એને પૂછવાનું મન થઈ

આવ્યું કે માલિનીબહેન ક્યાં છે?—પણ તે વાત મનમાં ને મનમાં રાખી રહ્યો.

બન્ને છૂટા પડ્યા. 'સારું,' રતિકાન્ત બોલ્યાઃ 'અરે! દરવાન! ભાઈને ગાદલાંગોદડાં—જે કાંઈ ખુરશી, ટેબલ, ફાનસ જોઈએ તે આપજો. ને સવારે બીજું પૂછી લેજો.'

'જી!'

'ઠીક ત્યારે,' એમ કહીને રતિકાન્ત ચાલ્યો ગયો.

'કોણ ? પોલીસ પટેલ ? આવો ભા, આવો. તમને એક બે દલ ખોલીને વાતો કરવાની છે. હૈયું કાંઈ જ્યાંત્યાં ઉઘડે છે ?'

ભંડારિયા ગામમાંથી ગયા પછી અભય જાણે કે એ ગામને ભૂલી ગયો હતો, પણ ગામ એને ભૂલ્યું ન હતું. એક તો દરબાર જીવુભાને પોતાના કેસને અંગે કામ હતું, તેમાં રેણુકાનો ખપ હતો. અભયના ગયા પછી ચારે તરફથી ધીમેધીમે લક્ષ્મી પાસે વાતો આવવા માંડી હતી. સરૂપચંદે પૈસાની દૃષ્ટિએ પ્રમદકુમારની વાત મૂકી હતી. સજ્જને પ્રતિષ્ઠાની દૃષ્ટિએ આવો સગો તમને મળવો મુશ્કેલ છે એ કહ્યું હતું ને જીવુભા તો કોઈ વખત મધઝરતી મીઠી જીભથી, તો કોઈ વખત પોતાના લાક્ષણિક કટાક્ષથી, તો કોઈ વખત વિનોદથી, તો કોઈ વખત ખુલ્લી મશ્કરીથી એ વાતને આગળ ધપાવવા પ્રયત્ન કરી રહ્યા હતા. પોતાના જમીનકેસમાં એમને પ્રમદકુમારનો ખપ હતો. પણ લક્ષ્મી, રેણુકા કે રણજિત ત્રણેમાંથી કોઈએ તે પ્રત્યે લક્ષ્ય આપ્યું ન હતું.

કુમારાનંદ ને મુરલી આંહી છે ત્યાં સુધી આ વાતનો મેળ નહિ ખાય, એમ જીવુભાને લાગવા માંડ્યું: ને તેણે આજે પોલીસ પટેલ આવ્યા ત્યારે પોતાનું દિલ ખોલ્યું.

'અમારા વખતમાં તો ભા, આવા કામમાં આટલો વખત ન જાય. ગામ છે તે અનેક ગુના થાય, કાંઈ બધાના ગુનેગાર મળે છે? અમારા વખતમાં તો ભા, જે ગુના ન પકડાય એનાથી તો અમારી આબરૂ બંધાય. આ તમારી તો વાત જ નવી નવાઈની!' જીવુભા પોતાની લાક્ષણિક ઢબથી સમજાવવા લાગ્યા.

'સાળો માસ્તર—હજી કાગળ લખતો બંધ થાતો નથી તો—' સજ્જન સમજી ગયો હતો. જીવુભાની વાત ગુનેગાર વગેરેની હતી, પણ છેવટે એનું લક્ષ્ય તો રેણુકા જ હતી.

'તે ભા, ગોકળિયો ટપાલી ક્યાં પરગામનો છે? એને ય બચારાંને છોકરાં છે. કેમ ભા, તમે. તો સાવ પાણીમાં બેસી ગયા? અમે પરણ્યા નહિ હોઈ, પણ પાટે તો બેઠા હશું ના? કેમ ભૂલી ગયા ભા! પેલો ખૂનવાળો—બંદૂક-વાળો કેસ. ખૂન કરેલા ગુનેગારને બરાબર પકડ્યા. એનો જશ પણ મળ્યો—ને સાબ! લાશનાં હાડકાંનો મેળ ખોટો ને બંદૂકની ગોળીનો મેળ ખોટો— આ એમ કરીને કેસ ઉડાડી મૂક્યો સાબ! બે ઘડી ઠપકો આપ્યો સાબે, હોય! મોટું માણસ છે ને ભણ્યું છે તે બે ઘડી એને મોંએ ગોટપીટ કરી લ્યે. એમાં ક્યાં આપણી શેર બાજરી લઈ ગ્યો? હેં! એને બિચારાને સારું લાગ્યું ને રૂપિયાની થેલી તો આપણા પટારામાં પડી રહી. કેમ ભા! તમે સાવ નાખી દેવા જેવી વાત કરો છો?'

જીવુભાએ આગલા પોલીસ પટેલ પાસે એક ગુનેગારને ખૂનના કેસમાં પકડાવ્યો. પણ પછી લાશને રફેદફે કરી તેનાં હાડકાં ને રજૂ કરેલી બંદૂકની ગોળીઓ એ બન્ને વસ્તુ જાણી જોઈને ખોટી મુકાવી કેસ ઉરાડી દેવરાવ્યો, અને એમાં ગુનેગાર પાસેથી રૂપિયા પડાવ્યા. પોલીસ પટેલને ઠપકો મળ્યો, પણ એ ઠપકો રૂપિયાની ગરમીમાં આકરો ન પડ્યો. આજે એ વાત સંભારી આપી, જીવુભાએ સજ્જનને કહ્યું: 'લખમી સીધી રીતે ન માને તો આવા ગામડામાં શું થાય છે એ કોણ જોવા આવવાનું હતું? માટે મુરલી ને કુમારાનંદને જ દૂર કરો. પછી જોઈ લેવાશે.'

આવડા ગામમાં જ્યાં અનેકરંગી માણસો એક બીજા પ્રત્યેની ઈર્ષાથી નિત્યઘર્ષણ જન્માવતાં હતાં, ત્યાં લક્ષ્મી ને રેણુકા, કોઈની સહાય વિના, આવા ત્રણ સમર્થ અધિકારીઓની કોઈ પણ ઇચ્છા સામે ઊભા રહેવાની હિમ્મત કરે, એ અશક્ય હતું. એક દિવસ લક્ષ્મીનું કૂંદવું સળગી ગયું, ને કોણ જાણે કોણે ભીંતમાં બાકોરું પાડી ખાતર પાડ્યું. મળ્યું તો કાંઈ નહિ—પણ મા-દીકરીને હેબત બેસી ગઈ.

જીવુભા ત્યાંથી નીકળેલા ને તેમને ખબર પડી. એ તો રહ્યા રૈયતરખુ રાજા. એટલે પોતે લાકડી લઈને આવ્યા: 'અલ્યા પોલીસ પટેલ! જો આ ગામના બ્રાહ્મણનું ખાતર નથી પકડાયું, તો પછી થાશે જોવા જેવી હો. જીવુભાને અન્નજલ હરામ કરવું પડશે હો!' એમણે વેષ ભજવવો શરૂ કર્યો.

છગને આખા ગામમાં વાત ફેલાવી કે જીવુભા તો આ ખાતરનો ચોર મળ્યા પછી જ અન્ન મોંમાં મૂકવાના છે.

સાંજરે સજ્જન જીવુભાને ઘેર ગયો: 'આ તમે ચકલી તો ઉરાડી, પણ હવે એનો નિકાલ તો કરો!'

'ઉડાડનારને બંધ બેસાડતાં આવડતું હશે ના ભા! ચોર તો હમણાં આવ્યો સમજોને'

'ત્યારે હવે અન્નજળ લ્યો—એટલે હું ઘેર જાઉં!' સજ્જને વિનોદ કર્યો.

'લ્યો, ભા! આ શું સાધુ જેવું બોલ્યા? અન્નજળ છોડયું છે, પણ કાંઈ ભેંશનું દૂધ ને કઢો ને ખજૂર ને ટોપરું ને પેંડા ને એવું કાંઈ છોડયું છે, ભા! તે તમારે મૂંઝાવું પડે? લ્યો, તમતમારે જાઓ ઘેર—ને સવારે રામકો કોળી આવી જાશે તમને ખાતરની વાત કરવા, તેને બે બૂંહટ મારીને કાઢી મૂકજો. થયું મારા ભાઈ! બ્રાહ્મણનું ખાતર ન મળ્યું હોત તો તો મારે માથે રામકાણી રહી જાત નાં! અલ્યા રામકા!'

રામકો કોળી ઘરમાંથી દોડતો આવ્યો.

'અલ્યા કયાં મોં સંતાડયું છે? લે, જો આ પોલીસ પટેલ રહ્યા. સમજ્યો. કાલે જરા આંટો મારી આવજે. ને બે બૂંહટ લાગશે તો એમાં તારું શું ઊંધું વળી જાશે? હેં? માળો, ઓટીવાર નહિ તો!'

રામકો હસતો હસતો બોલ્યો: 'હા, ભલે અન્નદાતા! એને બદલે ચાર બૂહટ મારી લ્યે!'

'હાંઉં—ત્યારે એમ તો ભા! ભડનો દીકરો છે. એના બાપે અમને મોજું કરાવી છે. આ અટાણના હવે તમારા આવા નપાવટ થઈ ગયા પોલીસ પટેલ!'

અભયનો કાગળ કયારેક આવતો એટલે તો માદીકરી

ખૂબ મૂંઝાયાં. એમને કાગળના ભેદની ખબર નહિ. ને આખું ગામ તો 'ઇચ્છાવર'ની ચર્ચામાંથી નવરું જ ન હતું. અંતે એ ચર્ચાએ તો એટલું જાહેર રૂપ લીધું કે રેણુકાને કૂવા ઉપર પાણી ભરવા માટે સવારમાં વહેલું જવું પડતું. જે મળે તે ઇચ્છાવર વરનારી આ છોકરીને જોવા ઊભું રહેતું.

જીવુભા કહેતા: 'હં ભા! ગામમાં આ રોનક પેઠું છે તે એનું કાંક તો નવાજૂનું જોવા મળશે ના? કુલીસ પટેલ! તમે ધ્યાન રાખજો ભા, તમે ધ્યાનમાં રાખજો. કોકના ગાભામાં કોકનું વીંટાઈ જાય નહિ—જોતા રેજો. રોનક કરી છે તે કાંક જોણુંય થાશે ના?'

કોઈ પણ જગ્યાએ લોકમતના આગ્રહી સ્વરૂપ સામે ઊભું રહેવું વ્યક્તિ માટે મુશ્કેલ હોય છે—તેમાં ગામડામાં તો એ ખાસ કરીને. એક તો ત્યાં લોકમત જેવું કાંઈ હોતું નથી. બીજું, ગામડાના વ્યવહારો એટલા એકબીજા ઉપર આધાર રાખનારા હોય છે કે કોઈ પણ વ્યક્તિ લોકમત વિરુદ્ધ જઈને ત્યાં પાંચ દિવસ પણ ટકી શકે નહિ.

એટલે જ્યારે લક્ષ્મી ને રેણુકા વિરુદ્ધ લોકમત વ્યવસ્થિત રીતે કેળવાવા લાગ્યો, ત્યારે એમને ડગલે ને પગલે એની અસર સમજાવા લાગી.

એક રીતે જ્યાં લોકસમૂહ વિચાર કરવાને નહિ પણ અનુકરણ કરવાને ટેવાયેલો હોય છે ત્યાં સૌ જે રીતે જીવતા હોય તેનાથી જરાક વિરુદ્ધ રીતે તમે જીવો એટલે સૌ તમારી વિરુદ્ધ થઈ જવાનાં. આમ ગામમાં રણજિતની વિચિત્ર રહેણીકરણી છતાં એના સેવાભાવથી જે વાતો દબાઈ રહેતી, તે હવે લક્ષ્મી ને રેણુકા વિરુદ્ધ તો પૂરવેગમાં

આવવા લાગી.

'ઇચ્છાવર તો વર્યાં, પણ હવે પેલો ફસકી ગયો લાગે છે!' એમ વાત થતી. તો 'બાઈ હવે સપડાયાં છે! અરે કાકી! શું કહું? તમે સાંઢિયા જેવડીનું શરીર દેખતા નથી?' એમ બીજી ટકોર થતી. એટલે લક્ષ્મીની ચિંતાનો તો પાર ન હતો. તેમાં અભયનો તો કાગળ ક્યારેક આવતો હતો. એટલે એવા માણસ ઉપર આધાર રાખી બેસી રહેવું તેમને મુશ્કેલ લાગતું હતું. બીજી બાજુ પ્રમદકુમારનું નામ આવતાં રેણુકાએ કહી દીધું હતું: 'મા! હજી તો નારીને માટે નદીની ગોદ એવી ને એવી ઊભી છે!'

રેણુકાની મક્કમતા જોઈ સરૂપચંદે થોડી વાર ધીરજ રાખવા સૌને સલાહ આપી હતી. એટલે પ્રમદકુમારની વાત હજી થાળે પડી ન હતી.

એક દિવસ જીવુભાએ ગોકળિયાને કહ્યું હતું: 'ભા! હમણાં તો તારે કાગળ પણ બહુ રેતા હશે!'

'કેમ હમણાં કાંઈ છે?'

'આ હોય તો શું ભા! પણ ગામમાં ઇચ્છાવર વધ્યા, વળી આ બે પૂજારીપૂજારણ પણ સંસારી જેવાં ખટપટિયાં રહ્યાં—એટલે કાગળ તો વધે જ ના, ભા! આ જમાનાને તો રોગ જ કાગળનો ભાઈ! સૌ લખે.'

ગોકળિયો ટપાલી આ ગામમાં પંદર વર્ષથી હતો. સૌની સાથે સારાસારી રાખતો, ને કોઈને દુશ્મન થવા દેતો નહિ; એટલે ટપાલખાતું એને આ એક જ ગામમાં આટલાં વરસોથી નભવા દેતું.

'હા બાપુ! તમારી વાત પણ સાચી છે. લખમીકાકીનો

કોકદી કાગળ સાચો. પણ મુરલીમાજીના કાગળનો તો થોકડો જ હોય—કોણ જાણે કોણ લખે છે?'

'તે હોય ભા! હોય. ગામને સુધરેલું મળ્યું છે તે, ખરચો તો કરેને ભા! આ આખા જનમારામાં, તને ક્યાં ખબર નથી? મારા ત્રણ કાગળ આવ્યા હોય તો ભલે! ને તોય અમારું ગાડું તો રામ રેડવે છે!'

'હા, એ વાત તો સાચી. ઠીક લ્યો,' ગોકળિયો ચાલ્યો.

'કહું છું ભા! આમ આવ તો, એક વાત કહું. કેમ છોકરાં સારુ હમણાં કાંઈ લઈ જાતો નથી? તલ છે, ઓળા છે, આ વખતે તો દાળિયાના લાડવા ઠીકાઠીક બન્યા છે. આમ આવ, આમ આવ. તને કોઈ દેતું નથી.—લે, આ લેતો જા, તારાં છોકરાંને આપજે—' જીવુભાએ બેઠક પાસેના મજૂસમાંથી દાળિયાના લાડવા, તલના લાડવા, ને ઓળા એક પોટલીમાં બાંધીને ગોકળિયાના હાથમાં આપ્યાં. ગોકળિયો હોંશિયાર હતો. ટપાલની થેલીમાંથી બેચાર કાગળ હતા તે હાથમાં લઈ તેણે બધું થેલીમાં નાંખ્યું. જ્યાં દેખ્યાનું ઝેર હતું, ત્યાં કોઈ વસ્તુનો દેખાડો કરવો એ આફતને આમંત્રણ આપવા જેવું હતું.

ત્યારપછીથી અભયનો કોઈ ને કોઈ કાગળ આડો-અવળો જીવુભાની ડેલી પાસે રખડી પડતો, તો મુરલીનો કોઈ કાગળ ભૂલમાં ને ભૂલમાં આપવો જ રહી જતો.

એક દિવસ સરૂપચંદે કહ્યું: 'લો, બસ, સાહેબ! આ તમારે જોઈતી ચીજ મળી ગઈ!'

એક જૂના જેવો દસ્તાવેજ કાઢી સૌ તપાસી રહ્યા હતા.

તેમાં લખ્યા પ્રમાણે મંદિરનો વહીવટ જ્યારે સાધુમહારાજ મરી જાય, ત્યારે દરબાર જીવુભા, મોદી સરૂપચંદ ને પોલીસ પટેલ—એ ત્રણની ' કમીટી ' જેને નીમે એને કરવાનો હતો. પણ સાધુમહારાજે જ મરતી વખતે કુમારાનંદ ને મુરલીની ગોઠવણ કરી, ને કોઈ આડે આવ્યું નહિ. પણ આજ હવે એ વાત નવેસરથી નીકળી.

' હા, ભા ! આપણે શું ? આપણે ક્યાં કોઈની હારે બાપે માર્યા વેરઝેર છે ? આપણે તો અક્ષર પડ્યા ઈ સાચા. થયું, મારા ભાઈ ! એને કહી દેવાનું કે આમ છે ભાઈ ! બ્રહ્મચારીની જગો સંસારી સાચવે એમાં તો પછી ગામમાં રોગચાળો જ ફાટે નાં ? ' જીવુભાએ દસ્તાવેજ વાંચી જઈને કહ્યું.

' હા, માણું એ વાત સાચી હો—કાંઈ ને કાંઈ રોગ ગામમાં ચાલ્યાં જ કરે છે ! ' સજ્જને કહ્યું.

' એ તમને સમજણ ન પડે, બાપુ ! તમે રહ્યા આગંતુક. પણ અમારું તો બાપદાદાનું ગામ. અમને ખબર હોય ના, એ જગો તો સતનો કટકો છે. જરાક થાનક દુભાયું—કે પરચો દેખાડ્યો જ છે. કાં મોદી ? '

' હા; એ તો મારી નજરે જોયેલી વાત છે. એ થાનક મૂળ બ્રહ્મચારીનું જ. એમાં સંસારી હોય જ નહિ ! '

એક દિવસ રણજિત હાંફળોફાંફળો ઘેર આવી ચઢ્યો. ' મા ! લોક તો કેવી કેવી વાતો કરે છે ! '

' શી વાતો કરે છે, ભાઈ ? '

' કહે છે, મુરલીમાજીની મદદ ન હોત, તો તો ખબર પડી જાત ! '

'શાની વાત છે, બેટા?'

રણુજિત કાંઈ બોલી શકચો નહિ. માજીના મંદિર પાસે ત્રણુચાર દિવસ પહેલાં કોઈક ગાભામાં વીંટીને ઓરડીના જાળા પાસે છોકરું નાખી ગયું હતું. એ છોકરું કોણે નાખ્યું તેનો પત્તો લાગ્યો નહિ. પણ છગને કહ્યું: 'મેં લખમીને એ બાજુથી આવતી જોઈ હતી.' અને ગામમાં કર્ણોપકર્ણ વાત ચાલી કે ઇચ્છાવર વરનારીનું બાળક ઓરડીના જાળા નીચે પડ્યું હતું. બાળક તો મરી ગયું હતું. સજ્જને તપાસ પણ ઘણી કરી, પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. જાણ્યા કે જોયા વિના સૌએ રેણુકા ઉપર જ એ આળ ચડાવ્યું હતું—કારણ કે ગામડા ગામમાં એના જેટલી મોટી વયની કોઈ કુમારિકા ન હતી.

આ આળને લીધે બીજો ફાયદો થાય કે ન થાય, પણ જીવુભાને ખાતરી હતી કે અભય એને છોડી દેશે તો બીજો કોઈ સ્વીકારવા તૈયાર નહિ થાય: ને છેવટે એ પ્રમાણે પ્રમદકુમારને તક મળી જાશે.

આ પ્રમાણે જ્યારે ભંડારિયામાં વાતો ચર્ચાવા માંડી, ત્યારે એક દિવસ લખમી મુરલી પાસે ગઈ. પોતે રેણુકાની સગી મા હતી. રેણુકા વિષે એને ખાતરી હતી, અને છતાં આવી લોકવાયકાનું નિત્યઘર્ષણ એટલું બળવાન હતું કે પેલા બ્રાહ્મણને પોતાના હાથમાં રહેલા ઘેટાના બચ્ચા વિષે શંકા થઈ તેમ લખમીને પણ શંકા થઈ. માજી મુરલીએ રેણુકાને મદદ કરી હોય, ને વખતે આ પ્રમાણે બન્યું હોય. એને એટલી પણ ખબર ન રહી કે પોતે રાત-દિવસ એની સાથે વસનારીએ રેણુકામાં કોઈ ચિહ્ન જોયું

નહોતું, ને વગરચિહ્નને આ વાતનો સંભવ પણ નહોતો.

'માજી! તમે સાંભળ્યું? ગામમાં તો તમારું નામ પણ છડેચોક લેવાય છે!'

મુરલી હસી પડી: 'ત્યારે મારું નામ નહિ લેવાય તો કોનું લેવાશે? આ ધામ સિવાય બીજા કોનામાં તાકાત છે કે નબળાંઓને પોતાને ત્યાં રાખીને સબળ બનાવે?'

લક્ષ્મી તો સડક થઈ ગઈ. 'ત્યારે સાચું, માજી? મેં સગી માએ પણ કાંઈ જોયું નહિ, તે તમે શી રીતે જોયું?'

'અરે મા!' મુરલી બોલી: 'હું તો વાત કરું છું બીજા કોઈની. કોની તે ન પૂછતાં.'

'છે તો ખરી, માં!'

મુરલી ગંભીર બની ગઈ: 'જે ફૂલ અમારે આંગણે આવ્યું એ અમે તો ચંદ્રમૌલિ ભગવાન કાલનાથની રુંઢમાળા માટે ધરી દીધું. એની મામાં હિમ્મત ન હતી. અમે તો જીવતા ફૂલની પેઠે જ મરેલા ફૂલને અમારા આંગણામાં રાખત. પણ એની માને લોકનિંદાનો ભય હતો—તે કરગરીને નાસી ગઈ. અમારો તો ધર્મ રહ્યો—હરકોઈને બચાવવાનો.'

લક્ષ્મીએ છૂટકારાનો દમ ખેંચ્યો: 'ત્યારે મારી રેણુકાની વાત તો નથી નાં?'

'ના; એની વાત નથી.'

'ત્યારે કોની વાત છે?'

એ જ વખતે પોલીસ પટેલ સજ્જન અને સરૂપચંદ મોદી આવ્યા.

'ક્યાં છે સ્વામીજી!'

'કોણ કુમારાનંદજી ? અ—યે કુમારાનંદજી! દેખો તો સહી—તુમ્હારે લિયે કીતને સજ્જન આ રહે હય!'

કુમારાનંદ મંદિરમાંથી બહાર આવ્યો. તે પૂજાપાઠ-માંથી તાજો જ બેઠો થયો હતો. તેના કપાળમાં ભસ્મનું ત્રિપુંડ્ર શોભતું હતું. વિશાળ છાતી ઉપર રુદ્રાક્ષની માલા પડી હતી. તેનો ઊંચો, પડછંદ, સશક્ત દેહ ત્યાં બારણામાં ઊભો. જાણે કોઈ શરીરધારી ધર્મ ઊભો હોય તેવો તે સ્થિર, અવિચળ અને ઉત્તુંગ લાગતો હતો.

'ક્યું ? મને બોલાવ્યો ફુલીસ સાહેબ!'

સજ્જન આગળ આવ્યો. તેણે તેના હાથમાં એક કાગળ મૂક્યો. સૌ કાગળમાં શું છે તે જોવા આતુર નયને તેની સામે જોઈ રહ્યા.

કુમારાનંદે કાગળ વાંચીને મુરલી સામે જોયું: 'સબ લોકની ઇચ્છા છે, મુરલી! કે આ ધર્મસ્થાન તો પહેલેથી બ્રહ્મચારી માટે છે: મારા—તારા જેવા સંસારી લોકને માટે નથી!'

મુરલીએ જવાબ વાળ્યો: 'હાં, જી! વાત તો સચ્ચ હય—'

સરૂપચંદ બોલ્યો: 'માજી! ખોટું ન લગાડતાં. પણ આ થાનકનો મહિમા એવો છે. આંહી એકલા બ્રહ્મચારી સિવાય બીજાનું કામ નહિ!'

મુરલીએ લાડથી જવાબ વાળ્યો, 'હાં, જી! સચ્ચ બોલતે હય, મોદીજી. સમજમેં આયે ? રહેના હો તો અકેલા રહેના. ક્યું મોદીજી ?'

સરૂપચંદે કહ્યું: 'દસ્તાવેજ તો છે અમારી પાસે,

સાધુજીએ કરી આપેલો તે, કે ગામલોકો નીમે તે બ્રહ્મચારી આંહી રહે, એટલે કાંઈ વાંધો નથી. પણ તમને ચેતાવવા સારા, એમ ધારીને અમે તમને કહેવા આવ્યા. હમણાં દરબાર ને સૌ એ વાત જ કહેવા આવશે.'

'સૌને માટે મુરલી, બેસવાકરવાની ગોઠવણ તો કર ને તારે આંગણે આવીને સૌ એમ ને એમ જાશે કે?' થોડી વારમાં દરબાર જીવુભા આવ્યા. તેની સાથે એકબે પટેલિયા ને વેપારીઓ પણ હતા. લક્ષ્માને જોઈને જીવુભા બોલ્યા: 'ઓહો! બહેન તમેય આંહી આધાર લીધો કે?'

લક્ષ્માએ એ કટાક્ષનો જવાબ વાળ્યો નહિ. પણ મુરલી બોલી: 'કયું નહિ સજ્જન! યહ જગ્યા તો સબ લોગકા આધાર હય!'

'એટલે તો માજી! તમેય ઠીક બિચારીને બચાવી લીધી હતી!'

'કોને?' મુરલીએ પૂછ્યું.

'તમારાથી ક્યાં અજાણ્યું છે, માજી?'

'હાં હાં, દેખિયે સજ્જન! આ જગ્યાનો મહિમા અમારાવડે લેશ પણ ક્ષતિ પામે એવી અમારી ઇચ્છા નથી. કોઈ પણ નાત હો, કોઈ પણ જાત હો—આ જગ્યા સૌને આધાર આપવા માટે છે!'

'અને પાપ છુપાવવા માટે છે,' સજ્જન બોલ્યો: 'તમને ખબર છે, તમે બોલો છો તેનું કાયદા પ્રમાણે શું થાય તે!'

'પાપમાત્રનો આંહી તો રાસાયનિક ઉપયોગ છે, સજ્જન! કાયદો તમારે સંસારી માટે છે. અમ સાધુઓને કોઈ કાયદો

નથી, કોઈ બંધન નથી. અમારે આશરે એક બાઈ આવી'તી —' મુરલી બોલી.

'આ તમે કબૂલ કરો છો? તો હું કાયદા પ્રમાણે કાગળિયાં કરી લઉં!'

'જે કરવું હોય તે કરી લો, ભાઈ! અમારો સાધુધર્મ છે કે જે કોઈ વિપત્તિમાં હોય—'

વાતને આડી જતી જોઈ જીવુભા બોલ્યા: 'હવે મૂકોને ફુલીસ પટલ! તમેય મફતના આ ખોટી પડ કરો છો. એ તો થાવાનું હતું ઈ થઈ ગિયું. આવનારું જાળા આડે રહીને ચાલ્યું ગયું. હવે એનું આંહી શું છે? આ લક્ષ્મી-બાઈ બેઠાં. પૂછોને!'

લક્ષ્મીને થયું કે ધરતી જગ્યા આપે તો સમાઈ જાઉં. આ માણસો તેની રેણુકાની આટલા બધાની સમક્ષ છડેચોક ખોટી નિંદા કરી રહ્યા હતા, અને તેને રક્ષવાનું કોઈ સામર્થ્ય તેની પાસે ન હતું. તેને લાગ્યું કે તેના કરતાં પંખી ને પશુ પણ સારાં ગણાય—પોતાનાં બચ્ચાં માટે તો એ પણ પ્રાણ તજી દે છે!

તેનો આ ભાવ સમજી ગઈ હોય તેમ મુરલી બોલી: 'સજ્જન! સંસારમેં સબસે બૂરા કામ કયા હય, માલૂમ હય?'

'પાપ કરના!' સજ્જને કહ્યું.

'જી, ના!'

'પાપ છુપાના—' સરૂપચંદે કહ્યું.

'જી, ના!'

'પાપીકુ સાથ દેના!' જીવુભાના કામદારે કહ્યું.

'જી, ના!'

'હવે ભલા માણુસ, પડ મૂકો ને, સબસેં બૂરા કામ હય જૂઠા બોલના!' જીવુભા બોલ્યા.

'જી, ના! સબસેં બૂરા કામ હય,' મુરલી બોલી—સૌ સાંભળવા આતુર બની ગયા. કોઈને ખબર રહી ન હતી, પણ તેણે આવી રીતે સૌને પોતાને વશ બનાવી દીધા હતા. 'સબ સેં બૂરા કામ હય—કીસી કો—અધમ સેં અધમકો ભી—કીસી કો-પાપી માનના! સબસેં પાપી વેહી મન હય કે જો દૂસરે કો પાપી માનતેં હય!'

'લો, કામદાર! લાવો તો, ક્યાં છે લખત? મોદી! લાવો, લાવો. આપણે સાધુલોક હારે શું કરવા ઝગડવું પડે! મારા ભાઈ, આપણે તે રોટલાનું કામ છે કે ટપાકાનું!'

દસ્તાવેજ બહાર આવ્યો. જીવુભા સૌની વતી બોલ્યા: 'જુઓ, મારાજજી! જાણે આ થાનકને એ જાળાં અમારા બાપદાદાએ કાઢી દીધાં છે. થાનક મહા પવિતર છે. આંહી બ્રહ્મચારી સિવાય બીજા કોઈથી રેવાય તેવું નથી. સાધુજીએ સમાત લીધી ત્યારે અમારે વાત થયેલી ને એનો આ દસ્તાવેજ રહ્યો. તમારે જોવો હોય તો જોઈ લો. ધરમનું થાનક છે. તમારે બે દી રહેવું હોય તો ભલે—પણ થાનકને દોષ ચડવો નો જોઇ. બે દી રો, નિરાંતે રહેવું હોય તો—પણ પછી લાંબો વખત રો તો સૌને દોષમાં ચડવું પડે. સાધુ તો ચલતા ભલા—કેમ મોદી? કેમ બોલ્યા નહિ?'

'હા, હા; બાપુની સાચી વાત છે. એમને આ ગામ ફાવી ગયું હોય તો ગામના આંખ માથા ઉપર—ચોરાવાળું

મંદિર ભલે સાચવે—પણ આ થાનક દોષમાં પડે !'

'હા, મારા ભાઈ, એવું હોય તો કોણ ના પાડે છે ? એ દી ભલે આપણે ત્યાં રોટલા ખાતા ! કેમ કામદાર ! કેમ બોલ્યા નહિ ?'

'જી, હા. આપનો પરતાપ છે. ખાધું ખવરાવ્યું કાંઇ ખૂટતું નથી. કેમ જગાપટેલ ! કેમ બોલ્યા નહિ ?'

'વાત તો સાચી છે. થાનક ભારે છે. જરાક દોષમાં આવ્યા કે પરચો દેખાડ્યો જ છે. આ અમારી શેરીમાંથી માતા ખસતાં જ નથી,' જગો બોલ્યો.

'એ તો હજી તમારી શેરી ! પણ ભાઈ, આ તો દેવનો કોપ ! કૈકનાં ધોડિયાં રખડી પડે ! આખો દેશ ઉજ્જડ થઈ જાય કોપે તો.' સરૂપચંદે કહ્યું.

આમ એક પછી એક વાત ઉપાડતા ઉપાડતા સૌ આ સ્થાનમાંથી કુમારાનંદે જવું જોઈએ એ વસ્તુ ઉપર ભાર મૂકી રહ્યા હતા. કુમારાનંદે લખત વાંચ્યું, તેમાં ગામલોકોની સહીઓ જોઈ. એક ઘડીભર લખતને નીરખી રહ્યો, ને પછી તેણે ધીમેથી તે પાછું જીવુભાના હાથમાં આપ્યું.

એને જાણ ન હતી પણ મુરલી તેની પાછળ ઉભી ઉભી તેની આંખનો ને લખતનો અભ્યાસ કરી રહી હતી. તેણે લખત જીવુભાને પાછું સોંપ્યું ત્યારે મુરલી કાંઈક કહેવા જતી હતી. પણ તે પોતાનું વાક્ય પોતે ગળી ગઈ ને એટલામાં તો કુમારાનંદે લખત પાછું આપી દીધું હતું.

'કેમ ભા ! શા વિચારમાં પડ્યા ?' જીવુભાએ કહ્યું. 'એ દી પછી નીકળજો—અટાણે ને અટાણે કોઈ હાંકી કાઢવાનું નથી. એમ તો અમારેય સાધુનું દલ

દુખવવું નથી. કેમ મોદી ! કેમ બોલ્યા નહિ ?'

કુમારાનંદ બોલ્યો: ' જો તમે આ લખતને આધારે મને જવાનું કહેતા હો તો મારે જવું નથી. '

' કેમ ભા ?' જીવુભાએ ઉતાવળે કહ્યું.

' તે હું ત્યાં—તમે જ્યાં વાત રજૂ કરશો ત્યાં—ન્યાય સમક્ષ કહીશ. '

' બહુ સારું ભા ! થ્યું મોદી ! ઊઠો. આપણે આપણી સારપ દેખાડી લીધી—'

' પણ એમ તો, મોદી ! જાશું ક્યાંથી ?' સજ્જન બોલ્યો: ' આપણે તપાસ કરવી પડશે. છોકરું નાનું મર્યું તેની શંકા આ બાઈ ઉપર છે—આ—' મુરલી સામે તેણે આંગળી ચીંધી.

તે જ વખતે બહારથી કોઈનો અવાજ આવ્યો: ' પણ એ કામ તો બંકડે કર્યું છે !'

સૌએ આશ્ચર્યમાં પાછળ જોયું તો ત્યાં રણજિત ઊભો હતો.

તે હસતો હસતો આગળ આવ્યો: ' એ કામ તો મેં કર્યું છે !'

**રણજિતે** એક દિવસ લક્ષ્મીને કહ્યું: 'તે દિવસે પોલીસ પટેલે માજીને અપરાધી ઠરાવતાં તેમની સામે જે આંગળી બતાવી હતી તે આંગળી મારું ચાલત તો હું ત્યાં ને ત્યાં મરડી નાખત !'

લક્ષ્મીએ ગભરાઈને કહ્યું: 'તને ખબર છે કે પોલીસ પટેલ, દરબાર જીવુભા ને સરૂપચંદ ત્રણે મળીને આપણી જમીનખેતરાં પડાવી લેવા, ખોરડાં લઈ લેવા ને લેણદેણ રફેદફે કરી નાખવા આકાશપાતાળ એક કરી રહ્યા છે ? તું મફતનો એમની સાથે આખડે છે. સાધુલોકોને ક્યાં આ એક જગ્યા ઉપર આધાર છે ? મુરલી ને કુમારાનંદ ધીમેધીમે આ ગામ તજી દે એમાં એમને પણ સારું છે !'

'પણ માજીએ ના પાડી !'

લક્ષ્મી ગભરાઈને બોલી: 'શાની ?'

રણજિતે કહ્યું: 'મામંદિર છોડવાની માજીએ ચોખ્ખી ના પાડી. એમણે દરબારને ઊભા રાખીને કહ્યું: "એ સાચું

છે કે તમારા બાપદાદાએ પાંચપંદર સાંતીનાં જાળાં આ મંદિરને અર્પણ કર્યાં છે, અને તમે ગામલોક સૌ મંદિરને નભાવો છો: પણ મેં તો મારી જાત મંદિરને અર્પણ કરી છે. જાત કાંઈ બે વખત વેચાય? હવે હું બીજે ક્યાં જઈને રહું ?" '

'એ તારી માજી પણ હઠીલી છે. નાહકનો ગામમાં કજિયો ઘાલશે ને તારા જેવા ઉલળપાણા પગ ઉપર કરશે !'

'કુમારાનંદે તો જવાની તૈયારી પણ કરી હતી, ને ચાલી નીકળવાના હતા, ત્યાં માજીએ કહ્યું: "ના, મારી જનનીનો ખોળો તજીને હું ક્યાંય જવાની નથી." '

દરબાર જીલુભાની સાથે કુમારાનંદને તે દિવસે વાત થઈ પછી તેણે પાછળથી મનમાં નિશ્ચય કર્યો હતો કે જ્યાં ધર્મનું સ્થાપન કરી શકાતું નથી ત્યાં એક પણ દિવસ ગાળવો નકામો છે. તેને આ સ્થાન માટે મનમાં ખેદ ઉત્પન્ન થયો. તેણે મુરલીને કહ્યું: 'મુરલી ! હવે આ સ્થળ તજી દેવું જોઈએ. જ્યાં મન આનંદ ન પામે ત્યાં રહેવું એ સાધુને માટે યોગ્ય પણ નથી !'

'કેમ રે સજ્જન !' મુરલી એના લાક્ષણિક પ્રીતિભર્યો વિનોદવાક્યે બોલી: 'કેમ રે સજ્જન ! આ ગામને શૃંગાર-ભરિત ને રસભરિત કરી દેવાનું તમારું સ્વપ્ન તમારે છિન્ન-ભિન્ન કરી નાખવું છે ? હજારો જુવાનો, જમીનને તજી દેતાં એ જ દલીલ કરતા નથી ? આંહી પ્રાણ નથી, જીવન નથી, આનંદ નથી, કાંઈ નથી: પણ એ સઘળું ત્યાં જ જન્મ પામે એવું કરવાને બદલે, સઘળા જ બીજે સ્થળે જઈ ત્યાં મુડદાને ધાવવા મંડતા નથી ? તમે પણ, સજ્જન !

છેવટે એ જ માર્ગ લીધો ?'

'આપણા રહેવાથી ગામમાં ખટપટ વધશે. એના કરતાં ગામ તજી દેવું સારું.'

'આપત્તિ સામે ન થઈ શકવાની આ ભીરુતા તમારામાં ક્યાંથી આવી, સજ્જન ?'

ત્યારપછી કુમારાનંદે નિશ્ચય કર્યો હતો કે જરૂર પડે તો ગામ સામે લડીને પણ પોતે આ ધર્મસ્થાન જાળવવું જોઈએ. એક દિવસ જ્યારે મુરલીએ તેને સ્થાનનો મહિમા સમજાવ્યો, ત્યારે તો તે પોતાના નિશ્ચયમાં વધુ મક્કમ થઈ ગયો. મુરલીએ કહ્યું: 'આ ગામને કે કોઈ પણ ગામને તમારે નવરચનાથી તૈયાર કરવું હશે, તો તેમાં એક મધ્યવર્તી સામર્થ્યવાન સંસ્થા જોઈશે. એવી સંસ્થા કે જે માનવતાનો દ્રોહ કર્યા વિના માનવતા ફેલાવે. રાજસંસ્થા માનવે સરજી છે. એ માનવને રક્ષવા માટે માનવને હણે છે; પણ ધર્મસંસ્થા એ અંતર્ગત મૌલિક માનવભાવનાએ સરજી છે. માટે એનામાં માનવને હણ્યા વિના સૌને માનવ બનાવવાનું જબરું સામર્થ્ય છે. તમે એને તજીને ક્યાં જશો ? કોઈ પણ અદૃશ્ય સૃષ્ટિમાં રહેલી ભાવના જે તજે છે, તે માનવતા સરજવાનું સ્વપ્ન જ તજે છે. તમને ક્યાં ખબર નથી, પ્રીતમ ! કે નવી ગ્રામરચનામાં, એનો ધર્મ તમારે હાથ છે: એનું સંસ્કારી જીવન મારે હાથ છે: આપણે ભયભીત બનીને આ સ્થાન શી રીતે તજી શકીએ ?'

કુમારાનંદે કહ્યું: 'મુરલી ! તારા જેવી થોડી સુંદર સંસ્કારી નવી સ્ત્રીઓ મારી પાસે હોય !'

મુરલીએ હસીને કહ્યું: 'તો તમારે ગોપીવૃંદ રચવું

હશે, સજ્જન!

'જાકી સુરતી લગી હૈ જહાં, કહે કબીર સો પહુંચૈ તહાં.'
અને તે ગાતી ગાતી અંદર ચાલી ગઈઃ

'ચિત્ત ચડી મેરે માધુરિ મૂરતિ ઉર બિચ આન અડી,
કબ કી કાઢી પંથ નિહારૂં યમુનાતીર ખડી.'

અને એના મધુર ધ્વનિ—પ્રતિધ્વનિથી મંદિરના ઘુમ્મટ ગાજી ઊઠ્યા.

એ સ્વરોની મધુરતા હજી વાતાવરણમાં ગુંજી રહી હતી. ત્યાં રણજિત એકદમ દોડતો આવ્યોઃ 'સ્વામીજી! જૂના થાણદારસાહેબ ને સૌ આ બાજુ આવે છે.' ને તે અંદર જઈને મુરલી પાસે કાંઈક વાતમાં પડી ગયો.

કુમારાનંદે બહાર દૃષ્ટિ કરી તો જૂના થાણદાર રતિકાન્ત, એકબે પોલાંસો, જીવુભા દરબાર, સરૂપચંદ મોદી, પોલીસ પટેલ ને પાછળ ગામના કેટલાક લોકોનું એક મોટું ટોળું આ બાજુ આવી રહ્યું હતું. એક ઘડીભર મંદિરના અંદરના ભાગ પર દૃષ્ટિ ઠેરવી, તે આંખ મીંચી ગયો. થોડી વાર પછી તેણે આંખ ઉઘાડી તો સામે રણજિત ઊભો હતો. તેણે તેની તરફ જોઈને કાંઈક સ્મિત કરીને કહ્યુંઃ 'સૌને બેસવા માટે ગોઠવણ કરવાનું માજીને કહો!'

ટોળું હડૂડૂ કરતું જ્યારે અંદર પેઠું ત્યારે મુરલી અને રણજિત છેલ્લાં પાથરણાં પાથરી રહ્યાં હતાં. સૌને મોખરે થાણદાર રતિકાન્ત પોતે હતા.

આ વખતે એ હોદ્દાની રૂએ નહિ, પણ સામાન્ય ગૃહસ્થ તરીકે આવ્યા હતા. આ બાજુ પોતે મોટરમાં બેસીને સહેલ કરવા નીકળ્યા હતા, તેટલામાં જીવુભા વગેરેના

આગ્રહને વશ થઈ આંહી આવ્યા હતા. જીવુભાએ ને સરૂપચંદે તેમને મંદિરની ગેરવ્યવસ્થા—કુમારાનંદે પચાવી પાડેલી માલિકી વગેરેની વાત અતિશયોક્તિભરેલા રૂપમાં કહી હતી, અને રતિકાન્તે એ સઘળામાંથી સમાધાનમાર્ગ શોધી આપવાનું માથે લીધું હતુંઃ એટલે અત્યારે સૌ આંહીં આવી પહોંચ્યા હતા.

સૌ આવીને બેસી ગયા. થોડી વારમાં આખું ટોળું શાંત થઈ ગયું. રતિકાન્ત શું બોલે છે તે સાંભળવા સૌ તેની તરફ જોઈ રહ્યા.

'કુમારાનંદજી!' રતિકાન્ત બોલ્યોઃ 'આ મંદિરનો વહીવટ કરનારી સભામાં એક નામ મારું પણ છે—તે તમને યાદ હશે!'

'હતું—થાણુદાર તરીકે—એમ તમારે કહેવાનું છે નાં?'

'ના. એ રીતે હું તમારી પાસે આવું પણ નહિ. તો તો મેં તમને બોલાવી મંગાવ્યા હોત.'

'ત્યારે?'

'મારા પિતા—એમનું નામ ધર્મસ્થાનમાં જાણીતું છે. નૃસિંહપ્રસાદ મજમુદાર. એ આ વ્યવસ્થામંડળમાંના એક સંચાલક છે. એના પુત્ર તરીકે હું તમારી પાસે આવ્યો છું—એમની વતી એમ સમજો ને!'

રતિકાન્તે હોંશિયારીથી પોતાની વાત રજૂ કરી હતી. કુમારાનંદે કહ્યુંઃ 'હાં, એ તો બરાબર છે.'

'આ ધર્મસ્થાનમાં ગામવિરુદ્ધ થઈને કોઈ રહે એ બરાબર નથી. વળી આ જગ્યા ખાસ બ્રહ્મચારીની છે,

તમે સંસારી છો. એ દૃષ્ટિએ પણ તમે જગ્યા છોડી દો એમ સૌનું માનવું છે. એક લખત છે અમારી પાસે—એટલે દરબાર જીવુભા પાસે—તે પ્રમાણે તો સદ્દગત સાધુજીએ દરબાર જીવુભા, સરૂપચંદ મોદી ને પોલીસ પટેલ એટલાને વહીવટ સોંપેલો છે. ને તે જેમને નીમે તેમનાથી જ આ ધર્મસ્થાન સચવાય. તમારે એક ગૃહસ્થ તરીકે આ સ્થાન તજી દેવું જોઈએ.'

'હા, મારા ભઈ, એમાં લાંબી પડ શી ? લખતમાં હોય તેમ કરવું,' જીવુભા બોલ્યા.

'લાવો, લખત લાવો,' રતિકાન્તે કહ્યું.

'એલા ક્યાં ગયા કામદાર ?' જીવુભાએ ટોળામાં નજર ફેરવી પણ કામદાર ત્યાં દેખાયા નહિ. અંતે એક બાજુથી એક હીણો અવાજ આવ્યોઃ 'લખત છે એ તો સૌને ખબર છે.'

'હા, પણ મારા ભઈ, લાવોને ઝાઝી વાતનાં ગાડાં ભરાય,' કામદાર થોડી વાર ઊઠ્યા નહિ.

'કેમ ઊઠતા નથી, ભા ? તમેય તે અટાણે ધરણ-ટાણે સાપ કાઢી બેઠાની જેમ—'

જીવુભાની વાણી અધૂરી રહી ગઈ. આખા ટોળાનું ધ્યાન મંદિરની એક બાજુની પડશાળમાંથી આવતા સોનેરી-રૂપેરી ઘૂઘરીઓના મધુર ઝંકાર તરફ ખેંચાયું હતું. થોડી વારમાં તો હવા પણ સુગંધથી ભરાઈ ગઈ. અત્તરેહીનાથી મહેકતી સુરલી ત્યાં આવીને ઊભી હતી. તેના વિખરાયેલા ભીના કેશ, કોઈ કોઈ ફૂલને પડતું ટકાવી રાખતા, વાંસા ઉપર પથરાયેલા હતા. તેના કપાળમાં શુદ્ધ કેસરચર્ચિત

ચંદનની આડ શોભી રહી હતી. અને તે ત્યાં એવી છટાથી ઊભી હતી કે તેને સાધ્વી ગણવી કે શૃંગારી માનવી એ એક મોટી ગૂચનો પ્રશ્ન થઈ રહેતો હતો.

'સજ્જન ! આપ લોગ જો લખત કી બાત કર રહે હો—વો લખત તો હમેરી પાસ હય,' તે અત્યંત મધુર વાણીથી બોલી. તે શું બોલી તેના તરફ જાણે કોઈને ધ્યાન ન રહ્યું, પણ તેની વાણીની મધુરતા તરફ સૌ આકર્ષાયા હતા.

'ઓત્તારીની—લ્યો કામદાર ! આ તમે શું ભમરો ભૂંસ્યો છે ?' જીવુભા બોલ્યા.

હવે કામદારને પણ કાંઈક બોલવાનું બળ આવ્યું: 'ચોરી ગયાં લાગો છો, માજી ! મેં તો આપણી ડેલીમાં રહેતા મજૂસમાં જ રાખ્યું હતું !' તેણે જીવુભાને કહ્યું.

'તંઈ એમ બોલોને ભા ! તમારી પાસેથી લખતેય લઈ ગ્યાં—આમ કાંઈ જમીં જળવાય, બાપા ! ઠીક લ્યો, હવે તમે બોલો. તમે જરાક સાંભળી લેજો; ફુલીસ પટેલ આ લખત તમે ક્યાંથી કાઢ્યું, માવડી !' જીવુભાએ મુરલીને પૂછ્યું.

'હમ લોક તો જાદુ ભી જાનતે—વશીકરણ મંતર ભી જાનતે—' મુરલીએ મધુર વિનોદથી જવાબ વાળ્યો. તેણે વાણીની મધુરતાથી ઘણાનાં દિલ જીતી લીધાં હતાં, તેમાં વિનોદભર્યા એના જવાબથી હાસ્યનું એક મોજું ફરી વળ્યું.

'ઈ તો ઠીક, બાપલા ! જાણે તમે સોળેય સરાવ્યાં છે. પણ વાત તો કરો આ લખત કાઢ્યું ક્યાંથી ? અમારા

કબજામાં હતું તે તમારા કબજામાં આવ્યું શા રીતે?'

મુરલીએ પોતાના નાના નાજુક અધખુલ્લા લાલ હોઠ પાસે એક આંગળી મૂકી સુંદર અભિનય કર્યો. છાના મિઠ્ઠા સ્મિતથી એનો ચહેરો છવાઈ ગયો. તેણે વિનોદવાણીમાં જ જવાબ વાળ્યો: 'ઇસી કુ આકરસણ વિદ્યા કહે જાતે હય, સજ્જન!'

રતિકાન્તે ગંભીર થવા પ્રયત્ન કર્યો. 'એવું છે ભાઈ! એ લખત આ લોકોના કબજામાં હતું ત્યાંથી તમે એ મેળવી લીધું એ ગંભીર પ્રકારનો ગુનો ગણાય છે. તમે ચોરી કરી છે—અથવા તો ચોરી કરાવી છે—'

મુરલીએ જવાબ વાળ્યો: 'મેં જ ચોરી કરી છે, સજ્જન! એમ સમજોને. ચોરી કરાવી નથી. મને ચોરી કરતાં ક્યાં આવડતી નથી તે હું ચોરી કરાવું? લખત મેળવવાની જવાબદારી મારી છે!' છેલ્લું વાક્ય તેણે પોતાની લાક્ષણિક મધુરતા તજી કાંઈક ગર્વથી કહ્યું.

'શું ત્યારે મારા ભાઈ! આપણે બીજું કામ પણ શું છે?' જીતુભા બોલ્યા: 'તમે ચોરી કરી છે તો ભલે કરી—'

'પણ એ તો માજી ખોટું બોલે છે. ચોરી તો મેં કરી છે. ડેલીના મજૂસમાંથી હું આ લખત લાવ્યો છું!' રણજિત મુરલીની આગળ આવીને બોલી રહ્યો હતો. મુરલી તો તેની પછવાડે ઢંકાઈ ગઈ.

'ચોરી કરનાર હું છું!' રણજિતે કાંઈક ગર્વથી, કાંઈક તોરથી, કાંઈક દેખાઈ આવે એવા અવિનયથી ફરીને કહ્યું: 'માજીને તો કાંઈ ખબર પણ નથી!'

'ઠીક લ્યો, ભા! શાવકારી આ ભાઈએ કરી છે.

તમે પુલીસ પટલ, કાયદેસર કરો. તમારે ક્યાં કોઈની શરમ રાખવી છે ?'

સૌના આશ્ચર્યની વચ્ચે મુરલી આગળ આવીને રતિકાન્ત પાસે ઊભી રહી. તેના હાથમાં લખતનો કાગળ હતો. તેણે તે કાગળ રતિકાન્ત ઉપર ફેંક્યોઃ 'આ કાગળ—હવે તમારે શું કહેવું છે?'

જીવુભા બોલ્યાઃ 'હા ભા, તમે લખત પ્રમાણે વરતવા માગતા હો તો અમારે કાંઈ કરવું નથી.'

રતિકાન્તે લખત વાંચી જઈ કુમારાનંદને કહ્યુંઃ 'આ તમે વાંચ્યું છે ?'

કુમારાનંદે શાંતિથી જવાબ વાળ્યોઃ 'હા.'

'હવે તમારે શું કહેવું છે ?'

કુમારાનંદ કાંઈ જવાબ આપે તે પહેલાં મુરલીએ દૃઢતાથી ઝડપભેર કહ્યુંઃ 'આટલું જ—લખત તદ્દન ખોટું છે.'

'તે તમારે સાબિત કરવું પડશે!' રતિકાન્તે કહ્યું.

'અઈ સજ્જન! યેહી બાત તો સૂરજકી ભાંતિ સ્વયંપ્રકાશિત હય. જરા દેખો તો સહી લખત કી તારીખ—'

'દેખ લિયા—' રતિકાન્તે કહ્યું.

'અબ દેખના—યેહી કાગજ મેં 'વોટરમાર્ક' હય યા નહીં? જો હય તો ઇસકી તારીખ ભી દેખના—કૌન સાલ હય?'

રતિકાન્તે કાગળ ઊંચો કરીને અજવાળા સામે રાખ્યો. તે છક્ક થઈ ગયો. લખતની તારીખ હતી—ત્યાર-પછી લગભગ ત્રણ સાલે તૈયાર થયેલો આ કાગળ હતો. ધોળા અક્ષરોમાં સાલની છાપ સ્પષ્ટ દેખાતી હતી. તે

આશ્ચર્યમાં પડી ગયો. પોતે આ અણઘડ ઈર્ષાળુ ગામડિયાઓની વાણીમાં શ્રદ્ધા મૂકી માટે એને પસ્તાવો થયો. હજી તો કાગળ પણ કારખાનામાં તૈયાર થયો ન હતો—તે પહેલાં એમાં લખાણ આવ્યું, એ ખોટી વસ્તુને સાક્ષી-પુરાવાથી ખોટી ઠરાવવાની જરૂર પડે તેમ ન હતું. તેણે કાગળ હાથમાં ધરી રાખી, જીવુભા સામે જોયું: 'દરબાર! કાગળ પોતે જ કહી દે છે કે તમારું લખાણ ખોટું છે. કાગળ કારખાનામાંથી નીકળ્યા પહેલાં તેમાં લખાણ થાય ક્યાંથી? જરાક તો વાપરવી'તી!'

રણજિતે આવીને રતિકાન્તના હાથમાંથી કાગળ ખેંચી લીધો. દરબાર જીવુભા તો ઊંચે જ જોઈ શકતા ન હતા. તેણે આ ભૂલ ક્યાંથી થઈ એ જાણવા કામદાર તરફ છાની નજર કરી, પણ કામદાર તો ચાલી ગયો હતો. રણજિતે કાગળનાં ઊભાં ચીરિયાં કરવા માંડ્યાં. 'અરે! અરે!' રતિકાન્તે તેને વાર્યો.

'આંહી કોઈ અપરાધી નથી, સજ્જન! કોઈનો અપરાધ આંહી રહી શકતો નથી. આ કાંઈ જીભાજોડી કરનારી અદાલતો છે? આ તો ધર્મસ્થાન છે, સજ્જન! રણજિત! કાગળના ટુકડા કરીને ફેંકી દે!'

મુરલી એટલું બોલીને અંદર ચાલી ગઈ. પોતાની વાતનો આવો કરુણ ફેજ થયેલો દેખી દરબાર જીવુભા ઊભા થઈ ગયા, અને થોડી વારમાં પોતે શા કામે આવ્યા હતા તે ભૂલી જઈને ગામલોકો પણ હડૂડૂ કરતા ચાલી નીકળ્યા. ખરી રીતે, તેમાંનાં ઘણાખરાને,—મ્યુનિસિપાલિટીના સભાસદોમાં બને છે તેમ, શું કામ હતું તેની પણ

ખબર ન હતી. ટોળું બહાર નીકળ્યું કે તરત કુમારાનંદે રણુજિતને કહ્યું: 'રણુજિત! આ તું શું કરે છે, ભાઈ! લખતનો કાગળ કયાંથી ચોરી લાવ્યો?'

રણુજિતે એક અટ્ટહાસ્યથી વાતને ઉડાવી દીધી.

'એ સારુ નથી, રણુજિત! તમારે એ વસ્તુનો સામનો કરવો જોઈએ. આ તો તમે ચોરી કરી—કાગળમાં છપાયેલી સાલ ન હોત તો? તો તમે એમનું એક સાધન ઝૂંટવી લઈને તેમના અન્યાયને તમારા અન્યાયવડે હંફાવ્યો તેમ ગણાત નાં?'

મુરલીનો મધુર ટહુકો અંદરથી સંભળાયો: 'પણ તુમ ભૂલ ગયે પ્રીતમ! તમે તે દિવસે કાગળ ઊંચો કરીને સાલ જોઈ, મનમાં ગાંઠ વાળી, લખત જીવુભાને પાછું આપ્યું ત્યારે તમારી પાછળ કોણ ઊભું હતું?' પોતે જ સવાલનો જવાબ વાળતી હોય તેમ ઉત્સાહથી બોલી: 'મુરલી.'

'અને પછી તેં રણુજિતને વાત કરી એમ નાં?'

'ના. રણુજિત તો સ્વયંભૂ છે,' તે હસી પડી. 'તેણે પોતાની પ્રેરણાથી આ કામ કર્યું!'

'મારે કયાં કરવું 'તું?' રણુજિત બોલ્યો: 'મારી માએ બહુ વલોપાત કર્યો કે તું ખેતરાંની દરકાર કરતો નથી. લેણદેણ ખોટાં થાય છે. રેણુકાની જેમ આવે તેમ વાતો થાય છે. તારા ઉપર લોકો કેસ કરવા માગે છે. તેં શા માટે બાળકને મારવાનું માથે વહોર્યું—એમ માએ બહુ વલોપાત કર્યો એટલે હું બે ઘડી જીવને આનંદ આપવા બહાર નીકળી પડયો. ત્યાં જીવુભાની ડેલી ખાલી દીઠી. ડેલીમાં એક બાજુ મજૂસ જોયો. તેને લગાવેલું તાળું જોઈ

મને મારું બાળપણ યાદ આવ્યું. તે વખતે હું કેટલાંય તાળાં કૂંચી વિના ઉઘાડતો. એટલે રમત કરવા ગયો, ત્યાં તાળું ઊઘડી ગયું. અંદરથી આ કાગળિયો નીકળી પડ્યો. પાછો મૂકવાનો વિચાર કરું છું ત્યાં શેરીમાં કૂતરું ભસ્યું—ને હું બીકનો માર્યો મંજૂસને તાળું દઈ ભાગી છૂટ્યો. ઘેર જઈને કાગળ જોયો ત્યાં માજીને કહેવા જેવી વાત લાગી, ને આંહી આવ્યો. ત્યાં તો આંહી આ ટોળું દીઠું !'

રણુજિતની વાત કરવાની ઢબથી કુમારાનંદને હસવું આવ્યું, તેણે કહ્યું: 'હવે, ભાઈ! તું તારા કામમાં ધ્યાન રાખતો જા. આ તારી માજી તો તને ને મને બેયને ભૂપિવરાવે તેવી છે !'

'માજીનું કાંઈક સાંભળું છું ને મારાથી રહેવાતું નથી !'

'ત્યારે તો આ ગામમાંથી અમે જઈએ તો તારું કાંઈક ઠેકાણું પડે !'

'કોને ખબર છે—! ઠેકાણું પડે કે વખતે ફટકી પણ જાય !'

એ વખતે પોસ્ટમૅને બહાર કાગળ નાખ્યો. રણુજિતે દોડીને ઉતાવળે કાગળ લઈ લીધો. અભયનો કાગળ નીકળ્યો. પોતાના નામ ઉપર કાગળ હતો ને ઠેકાણું મંદિરનું હતું. અભયનો કોઈક કાગળ આ સરનામે પણ આવતો હતો. રણુજિતે કાગળ ફોડ્યો તો અંદરથી રતિકાન્ત એ બાજુ ફરવા આવ્યા છે, ને પોતે રતિકાન્તને ત્યાં આશ્રય પામેલો છે, માટે રતિકાન્તની ખાસ સરભરા કરજો એવી રણુજિતને ભલામણ કરી હતી.

રણુજિતે કાગળ વાંચી ખીસામાં મૂક્યો ને રતિકાન્તને મળવાના હેતુથી તે ગામમાં જવા નીકળ્યો.

## [ ૧૪ ]

**અભય** નૃસિંહપ્રસાદને ત્યાં આશ્રય પામ્યો તેને ઘણો વખત થઈ ગયો હતો. તે ધીમેધીમે પોતાનો અભ્યાસ આગળ વધારી રહ્યો હતો. શરૂઆતમાં તેણે કેટલાક કાગળ ભંડારિયા લખ્યા હતા, તેમાંથી કોઈનો જવાબ મળતો, કોઈનો ન મળતો; એટલે તેણે પણ ધીમેધીમે એ વ્યવહાર છોડી દીધો હતો. વળી આંહી કાંઈક સ્થિર થયા પછી તેના જીવનમાં પણ પરિવર્તન થયું હતું. તે ગામડામાં જઈને ફરીને રહી શકે એવું તેને લાગતું ન હતું. બની શકે તો પોતાની જીવનકેડી ઊંચામાં ઊંચે સ્થળે પોતાને લઈ જાય એવી એ કાળજી રાખી રહ્યો હતો. કેટલાક બીજા મિત્રો પણ એને મળી ગયા હતા, અને એ સૌની મદદ વડે એ આગળ વધી રહ્યો હતો. વચગાળેમાં તે એકએ વખત ભંડારિયા ગયો હતો, પણ તરત પાછો આવી ગયો હતો. તેને ત્યાં ફાવ્યું નહિ.

નૃસિંહપ્રસાદની તે પ્રીતિ મેળવી શક્યો હતો. નૃસિંહપ્રસાદનો પુત્ર રતિકાન્ત તો હવે અરધા ગાંડા જેવો જ

બની રહ્યો હતો. આપ્તજનોમાંથી ક્યારેક ચંદ્રકાન્ત આવતો કે વખતે મનમોહન આવતા. પણ એ બન્ને પિતાપુત્ર નૃસિંહપ્રસાદ પાસે બેસવા કે વિનોદવાર્તા કરવા નહિ, પણ જાણે કે જાસૂસી કરવા આવતા હોય તેવી રીતે આવતા. એટલે નૃસિંહપ્રસાદને તેમની સાથે મજા ન પડતી. એટલે તે અભયની સાથે બેસીને પોતાના જમાનાની વાતો કરતા ને અભય તે પ્રેમથી અને વિવેકથી સાંભળતો.

વચ્ચે તો થોડા દિવસ ચંદ્રકાન્તે અભયની હાજરીને પણ શંકાની દૃષ્ટિથી જોઈ હતી, અને નબળા મનના રતિકાન્તને એ શંકાનો ભોગ કરવા પ્રયત્ન પણ કર્યો હતો. પણ ત્યારપછી એ થોડો વખત બહારગામ ચાલ્યો ગયો ને વાત અધૂરી રહી ગઈ હતી. આંહીં સ્થિર થયા પછી અભયે કેટલીક નવી મૈત્રીઓ જમાવી એટલે જેમજેમ એ આગળ વધતો ગયો તેમતેમ તેના મનમાંથી ભંડારિયા, રેણુકા, લક્ષ્મી, કુમારાનંદ, રણજિત સઘળાં એક પછી એક સરી જવા માંડ્યાં. તેને ઘણી વખત ચિંતન કરતાં એમ પણ લાગતું કે એનું મૂળ જો ગામડાની આવી લઘુતાભરેલી પરિસ્થિતિમાં ન હોત, તો એની અવસ્થા આજે જુદી જ હોત. એણે વેષ, ભૂષા, ભાષા, લટકાંલહેંકા, નવા વૈજ્ઞાનિક વહેમો, સ્વભાવની ઉગ્રતા, એવું ઘણુંઘણું પોતાની આસપાસના વાતાવરણમાંથી ખેંચી લીધું હતું. ઘણાની પેઠે એને પણ રસોઈમાં સ્વચ્છતા ઉપરાંત રસાસ્વાદની ખામી લાગતી, અને ગામડાના લોકોનાં ગંદાં કપડાં ઉપરથી એમની સઘળી રહેણીકરણી વિષે એને ઘૃણા ઉત્પન્ન થઈ હતી. પણ આઈસક્રીમની મિજબાનીમાં જ્યાં સ્વચ્છતા

માનવામાં આવે છે ત્યાં પણ મૂળગત સ્વચ્છતાની ખામી હોય છે, એ એની નજરબહાર રહી જવા પામ્યું હતું. એણે ઘણા જૂના વહેમો તજી દીધા હતા એ ખરું, પણ કેટલાક નવા વહેમોને વૈજ્ઞાનિક રીતે પોતાના બનાવ્યા હતા, એનું એને ધ્યાન ન રહ્યું. તેનું જીવન આરામમય, અને કાંઈક વિલાસી, શ્રમ પ્રત્યે ધિક્કાર બતાવનારું, શ્રમ લેવામાં નાનમ અનુભવનારું એવું બની ગયું હતું. પહોળા-પહોળા લેંઘા પહેરી, લાંબાંલાંબાં ધોળાં પહેરણ પહેરી, બાબરીને વચ્ચેથી ઓળવાની ઐરક ફેશનની સ્પર્ધા કરતા, ચાંદનીમાં સિનેમાનાં અર્થહીન ગાયન ગાતાં ગાતાં મેદાનોમાં ફર્યાં કરવામાં અધૂરી જ્ઞાનસમૃદ્ધિને લીધે સ્વતંત્રતા અને પુરુષાર્થની પરાકાષ્ટા અનુભવી રહેલા મિત્રોમાં, કાંઈક અંશે એમના જેવો થઈ ને એ મળી ગયો. ખડતલ વીરત્વ એની પાસે ઓછું થયું હતું. આરામને છોડવો પડે તો પ્રાણ જવા જેટલું દુઃખ તે અનુભવતો. આ સઘળું જે વાતાવરણને લીધે શક્ય થયું હતું તે વાતાવરણનું ઘેન તેને પણ ચડયું હતું. એ પણ સૌની સાથે કેટલેક અંશે સૌ જેવો બની ગયો.

એ સમયમાં એને અનિલા સાથે મૈત્રી થઈ હતી. એક દિવસ બન્ને મોડી રાત સુધી મેદાનોમાં ફરતાં ફરતાં ને અનેક પ્રકારની વાતો કરતાં કરતાં દૂર નીકળી ગયાં હતાં. અચાનક જ અનિલાએ કહ્યું: 'કેટલું—આપણું સામાજિક જીવન ખરાબ છે—પેલો સત્યાર્થી પરણેલો છે!'

અભય કાંઈ બોલ્યો નહિ. એના મૌનને ભેદીને સત્ય કઢાવવા માટે અનિલાએ ફરી પ્રયત્ન કર્યો: 'કેમ બોલતા નથી? તમારું તો એવું નથી નાં?'

અને અભયથી સાચો અને ખોટો એવા બન્ને ઉત્તર અપાઈ ગયાઃ ' ના રે ! '

એ બોલ્યા પછી તો એણે શબ્દો પાછા ખેંચવાનું કર્યું, પણ મશ્કરી થવાના ભયે તેણે ચલાવી લીધું.

ત્યારપછી તો અનિલાની સાથે એને વધારે ઘાટી મૈત્રી થઈ ગઈ હતી. બન્ને જણાં બેચાર વખત હોટેલમાં સાથે જઈ આવ્યાં. એક વખત આઈસક્રીમ પણ ખાઈ આવ્યાં. ને જ્યારે અનિલાને ખબર પડી કે પોતાના જ દૂરના સગા ને મુરબ્બી નૃસિંહપ્રસાદની પણ અભય ઉપર પ્રીતિ છે ત્યારે તો તે તેને ત્યાં બેચાર વખત જઈ આવી.

અભયને પણ આ જીવનમાં એક નવી શકયતા દેખાઈ. કદાચ કોઈ કારણથી પોતે નૃસિંહપ્રસાદનો આશ્રય ગુમાવી બેસે, તો એને માટે આ આશ્રયની તૈયારી હતી.

જે આનંદ એણે શરૂઆતમાં પોતાની એકલી, એકાંત ઓરડીમાં, મહેનત કરીને મેળવેલી તાંદલજાની ભાજી ને જુવારના ઢેબરામાં અનુભવ્યો હતો, એનો શતાંશ પણ હવે એના ખરા અર્થમાં અનુભવમાં આવી શકતો નહિ. પણ પોતાના જીવનને વધારે ને વધારે આગળ ધપાવી જે સ્થાનમાં જવાની એને બાલપણથી તમન્ના હતી, તે સ્થાન પ્રત્યે પોતે જઈ રહ્યો છે, એ મોહને લીધે કોઈ દિવસ, પોતે જે માર્ગેથી આવ્યો હતો તે માર્ગ વિષે વિચાર કરવા એ થોભી શકયો નહિ.

હવે એના ઉપર રેણુકાનો કોઈક કાગળ આવતો તો એ એનો જવાબ વાળતો. પણ એના મનમાં તો એ ઇચ્છી રહ્યો હતો કે હવે એ સંબંધ એના જીવનને લઘુતા

તરફ દોરી જનાર છે, માટે ધીમે ધીમે છોડી દેવો જોઈએ. એટલે એણે અનિલા સાથે વધારે ને વધારે ધાટી મૈત્રી કરી, અને એને લાગ્યું કે પોતે આ નવા આશ્રયને લીધે પોતાના ધ્યેયની ઘણો નજીક આવી શકશે. કારણ કે અનિલા એનાં માબાપને એકની એક હતી. પૈસેટકે એમની હાલત ઠીક હતી, અને એનાં માબાપે આ સંબંધ પ્રત્યે કોઈ જાતનો વાંધો બતાવ્યો ન હતો.

તે નૃસિંહપ્રસાદને ત્યાં રહેતો, ત્યાં રતિકાન્તના રંગઢંગ જોઈને તેને એક વાતની નવાઈ લાગતી હતી. તેના અંતઃ-કરણને સમજાતું ન હતું કે રતિકાન્ત જેવા વિચિત્ર માણસ સાથે માલિની પોતાનો સંસાર કેમ ચલાવી રહી હશે! તેણે ઘરના નોકરોને કોઈ દિવસ માલિની વિષે કાંઈ પૂછ્યું, તો તેઓ કોઈ કૈલાસપર્વત ઉપર રહેતી જગજ્જનનીની વાત કરતા હોય તેટલા ભક્તિભાવથી એની વાત કરતા. તેમાંનો કોઈ મશ્કરીમાં કે વિનોદમાં કે ગેરહાજરીમાં કે સરતચૂકમાં પણ માલિનીનું નામ સંભાળભરી રીતે પૂજ્ય-ભાવ વિના ન લેતો. તેણે કોઈ દિવસ માલિનીને આંહીં આવ્યા પછી જોઈ ન હતી. માલિનીની હાજરી છે કે નહિ—તે વાતાવરણમાંથી કળી શકાતું. તે ન હોય તો ઘરનું વાતાવરણ એકદમ અવ્યવસ્થિત બની રહેતું. તે હોય તો બહાર આવ્યા વિના કે હુકમ કર્યા વિના માત્ર પોતાની હાજરી માત્રથી સઘળું વ્યવસ્થિત રાખી શકતી. અભયને લાગ્યું કે માલિનીના નામનું સૌ કોઈને આકર્ષણ હતું. 'નાની રાણી' હાજર છે એટલો સંદેશો મળતાં, જાણે એમનું અંતઃકરણ દૂભવતાં, પોતે કાંઈક પાપ કરી બેસશે એમ દરેક જણ માનતો,

અને પોતાની મેળે જ પોતાનું કામ બજાવ્યે જતો. આટલી બધી સત્તાનું શું કારણ છે એ શોધવા અભયે પ્રયત્ન કર્યો: પણ કોઈ માલિનીથી ડરતું હોય તેમ તેને લાગ્યું નહિ. બરાડા પાડી બૂમાબૂમ કરતા રતિકાન્તના કરતાં પોતાના ઉપલા ખંડની બારી ખોલી, કયારેક એક દૃષ્ટિપાત નાખતી, માલિની એટલી તો વધારે બળવાન લાગતી કે તેની બારી ખૂલે ન ખૂલે ત્યાં તો સૌ કામમાં તત્પર છતાં, તેનાં દર્શન કરવાં રહી ન જાય, એ વિષે ચિંતા કરતા.

એક દિવસ એણે એને પૂજા કરવા જતી જોઈ. કેવળ કાદમ્બરીકારની કલ્પનામાં રમી શકે એટલી સુંદર શિષ્ટ રીતે એ પૂજા કરવા જઈ રહી હતી. અભયને ત્યારે જ લાગ્યું હતું કે કેટલીક સ્ત્રીઓમાં જે સાચું સામર્થ્ય હોય છે તે અભ્યાસ, વાચાળતા, દલીલ કરવાની શક્તિ, હક્ક પ્રાપ્ત કરવાની અધીરતા, એમાંથી જન્મતું ઘર્ષણ કરનારું વર્ગ-વિગ્રહી બળ નહિ—પણ એમના જીવનમાં વણાઈ ગયેલી સાધુતામાંથી એની મેળે જ આવતું નૈસર્ગિક સત્યનું બળ હોય છે. માલિનીમાં આ નૈસર્ગિક સામર્થ્ય હતું. એને એમ ખ્યાલ પણ આવ્યો હોત કે પોતે રતિકાન્તને પરણીને દુઃખી થઈ છે, ને એ ખ્યાલ છતાં એ આ જીવન નભાવી રહી હોત—તો એનામાં આ સામર્થ્ય ન હોત. એવો ખ્યાલ કરનારી સ્ત્રીએ, ખરી રીતે, વહેલામાં વહેલી તકે, બીજા પતિની પસંદગી કરી લેવી ઘટે. પણ માલિનીમાં જે બળ હતું તે કેવળ સંસ્કારીમાં શોભે તેવું સંયમભરેલું સામર્થ્ય હતું; એટલે જ એના મૌનની ઉપેક્ષા કરવી, એ એની આજ્ઞાની ઉપેક્ષા કરવા કરતાં પણ વધારે વિકટ બની રહેતું. એ પોતે

એવા સ્થાન ઉપર ઊભી હતી કે સૌને એમાંથી કાંઈક આધાર મળતો હોય તેમ લાગતું હતું. અભય જોતો કે કોઈ દિવસ એ બહુ નીચે આવતી નથી, લોકોમાં ભળતી નથી, નોકરોને હુકમ કરતી નથી, કોઈને કાંઈ કહેતી નથી—ને છતાં પેલું બૌદ્ધધર્મનું મંદિર જેમ વિશાળ મેદાનો ઉપર પોતાની આંખ રાખતું ઊભું હોય છે, તેમ સૌના ઉપર દૃષ્ટિ રાખતી તે ઊભી હતી.

એટલે જ્યારે એક દિવસ રતિકાન્તને સવારમાં વહેલાં તેણે ઘોડાના તબેલા પાસે ફરતો જોયો, ત્યારે અભયને હેબત બેસી ગઈ. રતિકાન્તની છેલ્લા છેલ્લા દિવસોની વર્તણૂક સ્પષ્ટ રીતે કહી રહી હતી કે તે વહેલેમોડે ગાંડો થઈ જશે. એક દિવસ અભય પાસે તે આવ્યો: 'માલિનીને તમે ઓળખો છો કાં?' તેણે અચાનક જ પૂછ્યું. અભયને જવાબ આપતો અચકાતો જોઈને તે બોલ્યો: 'મને બધી ખબર છે —તમે શું કરવા અચકાવો છો?' ને એટલું બોલીને એ ચાલ્યો ગયો.

શાની ખબર છે તે અભયની કલ્પનાબહારની વાત હતી. તેણે પોતે આંહીં લાંબો વખત ગાળ્યો હતો, પણ પોતાની કોઇ વાત રતિકાન્તને કરી ન હતી. તેમ જ આટલો લાંબો વખત આંહીં ગાળવા છતાં, ને પોતે આંહીં છે, ભણે છે, આશ્રય પામ્યો છે, રસોડે જમે છે, એ સઘળી માલિનીને ખબર છતાં, કોઈ દિવસ તેણે વધારેપડતી કુતૂહલતા બતાવી અભય વિષે કોઈને કાંઈ પૃચ્છા કરી હોય એવું પણ અભયના જાણ્યામાં ન હતું. છતાં રતિકાન્તના મગજમાં આ વિચાર અચાનક ક્યાંથી સ્ફૂર્યો તે તેની સમ-

જાણુમાં આવ્યું નહિ. માત્ર એક વખત કોઈ નોકરને પૂછ્યું ત્યારે જ તેની જાણમાં આવ્યું કે કોઈ કોઈ વખત રતિકાન્ત સાથે હમણાં હમણાં રાત્રે ગંજીફે રમવા આવતા એક ગૃહસ્થ જેવા જણાતા માણસ વિનોદમશ્કરીમાં તેના કાનમાં કાંઈક ઝેર રેડી રહ્યા હતા.

'એ કોણ છે?'

'કેમ? તમે ઓળખતા નથી? તમે ઓળખતા હશો. એ છોટીરાણીના મામાના દીકરા ભાઈ ચંદ્રકાન્ત છે, વકીલ છે.'

'એમ કે?'

'જી, હા.'

ચંદ્રકાન્ત બહારગામથી આવ્યા પછી આ પ્રમાણે રતિકાન્તના નબળા મનનો લાભ ઉઠાવી લેવાની ફરી પેરવી કરી રહ્યો હતો, તે જોઈને અભય ધ્રૂજી ઊઠ્યો. વહેલેમોડે રતિકાન્ત દીવાનો થઈ જશે એમ એને લાગી આવ્યું. તેને એક ઘડીભર વિચાર આવ્યો કે તેણે પોતે આ સ્થળ તજી દેવું જોઈએ. પણ પોતાની આ સ્થિતિમાં આટલો આશ્રય છોડવાની તેની હિમ્મત ન ચાલી.

એટલામાં એક નવો બનાવ બન્યો, અને અભયનું જીવનપરિવર્ત્તન થઈ ગયું એમ કહીએ તો ચાલે.

તેના ઉપર ભંડારિયાથી કાગળ હતો. તેમાં રેણુકાએ તેને ઉગારી લેવા વિનંતિ કરી હતી.

જીવુભાના લખતનો કાગળ વ્યર્થ ગયો એ ખરું, પણ એવડા નાનકડા ગામમાં એમની સત્તા એટલી અનિયન્ત્રિત હતી કે તેમણે કોઈ ને કોઈ બહાને લક્ષ્મી, રેણુકા

ને રણુજિતને પજવવાનું ચાલુ રાખ્યું હતું. અને વખત જતાં એમાં વધારો થયો હતો, ને નવીનતા આવી હતી. કોઈ વખત અરધી રાતે લક્ષ્મીના ઘર ઉપર પથરા પડે, તો કોઈ વખત ઘાસનાં કૂંદવાં સળગી ઊઠે. એક વખત ગાય મરી ગઈ, તો બીજી વખત હુતાશનીના પર્વનો લાભ લઈ છાણાની આખી વળ કોઈક ઉપાડી ગયું, લક્ષ્મીનાં ખેતરાં રખારી ભેળવી દે, તો કોઈ વખત રણુજિતનો માર્ગ રોકીને બેચાર બુકાની બાંધેલા માણસો રાતે ધાક આપી જાય. આવી અનેક મુશ્કેલીઓ તે મૂગે મોંએ વેઠી રહ્યાં હતાં. અનિયન્ત્રિત અને અસંસ્કારી જનસમૂહ જેને પરાક્રમ માનવા પ્રેરાય, એવાં ઘણાં પરાક્રમો આ પ્રમાણે થયા કરતાં.

એનો કાંઈ જ ઉપાય ન હતો. અભય તો તેમને ભૂલી ગયો હોય તેમ આ તરફ ક્યારેક જ આંટોફેરો આવતો. અને આવતો તે વખતે ભાગ્યે જ ચોવીસ કલાકથી વધારે રોકાતો. એમ બેત્રણુ ચાર વરસના વચગાળામાં બહુબહુ તો એ એક બે વખત આવ્યો હશે. છેલ્લે આવ્યો ત્યારે તો એણે આંહી રહેવામાં કાંઈક કંટાળો પણ બતાવ્યો હતો. જો કે તેનાં કાકી મરણુ પામ્યાં હતાં, એટલે ખરી રીતે એને બીજે ક્યાંય જવાનું ઠેકાણું પણ ન હતું: છતાં તે વહેલો પાછો ચાલ્યો ગયો હતો.

આવડા ગામમાં તો સ્થાનિક અમલદારો ધારે તે વખતે ધાર્યું કામ બિનકાયદેસર બનાવી શકે. હજી રણુજિત ઉપર પેલી બાલવધની શંકાની તલવાર તો લટકતી રાખી હતી. લક્ષ્મી તો કંટાળીને એમ જ ઇચ્છી રહી હતી કે જો રેણુકા ઠેકાણે પડી જાય તો પોતે રણુજિત સાથે ગામ

છોડી બીજે ચાલી જાય.

એક વખત જીવુભા, સરૂપચંદ ને પોલીસ પટેલ રાતે લક્ષ્મીને ત્યાં આવ્યા. તેને સમાચાર આપ્યા કે ગામમાં જે જે ચોરી થાય છે તેમાં રણજિતનો હાથ લાગે છે, માટે સારી ચાલચલગતના એના જામીન લેવા પડશે.

એ બધી તો આડીઅવળી વાત હતી. પણ છેવટે જીવુભાએ સત્ય બતાવ્યું: 'ભા ! ગામની દીકરી છે—સારે ઠેકાણે નાખશો તો કોક દી અમનેય રોટલો મળશે. કેવડા મોટા અમલદાર છે એનો તો વિચાર કરો !'

પ્રમદકુમારની સાથે રેણુકાને આપવાની વાત વચ્ચે શાંત થઈ ગઈ હતી, તે પાછી ફરીથી શરૂ થઈ.

લક્ષ્મી દુ:ખથી માથું નીચે નમાવી ગઈ.

'તમારી દીકરી છે ભા ! તમને માને નહિ લાગે તો કોને લાગશે? પણ સરૂપચંદને પૂછોને, કાંઈ કેવાપણું હોય તો !'

'ઉમ્મર મોટી છે. વળી છોકરીનું મન નથી !'

'અરે ભા ! તમેય આમ બોલશો? આજના જમાનામાં આ ઉમ્મર મોટી કહેવાય? આજ તો સૌ ફરીફરી પરણ્યાં જ કરે છે. વિધવાવિવાહ થાય છે. એમાં કાંઈ ઉમ્મરનો બાધ જ ન હોય !' જીવુભા પોતાના સમર્થનમાં શું બોલવું કે શું ન બોલવું તે સમજ્યા વિના બોલ્યે જ જતા હતા.

'ઉમ્મર તો શું, ભાભી! એવડી મોટી છે?' સરૂપચંદે કહ્યું. તેને હમણાં જ સાંભર્યું હતું કે લક્ષ્મીને એ ભાભી કહી શકે તેમ છે.

'ઉમ્મર તો શું લાગે છે, બહેન? શરીરનું કાઠું

સાહેબનું એવું છે કે ઉમ્મર કળાય તેમ નથી,' સજ્જને કહ્યું.

આ પ્રમાણે આ ત્રણે ગૃહસ્થોએ સામ, દામ, ભેદ ને દંડ ચારે નીતિનો આધાર લઈને લક્ષ્મીને મનાવવાનો પ્રયત્ન કર્યો. એમણે આ તક સાધી લેવાનો પૂર્ણ નિશ્ચય કર્યો હતો.

'માજી મુરલીને એકલાં કેમ જવા દેવાય?' એમ કહીને રણજિત મુરલી સાથે થોડા દિવસ પહેલાં યાત્રા કરવા ગયો હતો. ઘરમાં માદીકરી બે એકલાં જ હતાં. એમના લેણદેણની, ઘરવખરીની, રણજિત ઉપરના કેસની, ગામમાં ચાલતી અફવાઓની—એમ અનેક વાતો કાઢીને તેમણે લક્ષ્મીને વ્યગ્ર બનાવી દીધી હતી. રાત્રિ માણસને શંકા ન હોય ત્યાં શંકા દેખાડે છે, ભય ન હોય ત્યાં ભય જન્માવે છેઃ એને નિર્બળ ને નિરાધાર બનાવે છે. હરેક પ્રકારની લાલચને વશ થવાનું દિવસ કરતાં રાત્રિમાં વધારે શક્ય થઈ પડે છે. એટલે જ યોગીઓએ રાત્રિના સ્વામી થવાનું પસંદ કર્યું છે. લક્ષ્મી તો બિચારી એકલી નિરાધાર વિધવા હતી. એનો એકનો એક પુત્ર રણજિત ઘરના કામ સિવાય બીજા બધાના કામ માટે હમ્મેશાં તૈયાર હતો. અભય વિષે એના મનમાં હવે શંકા જન્મી હતી. જો એ રેણુકાને બદલે શહેરી વાતાવરણને લીધે કોઈ બીજીને સ્વીકારી બેસે, તો રેણુકા વિષે જે અફવાઓ ગામલોકોએ ફેલાવી છે એ જોતાં, રેણુકાને માટે બીજો માણસ પણ મળવો મુશ્કેલ થઈ પડે. આ પરિસ્થિતિમાં લક્ષ્મીનું મન કાંઈક ડગ્યું.

'સ્ત્રીધન એમણે મૂકવું પડશે—જુદું રેણુકાના નામ ઉપર—'

'ઓહો! ભા! તમારી દીકરી છે ને અમારી નથી એમ? અમે પેલાં પૈસા મુકાવીએ. પછી બીજી વાત. ને હવે અટાણે વાત નીકળી છે એટલે કહું—સરૂપચંદ પેલો ચોપડો લાવો તો!'

સરૂપચંદે બગલમાંથી ચોપડો કાઢી સામે ધર્યો. ઝાંખા દીવાના પ્રકાશમાં લક્ષ્મીએ પોતાના ધણીના અક્ષર ઓળખ્યા. જમેઉધારનાં લાંબાં પાસાં દોડતાં દોડતાં બેચાર પાનાં ભરાઈ રહ્યાં હતાં

'જુઓ, આ બાકી ગયે વરસે જ કાઢી છે નાં? આ તમારી જ સહી છે નાં?'

ગયે વર્ષે જ પોતે અગિયારસોના બાકીના ખાતામાં સહી કરી આપી હતી તે લક્ષ્મીને સાંભરતી હતી.

'ત્યારે લ્યો, આ એ ખાતું!' જીવુભાએ ચોપડામાંથી પાનું ખેંચી કાઢ્યું.

સરૂપચંદ તો ડઘાઈ જ ગયો. પોલીસ પટેલને પણ આ ઉતાવળ ખૂંચી રહી. પણ જીવુભાએ તો પાનાનાં ચીરિયાં શરૂ કર્યાં: 'આ તમારે માનવું હોય તો માનજો, ને નકર બ્રાહ્મણ છો તે જાણે હજારનું દાન કર્યું'તું!'

લક્ષ્મી તો એના આ ઉતાવળા પગલાથી ગભરાઈ ઊઠી. હજી પોતે હા કે ના કહી ન હતી. હજી રેણુકાનો મત જાણવાની એની ઇચ્છા હતી, પણ ત્યાં તો દરબારે જાણે કામ થઈ ગયું હોય તેમ એને પોતાના આભાર નીચે મૂકી દીધી. તેણે ગભરાટમાં કહ્યું: 'અરે—અરે—પણ હજી ક્યાં ચોખા મગ ભળ્યા છે?'

'તે કહું છું ને ભા! તમતારે રાત આખી વિચાર

કરી જોજો. આઠ દી પછી જવાબ વાળજો હાંઉં ? ને તમે બંધનમાં નહિ ભા ! તમને સારું લાગે તો કરજો બસ !'

આ ભેદ સરૂપચંદ કળી શકયો નહિ. પણ કોળિયાનો માર્યો માણસ નીચું જુએ એ ગત જીવુભાને મન રમત હતી. એટલે એમણે તો પોતાની બધી જ ઉદારતાનાં પાનાં ખુલ્લાં મૂકી દીધાં હોય તેવી કુનેહથી બાજી શરૂ કરી દીધી.

આ ઉદારતાથી લક્ષ્મી લેવાઈ ગઈ: 'પણ તમે મને ધર્મસંકટમાં મૂકી દીધી : મારાથી વખતે થાય ન થાય, છોકરીનું મન ન માને—'

'છોકરીનું મન ન માને તો, બાપ ! તમારે પરાણે મનાવવું પડે. મા થઈને બેઠાં છો—છોરુ માબાપનું નહિ માને તો તો ગામમાં વીજળી જ પડે નાં ?'

'હું મનાવીશ. સમજાવીશ. પણ—અભય—'

'મારું માનો ભા ! મારું માનો. આ ઈ તમારાં આજકાલનાં ગોટપીટિયામાં કાંઈ વજન ન મળે. આમેય દડે ને તેમેય દડે !'

લક્ષ્મીને વાત તો સાચી લાગી. અભયના ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી દેવો એ ભૂલ હતી. એટલે આ તક એની મેળે આવી ચડી છે, તેને જતી કરવામાં ખાસ ડહાપણ પણ ન હતું. તેનું માતૃહૃદય નારીભાવ ભૂલી જઈ ડહાપણભરેલે રસ્તે ચડી ગયું. રેણુકાનું વય, અવસ્થા, પ્રેમ એ સઘળું ભૂલી જઈ લોકાપવાદ, ભવિષ્યની ચિંતા, સાધનસંપન્ન ઘર, પ્રતિષ્ઠા, શરમ—એ રસ્તે ચડી ગયું. એ રસ્તે દેખીતી રીતે જ પ્રમદકુમારનું સ્થાન સર્વોત્તમ હતું.

અરધી રાત પછી જ્યારે સૌ ઘેર જવા નીકળ્યા ત્યારે

જીવુભા સરૂપચંદને કહી રહ્યા હતા: ‘ ડોશી માને એમ તો છે હો. એનો છોકરો આવે તે પહેલાં થઈ જાય તો બહુ સારું. આ તને લાગ્યું હશે કે મારા હજાર ખોટા કર્યા પણ—એ જો, સાહેબ પાંશરા ઊતર્યા ને મારું કામ સોળ વાલ ને એક રતી થઈ જાય, તો મારે હજારુંનો, લાભ હો! તારા હજાર તો એક મહિનામાં હું ભરી દઉં ! ’

‘ એ તો છે જ—’

‘ ફુલીસ પટેલ ! તમેય જરાક ભડકાવતા રેજો. પેલો કેસ હજી માંડી વાળ્યો નથી એમ કેતું રેવું. ને એકાદએ નવી વાતો કરવી. કાલ ગયા એવું લઈને—’

બીજે દિવસે સજ્જન જીવુભાની શિખામણ પ્રમાણે લક્ષ્મીને ત્યાં ગયો હતો—ને કેટલીક પ્રાથમિક તપાસની તૈયારી કરતો હોય તેવો ઢોંગ કરી રહ્યો હતો. જતાં જતાં તેણે કહ્યું: ‘ મોટાની ઓથમાં આવી જશો, તો તો કાંઈ વાંધો નહિ આવે: નકર તો પછી કાયદા પ્રમાણે જે પાંચ-સાત વરસ આવે તે. હું શું કરું ? હું તો ચિઠ્ઠીનો ચાકર. ઉપરથી આવ્યું છે કે બાળક કોનું છે ને કોણે માર્યું તે બરાબર તપાસ કરો. અમે તો ઢોળ્યું’તું પેલી મંદિરની સાધુડી ઉપર—પણ કાગળ હજી ઉપરથી આવ્યા જ કરે છે. તમારે રણજિતે જ ઊલળ પાણા પગ ઉપર કર્યું. ને હવે તો એની હારે જાત્રાએ ઊપડચો છે, એટલે વધુ જડબે-સલાખ વાત થઈ જશે.’

લક્ષ્મી સચિંત થઈ ગઈ. રણજિતને જેલમાં ધક્કેલી દેવો એ આ લોકોને મન રમત વાત હતી. તેણે મોટાનો આશરો લઈ લેવાનો તરત નિશ્ચય કરી લીધો.

પણ ત્યારપછી એક દિવસ તે સવારમાં વહેલી ઊઠીને રેણુકાને જગાડવા ગઈ, ત્યારે પથારી ખાલી હતી.

રેણુકા નાસી ગઈ હતી.

લક્ષ્મી તો આ બનાવથી વ્યાકુળ બની ગઈ. તેણે અભયને કાગળ લખી નાખી રેણુકા ત્યાં આવી હોય તો તુરતાતરત પાછા આવી જવાનું કહેવરાવ્યું.

કોઈ દિવસ નહિ ને આજે અચાનક માલિનીને પોતાના ખંડમાં જોઈને અભયના આશ્ચર્યનો પાર ન રહ્યો.

એ પોતે તો હવે આ ઘરના માણસ જેવો બની ગયો હતો. પણ તેનો ઘણોખરો વ્યવહાર નૃસિંહપ્રસાદ સાથે ને કોઈ વખત રતિકાન્ત સાથે હતો. એટલે માલિનીને આજે પહેલવહેલી આંહી પોતાના ખંડમાં આવેલી જોતાં તે સ્તબ્ધ બની ગયો.

બાળપણમાં જોયેલ તોફાની છોકરીને સ્થાને તેની સામે એક અનુપમ સુંદરી ઊભી હતી. તે એક ઘડીભર તો માલિનીને ઓળખી પણ શક્યો નહિ.

'કેમ ઓળખો છો કે ભૂલી ગયા?' માલિની બોલી. 'તમને ભૂલી જાઉં?' અભય કાંઈક ઉત્સાહથી બોલ્યો. બોલ્યા પછી તેને લાગ્યું કે તેણે 'તમને' ઉપર મૂકેલો ભાર અસ્થાને હતો—અયોગ્ય હતો. સામે ઊભેલી અનુપમ સુંદરી એટલી ઉન્નત અવસ્થામાં હતી—વ્યાવહારિક તેમ જ માનસિક રીતે—કે તેનો બોલેલો આ શબ્દ ભયંકર રીતે અઘટિત હોય

તેમ એનો કર્કશ અવાજ તેના કાનમાં અથડાતો લાગ્યો.

'ભૂલ્યા નથી, તો સારું—કીધું ઘણા વખતથી તમે છો ને છતાં હું તો કોઈ દિવસ તમને મળી શકી નથી, એટલે થયું, જરા જઈ આવું. કેમ તમને કાંઈ અતડું અટૂલું તો લાગ્યું નથી ના ?'

'ના, ના. અટૂલું શું ? આપે તો મને મોટો આશ્રય આપી દીધો—નહિતર હું આ પૂરું પણ શી રીતે કરવાનો હતો ?'

'કેમ હવે તો છેલ્લી પરીક્ષા ?'

'હા; આ વખતે છેલ્લી.'

'પછી ?'

'પછી મારો વિચાર વકીલાતનો છે !'

'અરે—અભય ! તમે એવી ભૂલ ન કરતા. આમને તો તમે ઓળખો છો ના ?—' તે જરાક ખસી ગઈ, એટલે તેની પાછળ લગોલગ ઊભેલી અનિલા અભયની નજરે ચડી. માલિની તેની તરફ ફરીને બોલી: 'આમને તો ઓળખો છો ના ?'

'હા,' અભયે સ્મિત કરીને કહ્યું.

'કાંઈ વાત તો તમને કોઈએ કરી હશે ના ?'

અનિલા અભ્યાસમાં અભયની સાથે જ હતી. અને તેમાંથી એ બન્નેને મૈત્રી થયેલી. એ મૈત્રી આગળ વધતી ગઈ, એની મજમુદારને ખબર પડેલી, એટલે એમણે જ અનિલા એમની દૂરદૂરની સગી હોવાથી, અભય વિષે એના માબાપને ભલામણ કરેલી. માલિનીને પણ તેમણે જ કહ્યું હતું કે આજે તો તમે એની સાથે જરા આંટો મારી આવો.

અનિલાએ તબિયતને અંગે હમણાં અભ્યાસ છોડી દીધો હતો.

'હાં હાં—ઓહો ! મજમુદારસાહેબે મને કહ્યું હતું. તમે તો હવે હમણાં આ બાજુ કેમ નથી આવતાં ?'

'આ બાજુ હમણાં નથી આવી શકી. ને કૉલેજે જવાનું તો હવે છોડી દીધું છે !' અનિલાએ હસીને લજ્જાથી જવાબ વાળ્યો.

'અનિલાની તબિયત તો મૂળથી જ એવી નાજુક છે. એટલે એણે તબિયતની ખાતર છોડી દીધું છે. બાકી તો તમને ટક્કર મારે તેમ છે !' માલિની બોલી.

'તે હું ક્યાં ના પાડું છું ! મને એ ક્યાં ખબર નથી ?'

એટલામાં પાસેના ખંડમાં નૃસિંહપ્રસાદ આવ્યા હોય તેમ લાગ્યું, એટલે અનિલા બોલી: 'ત્યારે હું જરા જઈ આવું, મોટી બહેન ! મળી આવું પછી આપણે જઈએ.'

'હા, જઈ આવને !'

વચ્ચે બારણું ખુલ્લું હતું તેમાં થઈને અનિલા ચાલી. જતાં જતાં તેણે અભયને કહ્યું: 'હવે તો તમારો આવવાનો વારો છે હો ! '

અભયે હસીને કહ્યું: 'ભલે, હવે મારો વારો.'

એના ગયા પછી માલિની બોલી: 'તમે કાંઈ સમજ્યા છો—શા માટે મજમુદારસાહેબે તમને અનિલાની વાત કરી હશે તે ?'

અભય સમજ્યો હતો, પણ કાંઈ બોલ્યો નહિ.

માલિનીએ કહ્યું: 'એનાં માબાપને એકની એક છે. તમે આંહી રહ્યા તે દરમ્યાન સૌને એવી છાપ પડી છે કે તમે એને સુખી કરી શકશો. એનાં માબાપ તમને ઠીક

મદદ પણ કરશે. તમે તો જોયો છે ને એનો બંગલો ?'

'હા. બેચાર વખત ગયો છું !'

'ત્યારે તો તમારે એમની સાથે સારી પિછાન લાગે છે !'

'હું અનિલાને ઠીકઠીક ઓળખું છું. એ મને ઓળખે છે !'

'ત્યારે હું તો નાહકની જ વચ્ચે આવી છું ના ?' માલિની વિનોદથી બોલી.

અભયને આશ્ચર્ય થયું કે માલિની આટલી સુંદર છે છતાં તેના અંતરમાં તો એની બાલપણની મંગલમૂર્તિ જ વસી રહી છે. માલિનીની સુંદરતામાં કોઈ પણ મોહક કે આકર્ષક તત્ત્વ ન હતું. એ એવું સૌન્દર્ય હતું કે જ્યાં સૌ એ ઘડી પ્રસન્નચિત્તે પોતાની વિશ્રંભકથા કરવા બેસે. એની હાજરી વટવૃક્ષની છાયા જેવી શાંતિપ્રેરક હતી. એટલે તેને મનમાં થઈ આવ્યું કે રેણુકાની વાત કહું, અને એ વસ્તુ પર માલિનીની સલાહ માગું—ને યોગ્ય ન હોય તો આ ભ્રમને આગળ વધતો અટકાવું. પણ જીવનની અનેક મુશ્કેલીઓનો સહેલો ને તાત્કાલિક આવતો અંત, અનિલાનો સુંદર અભ્યાસખંડ, ત્યાં શરીરને મળેલો 'સોફા' ઉપરનો આળસુ આરામ, અને પોતાનું સ્વપ્ન સિદ્ધ કરવાની અચાનક હાથ આવતી તક, એ સઘળાંની સામે રેણુકાની ભુલાઈ જતી આકૃતિ કાંઈ વિસાતમાં ન હતી. એક રીતે જેમ ગરીબ માણસ શ્રીમંત બને ત્યારે પોતાના ગરીબ મિત્રોથી દૂર રહેવા મથે છે, તેમ અભય હવે બની શકે તો રેણુકા, રણજિત, લક્ષ્મી સૌથી દૂર રહેવા માગતો હતો. એને

મન એ વસ્તુ ક્યારની લઘુતાભરેલી ને ભૂલભરેલી લાગતી હતી. આ તો અત્યારે માલિની વિશ્રંભકથા માટે યોગ્ય લાગતી હતી—એટલે એની જૂની સ્મૃતિ તાજી થઈ આવી ને બને તો એની સલાહ લેવાની વૃત્તિ થઈ આવી હતી. વળી એ પોતે પણ સમજી ન શકે તેમ એક આકર્ષણ એના જીવનમાં રહી ગયું હતું—ને તે પેલી મોહમયી મુરલીના સાન્નિધ્યનું. એની શૈલી, એની છટા, એનો વિનોદ, એનો અભિનય, એના બોલ, એની રીત, એનું ગળું એ ભૂલી શકતો ન હતો. એણે કહેલા શબ્દો તો અત્યારે પણ એના કાનમાં ગુંજી રહ્યા હતા: 'સજ્જન ! નારીકા જોબન મત જગાના—જગાના તો, ઉસકી સાથ રમત મત કરના. વો કોઈ રમતગમત વિનોદકી ચીજ નહિ હય—વો તો જીવન-કી મર્મચ્છિદ વસ્તુ હય. જીવનકા ઘાટ ઘડનેકા વો રસાયન હય—ઇસીકુ આઇસક્રીમ, સોડા, ચા, લેમન જૈસી દો દામકી મામૂલી ચીજ મત સમજના. ઔર દો દામકી ચીજ કી પાસ બૈઠ કર ઐસા રસાયનકી બાત મત છેડના.'

પણ એ મુરલીનો મત અત્યારે તો એના અંતરમાં રહી ગયો હતો. જ્યારે જ્યારે એ અનિલાને ત્યાં ચાપાર્ટીમાં હાજરી આપી આવતો કે પોતે અનિલાને આઇસ્ક્રીમ ખાવા લઈ જતો, ત્યારે ત્યારે એને મુરલીના આ શબ્દો યાદ આવી જતા.

પણ શબ્દો બહુ ભયંકર વસ્તુઓ છે. એમને ક્રિયામાં ઉતારતાં એક નહિ પણ એક હજાર જીવન પણ અધૂરાં પડે છે.

અનિલાના સંસર્ગે એને બતાવ્યું હતું કે જો પોતે

અનિલાને મેળવી શકે, તો જે જીવનકેડી ઘડવા માટે એ આ મહાઅરણ્યમાં પેઠો છે તેમાં ઘણી સરળતા થઈ જાય.

એનો ને અનિલાનો મેળ નૃસિંહપ્રસાદે અભિનંદ્યો, માલિનીએ જાણ્યો, ને અનિલાનાં માતાપિતાને તો પોતાની એકની એક પુત્રી ને સંપત્તિ બન્ને યોગ્ય માણસના હાથમાં સોંપાતાં જોઈ આનંદ થતો હતો. હવે રેણુકાની કોઈ વાતને એમાં સ્થાન ન હોઈ શકે એ વગર કહ્યે જ દૃઢ થઈ ગયું હતું. અભયે કહ્યું હતું કે મારું જીવન, સગાંસંબંધી, દોસ્ત, મિત્ર, આપ્તજન, સઘળું જ મારામાં પર્યાપ્ત છે. મારા સિવાય મારું કોઈ નથી. માલિની ફરીથી વિનોદ કરીને બોલી: 'કેમ બોલ્યા નહિ ? તમારા મનને થતું હશે કે આ ભાગ્યે જ આંહીં પગ મૂકે છે, ને આજે તો જાણે પોતે ખાસ હું જે અનિલાને ઓળખું છું તેને ઓળખાવવા આવ્યાં !' અભયને વિચારમાં પડેલ જોઈને માલિનીએ કહ્યું: 'આજે મા હોત તો ?' અને એ જ વખતે એને અભયની માએ બાલપણમાં કહેલા શબ્દો યાદ આવ્યા: 'માલિની ! આ જ પ્રમાણે તું અભયને હમેશાં આવો ને આવો સાથ આપજે હો !'

માલિનીના અંતરમાં છેલ્લો શબ્દ આવ્યો ન આવ્યો એટલામાં ત્યાં દરવાન સલામ કરીને સામે ઊભો હતો તેના તરફ તેની નજર ગઈ. 'કેમ ?' તેણે પૂછ્યું.

દરવાને કહ્યું: 'સાહેબ કુ—કોઈ બાઈ મીલને કે લિયે આઈ હય !'

અભય તેની સામે જોઈ રહ્યો: 'કોને મને ?'

'જી, હા.'

અભયને પહેલો વિચાર આવી ગયો કે કદાચ મુરલી આવી હશે. પણ બે દિવસ પહેલાં જ રેણુકાનો કાગળ આવેલો હતો. પ્રમદકુમારની ચાલતી વાતચીત, ને લક્ષ્મીનું ડગતું મન, એ વિષે એમાં ઉલ્લેખ હતો. તે મનમાં ગભરાઇ ઊઠયો: 'રેણુકા તો નહિ હોય ના?' તેનો ચહેરો ઊતરી ગયો. પણ માલિનીના દેખતાં તેને મળવાની ના પાડવી તે વધારે શંકા ઉત્પન્ન કરવા જેવું હતું. તેણે કાંઈ ન હોય તેમ દરવાનને કહ્યું: 'આંહીં બોલાવો એને. કોણ છે?'

'વો તો ક્યા માલૂમ?' એમ કહીને દરવાન નીચે ગયો. એટલામાં માલિનીને અનિલાએ નીચેથી બૂમ પાડી બોલાવી હતી. એટલે તે પાસેના ખંડમાં થઈ નીચે જતી હતી.

અભયે છુટકારાનો દમ ખેંચ્યો કે માલિની ત્યાંથી ચાલી ગઈ હતી. દાદર ચડીને એક જુવાન બાઈ આવીને ઊભી રહી હતી. અભયે માલિની સાંભળી શકે એ હેતુથી મોટેથી એને કહ્યું: 'કેમ કોનું મારું કામ હતું, બાઈ?'

સામે ઊભેલી જુવાન રૂપાળી બાઈએ પોતાના મોં ઉપર સહેજ ઢાંકેલું વસ્ત્ર ખેસવીને કહ્યું: 'હા, મારે તમારું કામ છે!'

'અરે! રેણુકા! તું આવી રીતે જંગ—તું આંહીં ક્યાંથી? એકલી છે કે છે કોઈ?'

'જંગલીની પેઠે ક્યાંથી આવી ચડી?'—એમ અભય કહેવા જતો હતો, પણ તે અટકી ગયો. પણ રેણુકાને એ અણબોલાયેલું વાક્ય તીવ્ર ઘા કરી ગયું.

'હું એકલી જ છું,' તે બોલી, 'મારો કાગળ તમને મળ્યો હતો?'

અભય બોલ્યો: ' એકલી—? તું પણ—જં—'

રેણુકાને હવે આ શબ્દ ખૂંચી ગયો. તે કાંઈક વ્યગ્રતાથી બોલી: ' હાસ્તો—હવે હું તો તમને કદાચ જંગલી લાગતી હઈશ ! '

અભયને રેણુકા આંહી કોઈ જાતનો દેખાવ કરે તે ઠીક ન લાગ્યું. તેમજ તે વધારે વખત રોકાય તે પણ યોગ્ય ન લાગ્યું. તેણે ઉતાવળે કહ્યું: ' તું એકલી આવી કે રણજિત સાથે છે ? '

' રણજિત તો મા મુરલી સાથે જાત્રાએ ગયો છે ! '

' જાત્રાએ ગયો છે ? એ પણ વિચિત્ર લાગે છે. શું કરે છે સૌ ભંડારિયામાં ! કુમારાનંદ સ્વામી શું કરે છે ? '

' સૌ તમને સંભારે છે. પણ તમે સૌને ભૂલી ગયા છો ! '

અભયને ડર હતો કે જો અનિલા આવી ચડશે તો આ જંગલી જેવી સ્ત્રીને આંહી જોઈને એને વિષે હલકો અભિપ્રાય ધરાવશે. આના સંગથી તો પોતે જે વસ્તુ પ્રાપ્ત કરવાની છે તેમાં ઘણો પછાત પડી જાય તેમ છે. તેને આ પરિસ્થિતિ માટે મનમાં ઘૃણા ઉત્પન્ન થઈ.

' ચાલ ત્યારે, આપણે ક્યાંક જમવાની ગોઠવણ તો કરીએ ! ' તે બોલવાની ખાતર બોલ્યો.

' કેમ ? આંહી કોઈ ભાવ પૂછે તેમ નથી ? '

' આંહી તો રેણુકા ! બાદશાહી ખાતું. ચાલ, મારી સાથે ચાલ.'

બહાર હોર્ન વાગ્યું: અભયે બારીમાંથી ડોકિયું બહાર કાઢ્યું તો મોટરમાં માલિની ને અનિલા બહાર જઈ રહ્યાં હતાં. તે પોતાની જાતને બચી ગયેલી માનવા લાગ્યો.

થોડી વાર પછી તે રેણુકા સાથે નીચે ઊતર્યો, ને ધર્મશાળા પાસેની એક અજાણી વીશીમાં રેણુકાને લઈને ગયો. જમવાને હજી વાર હતી. કેટલાક વશિયાતો ક્યારના રાહ જોઈને બેઠા હતા. એટલે ઉપલા માળની અગાશી ઉપર ચડીને રેણુકા ને અભય એક ઓટલા ઉપર બેઠા.

થોડી વાર અભય રેણુકા સામે જોઈ રહ્યો; પછી તેણે ઠંડા અવાજે પૂછ્યું: 'બોલો, કેમ આવ્યાં છો?'

એના ઉલ્લાસભરેલ તુંકારને બદલે આ પ્રયોગ સાંભળીને જ રેણુકા થીર થઈ ગઈ. એટલામાં એને સાંભર્યું કે જ્યારે તે ઉપર આવી, ત્યારે જે દાદરેથી તે ચડતી હતી તેની પાસે જ એક સુંદર સ્ત્રી ઊભી હતી. તેણે એને પૂછ્યું પણ હતું: 'કોનું કામ છે?' ને જ્યારે એણે જવાબ આપ્યો 'અભયનું!' ત્યારે એણે જરાક આશ્ચર્યભરેલી તોછડાઈથી કહ્યું હતું: 'તમારે શું થાય છે? તમે એનાં શું થાઓ છો?' ને પોતે એનો જવાબ આપ્યા વિના જ દરવાન તેડવા આવ્યો એટલે ઉપર ચાલી આવી હતી. તેને એનો નાનો મોહક ચહેરો યાદ આવ્યો. એ ચહેરામાં રહેલું નાનું સુંદર નાક એને ખાસ યાદ રહ્યું હતું. એવું નાક એકદમ ઉગ્ર અને તેજસ્વી સ્ત્રીઓને જ મળે છે. તેણે એ સ્ત્રીને પૂરી જોઈ ન હતી, પણ એનો તેજ સ્વભાવ એનાં બે વાક્યમાં જ એ કળી ગઈ હતી. તેણે જે રીતે એ સવાલ પૂછ્યો હતો એ જોતાં એને આશ્ચર્ય થયું હોય તેમ લાગ્યું કે આવી જુવાન સેભાગુ જેવી સ્ત્રી અભયને કેમ મળવા આવતી હશે?

રેણુકાને મનમાં વિચાર આવ્યો: 'કદાચ એ જ અભયની કાંઈક નહિ હોય?'

એ વિચારપરંપરામાં એને યાદ આવ્યું કે અભય બારીમાંથી બહાર જોઈ રહ્યો હતો ને જ્યારે પેલી બાઈ મોટરમાં બેઠી ચાલી ગઈ એમ એણે જોયું ત્યારે જ એનામાં કાંઈક બોલવાની સ્ફૂર્તિ આવી હતી. તેના સ્ત્રીહૃદયને તરત જાણ થઈ ગઈ કે અભય એ સ્ત્રીના હાથમાં છે. અત્યારે એની સાથે એ કેવળ વિવેકથી બેઠો છે. તેને હવે અભયના ઠંડા જવાબનું કારણ મળી આવ્યું. તેણે જવાબ વાળ્યો: 'હું કેમ આવી છું?—મેં તો તમને કાગળ લખ્યો હતો ને?'

અભયે સંભાર્યું: 'હાં, હાં. કાગળ તો તમારો મળ્યો હતો. મેં જવાબ પણ લખ્યો છે, નથી મળ્યો તમને?'

'મળ્યો છે એટલે જ કીધું હું પોતે મળી આવું!'

'શું કરવું છે, બોલો.'

'હું પણ તમને એ જ પૂછું છું!'

'મારી તો તમને સલાહ છે કે . . .'

રેણુકા સલાહ શબ્દ સાંભળીને જ ભડકી ગઈ—તે પોતાનું નસીબ સાંભળવા તૈયાર થઈ રહી. તે હવે પછી કયો શબ્દ નીકળશે એ ભય સહન ન થયાથી આંખો મીંચી ગઈ હતી.

'મારી તમને સલાહ છે કે . . . મા કહે તેમ કરવું!'

રેણુકા તેની સામે જોઈ રહી. એક ઘડીભર તેને મન થઈ આવ્યું કે એને એ જ ઘડીએ છોડી દઈને પોતે નીચે દોડી જાય. પણ તેણે કાંઈક વ્યાકુળતાભરેલા અવાજે કહ્યું: 'માને તો ઘણી ઉપાધિ છે. રણજિતને નુકસાન ન થાય એ સાવચેતી પણ મા લેવા માગે છે. પણ માજી મુર-

લીએ તમને કહ્યું હતું તે યાદ છે? તમારામાં જો હિમ્મત હોય તો હું તમારી થઈને રહેવા આવી છું. તમારે માટે થઈને દળણાં દળીશ, પાણી ભરીશ, વાસીદું વાળીશ, મજૂરી કરીશ—ગમે તેમ કરીને તમારો ખર્ચો પૂરો પાડીશ, ને તમારો અભ્યાસ રખડવા નહિ દઉં—પણ તમારામાં હિમ્મત જોઈએ!'

'મેં તમને એક વખત કહ્યું હતું તે યાદ છે?'

'શું?'

'મારા કરતાં હજારોગણી સંપત્તિ ધરાવનાર તમને મળે તો તમે શું કરો?'

'ને મેં પણ તમને જવાબ વાળ્યો હતો તે યાદ છે?'

અભયની દલીલ બંધ થઈ ગઈ. રેણુકાએ સ્પષ્ટ રીતે તે દિવસે વહાલભરેલી એક લપડાક ગાલ ઉપર લગાવીને તેને પ્રત્યુત્તર આપ્યો હતો—તેને શું બોલવું તે સૂઝ્યું નહિ.

'પણ રેણુકા! તમને લાગતું નથી—તમારે માનું કહેવું કરવું જોઈએ—ને પ્રમદકુમાર—એટલી પ્રતિષ્ઠા મારી ક્યાં છે? તમને એમાં શું ખોટું લાગે છે? વળી મારે પણ—હવે તો—'

'તે જોવાનું મારે છે, અભય! પણ પેલી સ્ત્રી—હું આવી ત્યારે દાદર પાસે મોટરની રાહ જોતી ઊભી રહી હતી—તે તમારે કાંઈ થાય છે!'

અભય સંભારતો હોય તેમ બોલ્યો: 'કઈ સ્ત્રી? —હાં હાં, સાંભર્યું. એ સૌ મને નભાવે છે, ને એ રીતે જ હું આગળ વધી શક્યો છું. એમનું મારા ઉપર ઋણ છે!'

'પ્રમદકુમાર વિષે મા પાસે વારંવાર વાત રજૂ થાય છે. એની સમૃદ્ધિ વિષે મારી લેશ પણ ઇચ્છા નથી. માત્ર

તમે ઋણુ ચૂકવવા માટે મને તજી દેવા માગતા હો તો સ્પષ્ટ કહી દો'—તેના શબ્દો વ્યાકુળતાભરેલા હતા.

'પણુ એ ધારવું ખોટું છે, રેણુકા—તમને—'

'તમે—મને તમને તમને કર્યાં કરો છો એ જ બતાવે છે કે તમે મારાથી કેટલા દૂર છો? આજ આટલા દિવસે આપણે મળ્યાં, પણુ તમે મને હાથ સરખો અડાડયો છે?'

'લે ને હવે અડાડું!' અભય આગળ આવ્યો.

તેને ખાતરી થઈ ગઈ કે હવે એની ઠંડી ક્રૂરતાભરેલી મશ્કરી થઈ રહી છે. તે ઊભી થઈ ગઈ: 'બસ. હવે તમે દૂર રહેજો. તમારું ચિત્ત બીજે છે. તમે મને બરાબર ઠગી છે. માજીને પણુ ઠગ્યાં છે. હું બીજું કાંઈ કહેતી નથી—ભલે તમે એમ સુખી હો!' તે વધારે બોલી શકી નહિ. તેનો સાદ શોકથી ઘેરો બની ગયો. તેની આંખમાંથી ખરખર આંસુ ખરવા લાગ્યાં. પણુ થોડી વારમાં જ તે સ્વસ્થ થઈને પોતાનું પોટકું સંભાળી તૈયાર થઈ ગઈ: 'હવે તમે સુખી થાજો—હું જાઉં છું!' એટલું બોલીને, અભય તેને અટકાવે તે પહેલાં તો તે દાદર ઊતરી નીચે ચાલી ગઈ.

રેણુકા ત્વરાથી નીચે ઊતરી ગઈ,ત્યારે તેના મનમાં ખ્યાલ ન હતો કે પોતે કયાં જશે ને શું કરશે. એને તો કોઈ રીતે આ હારણુ નરથી દૂર ભાગવું હતું. એણે શામળભટ્ટની કોઈ કોઈ વાર્તાઓ વાંચી હતી, તેમાં ભીરુનું જે વર્ણન આવતું તે બરાબર આ અભયને લાગુ પડતું હતું. જે સ્પષ્ટ બોલે નહિ, મનમાં કાંઈ હોય ને મોંએ કાંઈ કહે—દૂધદહીં', દૂધદહીં કર્યા જ કરે, એવો ભીરુ નર, ગમે તેટલો પ્રતિષ્ઠિત ને પૈસાસંપન્ન હોય, પણુ તે તમને કોઈ પ્રકારે માર્ગદર્શન

આપી શકે નહિ. અભયે પણ કાંઈ બધું સ્પષ્ટ કહ્યું ન હતું, પણ દેખીતી રીતે જ એના અંતરમાં એને રેણુકાનો સંબંધ ખૂંચી રહ્યો હતોઃ એને એ સંબંધ પોતાની લઘુતાનું ભાન કરાવનાર લાગ્યો હતો. માણસ જેમ શ્રીમંત થયા પછી પોતાની ગરીબી દર્શાવનારું દરેક ચિહ્ન ભૂંસી નાખવા માગે છે, તેમ અભય પોતાની આગલીપાછલી સઘળી વાત કરી ન કરી કરી નાખવા માગતો હતો. એની કાકી મૃત્યુ પામ્યાં હતાં. બીજું કોઈ પોતાનું ગણાય તેવું સગું ન હતું. એવા એકાકીપણાને લીધે મનુષ્યના જીવનમાં જે સ્વાર્થી વૃત્તિ કાંઈક અગ્રભાગ ભોગવે છે, તે અભયના જીવનમાં પણ અગ્રભાગ ભોગવી રહી હતી.

પોતાના ધ્યેયની ખાતર સંયમ પાળનારો, સામાનમાત્રની હરરાજી બોલાવનારો, દાળિયા ઉપર ગુજારો કરનારો, પરાક્રમી જુવાન ધીમેધીમે, જીવનમાં મળેલી આરામની અને વિલાસની અને સરળ સગવડની તાલીમને લીધે બીરુ બની ગયો હતો. તે મુશ્કેલીઓ હઠાવવામાં નહિ, મુશ્કેલી ન આવે એવું કરી લેવામાં જીવનની કુનેહ ગણતો થઈ ગયો હતો. એને મન મુશ્કેલી જ મહાન વિપત્તિ જણાવા લાગી—જે ખરી રીતે તો મહાન સંપત્તિ ગણાવી જોઈએ.

એટલે જ્યારે રેણુકા નીચે ઊતરી પડી ત્યારે તે એને એકબે સાદ કરીને પાછો બેસી ગયો, ને અગાશી પરથી તેને જતી જોઈ રહ્યો. કોઈ પણ જાતનો ખરાબ દેખાવ કર્યા વિના પોતાના તોરમાં સરી જતી રેણુકા એ એના મનથી મહાન આશ્વાસનની ઘટના હતી. એટલે પોતાના ઉપરથી કોઈ મોટો ભાર ઊપડી જતો હોય એટલો આરામ તેણે અનુભવ્યો.

રેણુકા પોટલું લઈને નીચે ઊતરી ને થોડે સુધી તો વેગમાં ને વેગમાં ચાલી. પણ તે ગામથી તદ્દન અજાણી હતી. એની પાસે પૈસા પણ ન હતા. ક્યાં જવું તે તેને ખબર ન હતી. એને શહેરમાં સપડાઈ જતી સ્ત્રીઓની વાર્તાઓ યાદ આવી ગઈ. તે ગભરાટમાં પડી ગઈ, ને થોડી વાર તો કોઈ પણ દિશા ચોક્કસ કર્યા વિના વ્યગ્ર જેવી આમતેમ ફરવા લાગી. તે એમ ને એમ એકલી ચાલી. છેવટે સામે કોઈ એક ગૃહસ્થ આવતા દેખાયા. એટલે તેણે તેને જ પૂછીને પોતાનો માર્ગ નક્કી કરવાનો વિચાર કર્યો. એનો પહેલો વિચાર તો કોઈક ઠેકાણે આછીપાતળી નોકરી મળી જાય તો રહી જવાનો હતો. પણ પોતાની જુવાન દેહને શહેરમાં એકલાં અરક્ષિત રહીને સાચવવાનો એને ભય લાગ્યો. એટલે એણે પાછા ભંડારિયા જવાનો નિશ્ચય કર્યો. ને કોઈ રડ્યુંખડ્યું ભંડારિયાનું ગાડું આવી ચડ્યું હોય, તો તેમાં બેસી પાછા પોતાને ગામડે પહોંચી જવાનો નિર્ણય કરી તે પેલા ગૃહસ્થને આવતા જોઈ ઊભી રહી.

'સાહેબ! હું ગરીબ—બા—' પૈસા માગનારી આ કોઈ ભિખારણ છે એમ ધારી પેલા ગૃહસ્થ કાંઈક તોછડાઈથી ઉત્તર આપવા જતા હતા—પણ એટલામાં એક સુંદર જુવાન તરુણીને પોતાની સામે ઊભેલી જોઈ ને તે તર્કવિતર્કમાં પડી ગયા.

'કોણ છે? ક્યાંથી આવો છો?' તે બોલ્યા.

'હું તો ગરીબ, ભાઈ! મારે પાછું મારે ગામડે જવું છે—એનો મારગ ગોતું છું!'

'તારું ગામડું?—તારા ગામડાના મારગની આંહી

કોને ખબર હશે?'

'મારું ગામ ભંડારિયું!'

'ભંડારિયું? આંહી એવું કોઈ ગામડું નથી!' આપણી કેળવણીએ જે ત્વરાથી પાસેના ગામડાનું અસ્તિત્વ ભુલાવ્યું છે તે ત્વરાથી પેલા ગૃહસ્થે જવાબ આપ્યો. પણ એટલામાં એને કાંઈક સાંભર્યું ને તે બોલ્યોઃ 'જીવુભા દરબાર રહે છે એ ગામડું? એ ભંડારિયું કે બીજું?'

'હા, એ જ!' રેણુકાએ ટૂંકો જવાબ વાળ્યો. પરંતુ આંહી પણ જીવુભાનું નામ સાંભળતાં તેને કંપારી છૂટી. એટલામાં પેલા ગૃહસ્થે કહ્યું: 'ચાલ, મારી સાથે ચાલ.'

રેણુકાને તો બીજો કોઈ ઓળખાણવાળો ન હતો, એટલે તેણે મનેકમને આ માણસમાં વિશ્વાસ મૂકી તેની પાછળ ચાલવા માંડ્યું. કોઈ પણ રીતે એ અભયથી દૂર ભાગી જવા માગતી હતી. તેને એના પ્રત્યે રોષ હતોઃ અને છતાં એ એના પ્રેમબંધન વડે અસહાય પણ હતી.

પણ કોઈ ન દેખે તેમ પાછળ લપાઈને આવતા અભયના આશ્ચર્યનો ને ભયનો પાર રહ્યો નહિ. તેણે જોયું કે રેણુકા ચંદ્રકાન્તની પાછળ જઈ રહી હતી. ચંદ્રકાન્ત પોતાની બાબતમાં કેટલોક ને કેવો રસ લેતો હતો, અને એનો રસ કેવળ પરમાર્થી ન હતો, એ તો અભયને ખબર હતી.

રેણુકાના ગયા પછી થોડી વાર તો તે અગાશીમાં ઊભો રહી એને ઊભે રસ્તે જતી જોઈ રહ્યો હતો. એના મનને એમ હતું કે એ ઠીક દૂર જાય એટલે પછી ઊતરી ઘેર ચાલ્યો જાઉં. પણ જ્યારે તેણે તેને કોઈ ગૃહસ્થ સામે ઊભેલી દેખી, ત્યારે તે નીચે ઊતર્યો: ધીમેધીમે ચોરીછૂપીથી

લપાતો, તે સામેના રસ્તા પર આવી, પોતે દેખાય નહિ તેમ ઊભો રહી જોવા લાગ્યો. તો તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ—રેણુકા ચંદ્રકાન્ત સાથે વાત કરી રહી હતી. તેને હવે ભય પણ લાગ્યો: ત્યાં તો રેણુકા ચંદ્રકાન્તની પાછળ પાછળ ચાલી.

અભય ઠીકઠીક દૂર રહી તેમના પર નજર નાખી, આડેઅવળે માર્ગે દેખાય નહિ તેમ તેમની પાછળ-પાછળ ચાલ્યો.

ચંદ્રકાન્તને અભયની વાતમાં એક પ્રકારનો રસ હતો. માલિની સાથે તેને ઓળખાણ છે, ને માલિની એક વખત એની સાથે બાલપણમાં રહી હતી, એ જાણ્યા પછી એને અભય વધારે રસ લેવા જેવી વ્યક્તિ લાગી હતી. એ એમ ઇચ્છી રહ્યો હતો કે અભય એ ઘરથી દૂર હોય તો સારું. એટલા માટે એણે પહેલાં તો રતિકાન્તના નબળા મનનો લાભ લેવો શરૂ કર્યો હતો. પણ ત્યારપછી તો એ વકીલાત શીખવા ગયો ને વાત રહી ગઈ હતી. હાલમાં તેણે એ વાત નવેસરથી ઉપાડી હતી. એટલામાં અનિલા સાથે અભયની મૈત્રીની વાતની જાણ થતાં એને એક પ્રકારનું આશ્વાસન મળી ગયું. એ એમ ઇચ્છી રહ્યો હતો કે જો એ મૈત્રી વધારે ઘટ્ટ થાય તો અભય મજમુદારનું ઘર છોડે. નૃસિંહ-પ્રસાદની અભય ઉપર સારી પ્રીતિ હતી, અને ચંદ્રકાન્ત માટે એ નુકસાનની વાત હતી. રતિકાન્તને કાંઈ સંતાન ન હતું. મજમુદાર કુટુંબમાં માલિની સિવાય બીજા કોઈના હાથમાં ભવિષ્યની સમૃદ્ધિ આવે તેમ ન હતું. એટલે માલિનીએ કાંઈ પણ બાબતમાં એનો કાંઈ પણ અવાજ ન લેવાની

નીતિ સ્વીકારી હતી, છતાં ચંદ્રકાંત તો પોતાના મનમાં ઊંડે ઊંડે માની રહ્યો હતો કે એકલી બાઈ હમેશાં મનેકમને પણ પોતાનાં પિયરિયાં તરફ જ છેવટે ઢળે છે, તે પ્રમાણે માલિની પણ ધીમેધીમે સમાધાનમાર્ગ સ્વીકારી એને લાભ આપશે.

એની નજર એ પ્રમાણે માલિની ઉપર ઠરી હતી. એટલે અભયની હાજરી એને કાંટાની જેમ ખૂંચી રહી હતી. દરમ્યાન અનિલાની વાત એણે સાંભળી, એટલે એ વાત ત્વરાથી બની જાય એમ એ ઇચ્છી રહ્યો હતો. ને એટલા પૂરતું એણે હેતુપૂર્વકનું મૌન રાખીને અભયનો સંબંધ દૃઢ થવા દીધો હતો. એટલું જ નહિ એ પોતે રસથી ક્યારેક એ સંબંધ વધારે દૃઢ થાય એવો પ્રસંગ પણ વચ્ચે-વચ્ચે કુનેહથી યોજી લેતો.

એટલે, ચંદ્રકાન્તને રેણુકા સાથે જોઈ ને અભયને કાંઈનું કાંઈ થઈ ગયું. એને લાગ્યું કે ચંદ્રકાન્ત રેણુકા પાસેથી વાત કઢાવી લેશે, તો પોતાની પ્રતિષ્ઠા જશે, ને અનિલા પાસે આ વાત જશે તો પોતાની સઘળી ધારણા ધૂળ થશે.

તે વિચાર કરી રહ્યો હતો કે હવે શી રીતે રેણુકાને પાછી વાળી લેવી! એટલામાં પાછળથી આવતી એક બહારગામની કોઈ મોટર ચંદ્રકાન્તની પાસે ઊભી રહી. અંદર વયોવૃદ્ધ ન ગણાય તેવા આધેડ વયના એક ગૃહસ્થ બેઠા હતા. તેમણે ચંદ્રકાન્તને કહ્યું: ‘કેમ સાહેબ! ચાલો — અમે તમારે ત્યાં જ જઈ રહ્યા છીએ!’

‘ઓ હો—ઓહો—સાહેબ! આપ ક્યાંથી?’

‘આ બાજુ નીકળી આવ્યા—આમ ગયો હતો

મુક્તેશ્વર મંદિરની કારીગરી જોવા—ત્યારે કીધું, રસ્તામાં ચંદ્રકાન્તભાઈનો પણ લાભ લઈએ !'

'બહુ સારુ, બહુ સારું, સાહેબ ! બહુ સારું કર્યું !' એમ બોલીને ચંદ્રકાન્તે પોતાની બેઠક પેલા ગૃહસ્થ પાસે લીધી. તેણે પાછળ ઊભેલી રેણુકાને કહ્યું: 'ત્યાં આગળ આવો બાઈ! ડ્રાઈવર પાસે.'

રેણુકા પોતાનું પોટલું સંભાળતી આગળ આવીને ડ્રાઈવરે બારણું ખોલી નાખ્યું હતું એટલે કાંઈ પણ બોલ્યા વિના બેસી ગઈ. તે બોલી ન હતી. કે તેણે પાછળ જોયું ન હતું. પણ આછા સાળુમાંથી એના વાંસા ઉપર ગૂંથેલી વેણી સ્પષ્ટ રીતે એના રૂપની જાહેરાત આપી રહી હતી.

'ક્યાં જઈ આવ્યા અત્યારમાં આમ ?' ચંદ્રકાન્તને પેલા ગૃહસ્થે પૂછ્યું.

'આ જરાક નીકળ્યો'તો લટાર મારવા, ત્યાં રસ્તામાં આ બાઈ બિચારાં મળી આવ્યાં !'

પેલા ગૃહસ્થે વાંસા ઉપર પડેલી રેણુકાની વેણી નિહાળી ને તેના શરીરનો પાછળનો વળાંક જોયો. એ જે સુંદર પ્રતિમાઓ મંદિરમાં હમણાં જોઈને આવ્યા હતા તે પ્રતિમાઓને મળતું રેખાંકન તેણે આ અજાણી બાઈમાં જોયું. તેમણે કાંઈક કુતૂહલથી પૂછ્યું: 'આ બાઈ—'

'એ તો બિચારી કોઈ આંહી આવી ચડી હતી —એટલામાં ભૂલી પડી ને મારગ શોધતી હતી—ક્યાં જવું, તું, બાઈ! ભંડારિયા ?'

રેણુકાએ પાછળ જોયા વિના ઉત્તર વાળ્યો: 'હા.'

'ભંડારિયા ?' પેલા ગૃહસ્થે આશ્ચર્યથી પૂછ્યું: 'તમે

ભંડારિયા રહો છો ?'

એમને આટલા આશ્ચર્યથી ને રસથી આ પ્રશ્નો કરતા જોઈ ચંદ્રકાન્તને એક વાત સાંભરી આવી. થોડા વખત પહેલાં એમના ઉપર આ ગૃહસ્થે એકબે કાગળ લખી પોતાને લાયકની કોઈ મોટી ઉમ્મરની કન્યા હોય તો પિતૃ-ઋણની ખાતર તેમને વિવાહ કરવાની જરૂર છે એમ લખ્યું હતું. તેને સાંભરી આવ્યું કે એમને આ બાઈમાં એટલા જ માટે રસ હોઈ શકે. પણ અત્યારે એ વિષે કાંઈ કહેવા જતાં કાચું કપાઈ જાય એમ ધારી, એણે પોતે મૌન ધાર્યું ને હાથ દબાવીને પેલા ગૃહસ્થને પણ અત્યારે વાત વધુ ન છેડવા સમજાવી દીધું.

મોટર ચંદ્રકાન્તના ઘર પાસે આવીને થોભી. રેણુકા નીચે ઊતરી. તેને શું કરવું તેની સમજ પડી ન હતી, પણ તે નીચે ઊતરી. અને એનો આખો દેહ પૃથ્વી ઉપર પોતાની સંપૂર્ણ ઊંચાઈમાં ઊભો રહ્યો, ત્યારે પેલા ગૃહસ્થે તૃષ્ણાભરી નજરે તેને નિહાળી લીધી. તે કાંઈ બોલ્યા નહિ, પણ તેણે સહેજ ચંદ્રકાન્ત તરફ જોયું, અને ચંદ્રકાન્ત એની નજરનો અર્થ સમજી ગયો. તે મનમાં ઉત્સાહ પામી રહ્યો હતો. આજે એક પણ પાઈના ભોગ વિના પોતાને ત્યાં આવનાર ગૃહસ્થ મહેમાનને પોતે કાંઈક ઉપયોગી થઈ શકે એવો અકસ્માત્ સંયોગ થઈ ગયો હતો. પેલા ગૃહસ્થે જે કુતૂહલભર્યા અવાજથી ભંડારિયા વિષે રસ્તામાં પૃચ્છા કરી હતી, તે જોતાં ચંદ્ર-કાન્તને લાગ્યું હતું કે આ બાઈમાં એમને રસ છે. અને એમને ઉપયોગી થવાની આ તક જવા દેવી એ ઠીક નથી. તે મોટરમાંથી નીચે ઊતર્યો. તેની નજર અકસ્માત્ પાછળ

રસ્તા ઉપર ગઈ તો તે વધારે આશ્ચર્ય પામ્યો. હમણાં જ પસાર થતી એક મોટરબસમાંથી ઊતરીને દૂર રસ્તા ઉપરના એક ઓટલા પાસે ઝાડની ઓથે લપાઈને અભયને ઊભો રહી જતો તેણે જોયો. તે એવી રીતે ઊભો રહી ગયો હતો કે જાણે કોઈની રાહ જોતો હોય—પણ દેખીતી રીતે એની નજર આ મોટર ઉપર ને પેલી બાઈ ઉપર હતી.

ચંદ્રકાન્તને આ બાઈમાં હવે વધારે રસ પડ્યો. તેણે તેની પાસે જઈને કહ્યું: 'બહેન! તમે થાક્યાં છો. ગામમાં પણ અજાણ્યાં છો. તમને ઠીક લાગે તો આંહી જમી કારવી થાક ઉતારો, તો પછી બપોરે મારો માણસ આવીને તમને સ્ટેશને પહોંચાડી દેશે કે તમે કહેશો ત્યાં લઈ જશે. આંહી તમે કોઈને ઓળખો છો?'

રેણુકા એક ઘડીભર થોભી. પછી તેણે માથું હલાવીને જવાબ વાળ્યો: 'ના, હું આંહી કોઈને ઓળખતી નથી.'

'તો તમે એકલાં, બહેન! આ અજાણ્યા શહેરમાં ક્યાંય ન જતાં. ગામડા કરતાં આંહીની વસ્તી જુદી જાતની છે. તમે વખતે કોઈના હાથમાં સપડાઈ જશો તો આરો નહિ આવે! અરે મીઠીબાઈ!' ચંદ્રકાન્તે બૂમ પાડી.

તેના જવાબમાં એક આધેડ વયની બાઈ બહાર આવી: 'કેમ ભાઈ! મને બોલાવી?'

'હા હા, આ બહેનને તમે તમારી પાસે ઉતારો પાણી હમણાં આપો, ને રસોઈ થઈ જાય એટલે એમને પછી જ્યાં જવું હશે ત્યાં જવાનો બંદોબસ્ત કરી આપીશું! કેમ બહેન! બરાબર છે નાં?'

રેણુકાએ બોલ્યા વિના માથું હલાવીને જવાબ વાળ્યો.

પણ આ સંવાદને લીધે મળતી પળેપળનો ઉપયોગ પેલા ગૃહસ્થે કરી લીધો હતો. તે આશ્ચર્યથી આ નારીની જુવાન દેહ નિહાળી રહ્યા હતા. એમને લાગ્યું કે આવું તો એમણે કેવળ પાષાણની પ્રતિમામાં ને ચિત્રકારોની કલ્પનામાં ક્યાંક જોયું છે. કોઈ નારીને આ યુગમાં ને આ સ્થળમાં આવી તંદુરસ્તીભરેલી જુવાની હોઈ શકે તે તેમના માન્યામાં આવતું ન હતું. તે નીચે ઊતર્યાં ત્યારે રેણુકા મોડીબાઈ સાથે અંદર જતી હતી. પણ અંદર જતાં જતાં પાછળ જોઈને તે એક ઘડીભર થોભી ગઈ. તેનાથી આશ્ચર્યમાં 'અ..રે!' એમ બોલાઈ ગયું.

દૂર ઝાડની ઓથે તેણે અભયને ઊભેલો જોયો હતો.

'કેમ—બહેન—કેમ?' મોડીબાઈએ પૂછ્યું: 'કાંઈ લાગ્યું?'

'ના ના, એ તો આ ઠેસ—' એમ કહીને રેણુકાએ નીચે વળી પગના અંગૂઠાને જરાક આમળ્યો. પણ તેણે એમ કરતાં ભયભીત નજરે ગુપચુપ ફરી પાછળ જોઈ લીધું, તો અભય હજી ત્યાં જ ઊભો હતો!

ચંદ્રકાન્તની નજર એની દરેકે દરેક ક્રિયા ઉપર ચોંટી રહી હતી. એને આ બાઈ એક કોયડા જેવી લાગી. તે કાંઈક વધારે જાણવા માટે સવાલ પૂછવા જાય છે ત્યાં, 'ચાલો ત્યારે!' એમ કહીને પેલા ગૃહસ્થે તેના ખભા ઉપર હાથ મૂક્યો હતો ને રેણુકા તો અંદર ચાલી ગઈ હતી એટલે એ પોતાના ઉપલા દીવાનખંડમાં જવા માટે તેમની સાથે દાદર ચડવા માંડ્યો.

દાદર ચડીને જ્યાં દીવાનખંડમાં પગ મૂકે છે, ત્યાં

આજનો દિવસ એને માટે આશ્ચર્યની પરંપરા માટે નિર્માણ થયો હોય તેમ લાગ્યું.

'ઓ હો હો હો હો ! બાપ ! તમે ક્યાંથી ? તમે મારા ભગવાન ! મારા બાપલા તમે ક્યાંથી ? આજ તો શકન પકવીને જ નીકળ્યો છું ને શું ?' પેલા આવનાર ગૃહસ્થે દાદરનું છેલ્લું પગથિયું ચડી દીવાનખાનામાં પ્રવેશ કર્યો ન કર્યો, ત્યાં તો દરબાર જીવુભા તેના પગ પાસે તેમની ચરણ-રજ લેતા હોય એટલા નીચા નમીને સલામ ઉપર સલામ કરી રહ્યા હતા. 'તમે ક્યાંથી ? મારા બાપલા ! તમે ક્યાંથી ? આ ચંદ્રકાન્ત તો અમારા હમેશના, અમારા કાગળપતર, લખત, લેણુદેણુ બધું એને હાથ થાય—એ ન હોય તો અમારા ગાંડા વરણનો કાંઈ આરો ય ન મળે—એ તો રહ્યા અમારા હમેશના—પણ તમે મારા બાપ ! તમે ક્યાંથી ?'

'તમે ઓળખો છો ! પ્રમદકુમારભાઈને ?' ચંદ્રકાન્તે અંદર આવી જઈ એક 'સોફા' ઉપર સૌ બેઠા એટલે કહ્યું.

'તંઈ નહિ, મારા ભાઈ !' દરબાર જીવુભા હજી પણ પ્રમદકુમારના પગ પાસે જ બેસવા માગતા હોય એમ 'સોફા' ઉપર બેઠા બેઠા પણ નીચે નમી રહ્યા હતા.

'આમ ગયો તો મુક્તેશ્વર મંદિર—તમારું તો જોયેલું હશે ?'

'જી, હા; અમારું જોયેલું—પણ અમારું અભણનું શું જોયેલું ગણાય ?—'

'બહુ સુંદર છે—કેટલીક પ્રતિમાઓ—' અને પ્રમદ-કુમારને રેણુકાની હમણાં જોયેલી પ્રતિમા યાદ આવી. એટલામાં ચંદ્રકાન્તને મીઠીબાઈ બોલાવવાના સાદ કરી

રહી હતી. એટલે એ નીચે ગયો ત્યાં દરબાર જીવુભાએ કહ્યું: ‘ કેમ જોઈને બાપ ! છે ને કંડારેલી મૂર્તિ જેવી ? ’

પ્રમદકુમારે કહ્યું: ‘ કોની વાત કરો છો ? ’

જીવુભાએ કહ્યુ: ‘ મેં તો તમારી મોટર આવતી રસ્તામાં જોઈ—એ ને આ બારીમાંથી—ને મનમાં કીધું આજ ભગવાને ભારે મેર કરી દીધી છે. કીધું, સાહેબની મોટરમાં જ બધો મેળ મળી ગયો છે. અમે તમને લખ્યું હતું ના—લખમીબાઈની રેણુકા વિશે—એ રેણુકા પોતે જ ! ’

‘ એમ ? હં, એ પોતે ? ત્યારે એ કહેતી’તી પોતે ભંડારિયાની છે. ત્યારે આ જ રેણુકા એમ ? ’

‘ ઘરનો કારભાર તરત ઉપાડી લે એવી આવડતવાળી છોકરી છે. ’

‘ ત્યારે નહિ સાહેબ ! અમે લખમીબાઈને મનાવી પણ છે. એ બિચારી પણ બે દી થ્યાં શોચતી’તી કે કોણ જાણે ક્યાં ભાગી ગઈ છે. ત્યાં નસીબ પાધરાં તે આંહી નીકળી ! ’

‘ ભાગી નીકળી છે ? ’ પ્રમદકુમારે કહ્યું.

‘ ભાગે તો શું, સાહેબ ! હજી છોકરમત છે ને, શહેરનો વા વાઈ ગ્યો છે. એ તો બધું પાંશરું થઈ જાશે. ’

એટલામાં ચંદ્રકાન્તને આવતો સાંભળ્યો એટલે બન્ને ચૂપ થઈ ગયા.

ચા પીતાં પીતાં ચંદ્રકાન્તે કહ્યું, ‘ આ પેલી બાઈ છે એનો કિસ્સો સાંભળવા જેવો છે ! ’

‘ શું છે ? ’

‘ એ બિચારી આવી’તી શહેર જોવા ને પછી ભૂલી પડી ગઈ. ક્યાં જવું તે ખબર મળે નહિ. હાંફતી હાંફતી

જતી હતી. જો કોઇક ગઠિયાની નજરે ચડી હોત તો તો એનો ખૂડદો થઈ જાત.'

પ્રમદકુમારે જીવુભા સામે જોયું. જીવુભા વાત સમજી ગયા. તેણે ધીમે અવાજે ચંદ્રકાન્તને કહ્યું: 'તમે કોઈને નીચે કહ્યું તો નથી ના કે હું આંહી છું!'

'ના ના; કહેવાની જરૂર શી?'

'તો ઠીક. ત્યારે સાંભળો જરા. ઓરા આવો ભા! મારો સાદ એક નરવો રીઓ તે મફતનો ઘોંઘાટ થાય.'

ચંદ્રકાન્ત જરા તેની પાસે સર્યો એટલે જીવુભાએ કહ્યું; 'આ છોકરી તો અમારા ગામની છે.'

'હા, એ તો એણે પોતે જ કહ્યું!'

'અરે! પણ પૂરું સાંભળો તો ખરા. તમે પણ ક્યાં ઘા ભેગો ઘસરકો કરો છો? અમારા ગામની છે ને આંહી ભાગી આવી છે!'

'ભાગી આવી છે?' ચંદ્રકાન્તને કાયદાની બારીકી યાદ આવવાથી તે ઉતાવળે બોલ્યો.

'વાત એમ છે ભા! કે અમારા ગામમાં આ કન્યા મોટી છે. સાબના જોગની છે. એની વાત પણ હાલે છે. એની માને મનાવી છે. એની માએ હા પણ પાડી છે. ત્યાં છોકરીએ એક શહેરનો વા ખાધો છે નાં એટલે આ બાજુ આવી ગઈ. અમારા ગામનો માસ્તર એક લોંડો હતો. તે એણે કાંક ચેનચાળા શીખવ્યા હશે.'

'કોણ, અભય?'

'હા મારા ભા! હવે સમજ્યા!'

'હં. ત્યારે આ છોકરી—એનું નામ શું?—'

'રેણુકા.'

'હં, ત્યારે રેણુકા આંહી ઊતરી એ વખતે અભય ત્યાં દૂર ઊભો ઊભો જોઈ રહ્યો હતો. સમજાયું ત્યારે, છોકરી આંહી એને મળવા આવી હશે—કદાચ, પણ એનું તો આંહીં નક્કી છે બીજી છોકરી સાથે—'

'પછી ઈ જ મોંકાણ છે ને મારા ભાઈ! મારા બેટા, વજન વિનાના, ગજાઉપરવટનો ભાર ઉપાડવા જાય ને પછી ફસકે!'

ચંદ્રકાન્ત વિચારમાં પડી ગયો. 'હં, સમજાયું ત્યારે લો.' એ બોલ્યો; 'છોકરીને એણે ગડગડિયું આપ્યું લાગે છે!'

'એ તો મારા ભાઈ, બધુંય ગાજતુંવાજતું માંડવે આવશે ને ઘીના ઠામમાં ઘી પડી રેશે, પણ અટાણે તો પરણે છે એનું ગાવને!'

'શું કરવાનું છે બોલો! તમે કેમ આવ્યા'તા?'

'હું તો આવ્યો'તો મારે કામે તમારી સલાહ લેવા. પણ હવે તો આ કામ પેલું પાર ઉતારો. જાણે સાહેબને અમારા ગામના અમારે જમાઈ બનાવવાના છે. લખમીબાઈની તો હા પડાવી લીધી છે. હવે આ છોકરી આંહીં છે, ઉમ્મર જોગ છે, ને માને તો આંહીં જ ગળ્યાં મોઢાં થઈ જાય!'

ચંદ્રકાન્તને આ વાત મધ કરતાં પણ મીઠી લાગી. જીતુભાએ આવી સીધી રીતે વાત રજૂ કરી દીધી એ જોઈ ને પ્રમદકુમારને પણ સંતોષ થઈ ગયો. તે ચંદ્રકાન્તની સામે જોઈ રહ્યો. થોડી વાર પછી ચંદ્રકાન્ત બોલ્યો: 'એક ઉપાય છે—'

'હા; કયો? બોલોને, મારા ભાઈ! અમારું તમારું

સૌનું મોં ઊજળું થાય !'

'રેણુકા અભયને હદથી જાદે ચાહે છે, એ વિના આ સાહસ કરત નહિ,' માનસશાસ્ત્રીની ઢબથી ચંદ્રકાન્તે છણાવટ શરૂ કરી. 'એનો એવો ઉત્કટ પ્રેમ છે માટે જ એ આંહી આવી છે. મને જ્યારે એ મળી ત્યારે કદાચ અભયને મળીને પાછી ઘેર જાતી હશે. અભય એનો પ્રેમ સ્વીકારે એ હવે શકય નથી. આ સ્થિતિમાં આપણે એનો લાભ લઈ લઈએ—'

'તો પછી એમાં કયાં બ્રામણને પૂછવાનું છે ?'

'આજ એને રાત રાખીને રાતે એની વાત હું જાણી લઈશ. પણ એ પૂરી જાણવા મળે માટે તમે હવે કોઈ નીચે ફરકતા નહિ.'

'અરે ભઈ ! અમારે તો આંઈ જ પવનની લેરખીયું આવે છે. નીચે અમારે કામે શું છે ? બાજરાનો રોટલો ને બે મરચાં આંહીં ઉપર ફગાવી દેજો ને અટલે અમારે તો ભયોભયો !'

પ્રમદકુમાર નીચે જમવા આવ્યા ત્યારે રેણુકા સૌને પીરસી રહી હતી. ચંદ્રકાન્તે જોયું કે એ રેણુકાને દેખીને લગભગ પરવશ બની ગયા હતા. તેણે એ વિષે વિચાર કરી જોયો ને તેને લાગ્યું કે પોતે કોઈ પણ જાતની જોખમદારી સ્વીકાર્યાં વિના આ વસ્તુ કરી શકે છે. અભય વિષે કાંઈક કહીને પહેલાં તો રેણુકાને ભય ઉત્પન્ન કરાવવો જોઈએ. ને એ ભયને લીધે એ આશ્રય માગતી આવે, ત્યારે આ વાત આગળ ધપાવવી જોઇએ. જીવુભાએ એને વાત કહી હતી તેમાંથી એ જોઈ શકયો હતો કે ઘણા યત્ને ભેદ,

દંડ, સામ, દામની ચોધારી નીતિ ગ્રહણ કર્યા પછી લખમી-બાઈએ હા પાડી હતી. એટલે તેણે બની શકે તો, જેટલી બને તેટલી ત્વરાથી આ કામ પાર પાડવાનો વિચાર કર્યો. એમાં એનો એક હેતુ એ પણ હતો કે આવી રીતે થવાથી અભય અનિલા સાથે જોડાઈ જાય તો પછી પોતે માલિનીના કામમાં રસ લેતો બંધ થાય, ને એ રીતે ભવિષ્યમાં માલિનીનો કારભાર કરવાની સગવડ એની એકલાની જ રહે.

મીઠીબાઈને લીધે રેણુકાને આંહી એકાદ દિવસ ગાળવાનો વિશ્વાસ આવ્યો હતો, ને ચંદ્રકાન્તે તેના પ્રત્યે વાતવાતમાં એટલી ઉદારતા બતાવી હતી ને ભલમનસાઈ બતાવી હતી કે તેને આંહીં રોકાઈ જવામાં કાંઈ ખોટું થાય છે એમ લાગતું નહિ.

ચંદ્રકાન્ત વિચાર કરી રહ્યો હતો કે આ એક જ ઘટનાથી એના ઘણાં કાર્યની એકીસાથે સિદ્ધિ થાય તેમ છે.

અભય અનિલા સાથે જોડાય તો પછી તેને માલિનીના કામમાં ઓછો રસ રહે ને પોતાની ઠીક મિલકત હોય તો આંહીં એની અવરજવર ઓછી થઈ જાય. રતિકાન્ત ધીમે-ધીમે ગાંડાના ઘરમાં જશે. નૃસિંહપ્રસાદ વૃદ્ધાવસ્થાને લીધે બધો કારભાર કરી શકતા નથી માટે તેના હાથમાં કેટલુંક કામ આવશે.

પ્રમદકુમાર પ્રતિષ્ઠિત સજ્જન ને ન્યાયાધીશ તરીકે કાયદાની અનેક ગૂંચવણોમાં એને મદદરૂપ થશે.

એણે પ્રમદકુમારનું કામ કરવામાં પોતાનો ઉત્કર્ષ જોયો. એ મોડી રાતે સૂતો ત્યારે મીઠીબાઈ ને રેણુકા હજી વાતો કરી રહ્યાં હતાં.

**બીજે** દિવસે સવારે ચા પીને રેણુકા જવાની તૈયારી કરી રહી હતી ત્યાં ચંદ્રકાન્ત આવ્યો. 'માડીબાઈ! બહેનને કહોને એ દિવસ રોકાઈને જ જાય,' તેણે રેણુકાને બહેન કહેવાનું શરૂ કર્યું હતું; ને એક રીતે એ વસ્તુએ એને મદદ કરી હતી.

'ના, ભાઈ! હવે જઈશ. મારી મા બિચારી રોઈ રોઈને અધમૂઈ થઈ જાશે!'

'પણ તમારી માને કહેવરાવી દેશું, પછી છે કાંઈ?'

'ના. પણ હવે નહિ રોકાઉં, ભાઈ!'

'કાંઈ સમાચાર આપવાના છે ત્યારે?' ચંદ્રકાન્તે અચાનક પૂછ્યું. અને તે પોતાના સવાલની શી અસર થાય છે તે નિહાળી રહ્યો.

રેણુકા તેની સામે જોઈ રહી. તેને સમજણ ન પડી કે ચન્દ્રકાન્ત શાની વાત કરી રહ્યો છે. માડીબાઈ કાંઈ કામનું નિમિત્ત કાઢીને બહાર ગઈ હતી. 'શાની વાત કરો છો, ભાઈ?' રેણુકાએ પૂછ્યું.

ચંદ્રકાન્ત સહાનુભૂતિ દર્શાવતાં કાંઈક ધીમા અવાજે બોલ્યો: 'મારાથી અજાણ્યું નથી હો, બહેન! મારું ચાલે નહિ, નહિતર ઘડીના છઠ્ઠા ભાગમાં તમારું કામ સુધારી આપું. આવું ક્યાંય હોય?'

ચંદ્રકાન્તે વાત તો અનુમાનથી કરી હતી. પણ રેણુકાના ચહેરાના બદલાતા ભાવ જોઈ તેને ખાતરી થઈ ગઈ કે પોતાનું અનુમાન સાચું હતું.

'હું સમજું છું, બહેન! તમારા અંતઃકરણને શું થતું હશે તે. કોઈ પણ નારી પોતાનું હૃદય પરપુરુષ પાસે ખોલી શકતી નથી. પણ એવું છે—બહેન! જે માટે તમે આવ્યાં હતાં તે મારાથી અજાણ નથી—મને પણ લાગી આવે છે.'

રેણુકાને આશ્ચર્ય થયું. પોતે અભય વિષેની વાત કોઈને કરી ન હતી. છતાં ચંદ્રકાન્તની જાણમાં એ વાત આવી ગઈ તેથી એને નવાઈ લાગી. એને પોતાના કરતાં અભયની પ્રતિષ્ઠાનો સવાલ મૂંઝવી રહ્યો.

'મારી જાણમાં વાત છે,' ચંદ્રકાન્ત બોલ્યો: 'પણ એ તો તમે એમ સમજો કે જાણે પટારામાં પડી છે. એ બહાર જાય નહિ. પણ મને લાગે છે કે જો—આ વાતની—આ પેલીને—ખબર પડશે—'

રેણુકાના મનમાં જે કાંઈ શંકા હતી તે દૃઢ થઈ ગઈ. તેણે અભયના ખંડ પાસે પોતે આવી ત્યારે અનિલાને ત્યાં ઊભેલી જોઈ હતી. તે જ વખતે એને શંકા તો પડી હતી. ને અભય પાસેથી પણ એ શંકાને દૃઢ કરનાર વાત જ મળી હતી. એ વસ્તુ જ અંતે સત્ય નીકળશે કે શું એ ભયથી એ કંપી રહી. તેણે ધ્રૂજતા ધ્રૂજતાં કહ્યું: 'મારી

માને શું થાશે? બિચારીને!' અને તે રડી પડી.

ચંદ્રકાન્તે તેને આશ્વાસન આપ્યું. તે મનમાં તો ખુશ થતો હતો કે પોતે અનુમાને મારેલાં તીર સાચાં પડતાં જતાં હતાં. 'એ તો એવું છે, બહેન! આજકાલ શહેરમાં જે કાંઈ ન થાય તે ઓછું. કદાચ એ બાઈને ખબર હત કે તમારી સાથે એની જીભ કચરાણી છે, તોય પોતા માટે થઈને એ તો એ વાતને ફોક ગણત. મને પહેલેથી ખબર નહિ, નહિતર હું અભયને વારત—તમને ખબર નહિ હોય પણ એને આશ્રય આપનારાં સૌ અમારાં નિકટનાં સગાં છે: એટલે જ મને આ ખબર પડી. જો પેલી બાઈને આ વાતની ખબર ન પડી હોય તો સારું!'

'પણ—હવે—ભાઈ! હવે એનું શું થાશે?' રેણુકા ગભરાઈ ગઈ: 'એનો આશ્રય તો નહિ જાય ના?'

ચંદ્રકાન્ત એક ઘડીભર બોલ્યો નહિ.

'હેં ભાઈ? એની મહેનત ફોક જશે? એને છેક છેલ્લી ઘડીએ કાઢી મૂકી એનો અભ્યાસ તો નહિ રખડાવે ના? તો તો એ શું કરશે?'

ચંદ્રકાન્ત રેણુકાની નબળાઈ જોઈ ગયો. તેણે શાંતિભરેલી રીતે ડહાપણવાક્ય કહ્યું: 'બીજો કાંઈ વાંધો નથી—પણ અનિલા બહુ તીખી છે!'

'અનિલા? એ એમની—એમની—' રેણુકા અટકી ગઈ. શું કહેવું તે તેને સૂઝયું નહિ. 'અનિલા તો—'

'જેની સાથે એણે મૈત્રી સાધી છે—જેને એણે પરણવાનું નક્કી કર્યું છે તે.'

'નક્કી કર્યું છે?'

‘ હાસ્તો. એ જ દુઃખ છે ના ? અને એ બહુ તીખી છે. જો એને ખબર પડે કે અભય આ પ્રમાણે એની સાથે રમત રમી ગયો છે તો એનો આશ્રય તો જાય, વરસ તો બગડે, કૉલેજમાંથી તો કઢાવે—પણ ફોજદારી કરીને જેલ સુધ્ધાં દેખાડે. એને તમે જોઈ છે ? બહુ તીખી છે. ’

‘ ત્યારે તો હું એમને મળવા ગઈ ત્યારે એ ત્યાં નીચે ઊભી હતી—એ જ હશે—’

‘ પછી બોલી કાંઈ ? ’

‘ મને કહ્યું : કોનું કામ છે ? તમારે શું થાય છે ? ’

‘ પછી ? ’ ચંદ્રકાન્ત આખી વાત મેળવી રહ્યો હતો.

‘ પછી મેં જવાબ આપ્યો ન આપ્યો ને હું ઉપર મળવા ગઈ. ’

‘ પણ અભય કાંઈ ન બોલ્યો ? ’

રેણુકા નીચી નજરે પૃથ્વી નિહાળી રહી. તેને અભયની ભીરુતા વિષે કાંઈ બોલવું ન હતું.

ચંદ્રકાન્તને આખી વાતનો તાર મળી ગયો. તેણે રેણુકાને કહ્યું: ‘ અનિલાએ તમને જોયેલ છે નાં ? ’

‘ હા; જોયેલ તો છે—’

‘ અરે ! રામ !—ગયો બિચારો—માંડમાંડ ગરીબ માણસ ! બિચારો, ગામડાનો રહેવાશી—આશ્રય—પામીને રહ્યો હતો, ત્યાં આ છકેલ છોકરી—ચોક્કસ એને જેલ દેખાડશે ! ’

‘ પણ મેં એને કાંઈ કહ્યું નથી. હું એમ કહું—મારે ને એને કાંઈ નથી—એમ હું કહું તો ? ’ રેણુકા ગભરાટમાં બોલવા માંડી: ‘ મારે ને એને કાંઈ જ નથી—તો કાંઈ વાંધો ? ’

‘ પણ એમ એ માને ખરી ? એ તો તમારી મા,

દરબાર જીવુભા ને સૌને કોર્ટમાં સાબિતી આપવા ખડા કરે એવી છે નાં? વળી તમારો કોઈ કાગળપત્ર એને હાથ આવ્યો હોય. અભયના કાગળ તમારે ત્યાંથી નીકળે—'

રેણુકા ભયથી સ્થિર થઈ ગઈ. એને પોતાની મા, રણજિત, મુરલી સૌ કલ્પનામાં આંખી આવતાં દેખાયાં. એમની પાછળ જાણે પોલીસ ચાલી રહી છે ને પોતે એમાં કારણરૂપ છે. અભય તો મુક્ત થવા માગે છે—પણ કેવળ પોતાની જરા જેટલી મૂર્ખાઈથી આ સૌને હેરાનગતિમાં ઊતરવું પડશે—તેને લાગ્યું કે કાંઈક ઉપાય ત્વરાથી આ માણસ પાસેથી જ મેળવી લેવો જોઈએ. તે ક્ષોભ પામીને થોડી વાર તો બોલ્યા વિના બેઠી રહી. તેને સૂઝ્યું નહિ કે શું કરવું. પછી આ બધાનું કારણ પોતે બનશે એ વિચારે તે સ્તબ્ધ બની ગઈ. તે અચાનક બોલીઃ 'અનિલા ક્યાં રહે છે?'

ચંદ્રકાન્ત હસ્યોઃ 'કેમ? તમારે જાવું હશે કહેવા—અભય માટે—'

ચંદ્રકાન્તનું અનુમાન સાચું હતું. રેણુકા અભયને ઉગારવાનો વિચાર કરી રહી હતી. તેને પોતાની જાત વિષે હવે કાંઈ જ દરકાર ન હતી. જાણે એક જ ઘા પડવાથી એનાં સઘળાં અંગઉપાંગ પ્રાણહીન થઈ ગયાં હોય તેવી તે થઈ ગઈ હતી. તેને કાંઈ ખબર પડી નહિ કે શું કરવું. એના મનમાં એટલું જ આવ્યું કે કોઈ રીતે અભય સહીસલામત આ નામોશીમાંથી બચી જતો હોય, ને પોતાની મા વગેરેને કાંઈ ઊની આંચ આવતી ન હોય—તો એ પોતાની જાતને ગમે તે રીતે ફના કરી શકશે. તે નિશ્ચયમાં

આવી ગઈ હોય તેમ બોલી: 'હા; મારે એની પાસે જવું છે. હું એને કહીશ કે મારે ને અભયને કાંઈ નથી—કાંઈ જ નથી—કાંઈ કહેતાં કાંઈ નથી.'

એના અવાજની સચ્ચાઈ ને વિહ્વળતા ચંદ્રકાન્ત કળી ગયો: 'બહેન! તમે જો એમ કરશો તો તો તમે અભયનો ચોક્કસ વિનાશ કરી નાખશો!'

તે ટટ્ટાર થઈ ગઈ, તેનો સીનો ફરી ગયો. તેણે દૃઢતાથી ઉત્તર વાળ્યો: 'હું મારો વિનાશ કરીને પણ બીજા સૌને નિર્ભય કરીશ!'

'હું એ જ કહું છું, બહેન! તમે જરા ડહાપણથી વર્તો. તમે ઉતાવળથી આ વાતમાં કાંઈક કરી બેસશો એટલે તો એ વાત વધારે ચર્ચાશે. અત્યારે તો હજી અનિલાને વખતે પૂરી ખબર પણ નહિ હોય—વાત ચર્ચાશે ને અભયની દુષ્ટતા ગણાશે. તમે જો ઉતાવળિયું પગલું ભરશો તે સર્વનાશ કરશો—'

રેણુકા કાંઈ બોલી શકી નહિ. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેને ખબર પડી નહિ કે આથી વધારે એ શું કરી શકે.

'ત્યારે હવે હું શું કરું? હું શું કરું? મને કોઈ મરવા દેતું નથી; કોઈ જીવવા દેતું નથી. હું શું કરું? હું શું કરું તો હું હતી ન હતી થઈ જાઉં, ને છતાં સૌ હેમખેમ રહી જાય.' અને તે રોતી રોતી જમીન તરફ નજર માંડી રહી.

તે કાંઈક શાંત થઈ એટલે ચંદ્રકાન્તે ધીમેથી કહ્યું: 'અનિલાબહેનને ખાતરી કરાવી દઈએ તો—પછી એ

શું બોલે?'

'શાની ખાતરી?'

'કે તમે બીજે જ પરણ્યાં છો. પછી તો એ શી રીતે અભય વિષે લેશ પણ શંકા લાવી શકશે—?'

'પણ હું ક્યાં બીજે પરણી છું?—'

ચંદ્રકાન્ત એક ઘડી ભર વિચારમાં પડી ગયો, પછી બોલ્યોઃ 'તમારી મા પ્રમદકુમારની વાત કરે છે નાં—?'

રેણુકા આશ્ચર્યમાં આંખ ઉઘાડીને એની સામે જોઈ રહી.

'કાલે તમે મોટરમાં બેઠાં હતાં— એમને તમે ઓળખ્યા?'

'ના, કોણ હતા એ?' રેણુકાએ પૂછ્યું.

'એમનું નામ પ્રમદકુમાર!'

'હેં!—અરેરે!'

'કેમ અરેરે?'

'એ માણસ તો મારી પાછળ પડ્યો છે—અમારે ત્યાં કેટલા કાગળ લખ્યા—'

'પણ આજે હવે આપણને એ માર્ગ બતાવી શકે તેમ છે. આજ એ આંહી છે. તમે પણ આંહી છો. તમારી ઉમ્મર મોટી છે. તમે કહેશો એ રકમ તમારા નામ ઉપર હું મુકાવી દઈશ. તમે કહેશો તે રકમ તમારી માને આપશે. તમારી મા ને સૌ એ રીતે વિપત્તિમાંથી બચી જશે. અનિલાની શંકા જ નિર્મૂળ કરી નાખીશું—એમને પણ આંહી બોલાવીશું—'

'કોને?' રેણુકા માત્ર યંત્રની માફક બોલી.

'અભયને, અનિલાને, સૌને—પછી તો એમને ખાતરી

થશે નાં કે તમારે ને અભયને કાંઈ જ નથી—કાંઈ જ ન હતું.'

રેણુકા આંખો મીંચીને પ્રમદકુમારની વયોવૃદ્ધ મૂર્તિને પોતાના હૃદયમાં જોઈ રહી. આપઘાતના વિચારે જીવનમાં જે ભયંકરતા લાગતી હતી—લગભગ એટલી જ ભયંકરતા એની સાથેના લગ્નવિચારે એના મનમાં જાગી. એને મરણ કરતાં આ જીવતું મરણ વધારે ભયંકર લાગ્યું. એક ઘડીભર એને લાગ્યું કે એ મૂર્છા પામી જશે. એ વિચાર કરી રહી. પાછું ભંડારિયા ફરવું એ હવે એને મરણ કરતાં પણ આકારું લાગવા માંડયું. મા પણ એને પ્રમદકુમાર સાથે જ પરણાવવા મનેકમને તૈયાર તો થઈ હતી. તો આ તકે એ માનભેર પોતાની શરતો દ્વારા સૌને સુખરૂપ બનતી હતી—એ વધારે સારું ન હતું? વીશીમાં બેઠેલા અભયની કંગાળ મૂર્તિ તેની નજર સમક્ષ આવીને ચાલી ગઈ. કયાં એ સ્વાધીન જુસ્સાવાળો જુવાન—ને કયાં આ આશ્રય માટે રેણુકાનો ઇન્કાર કરતો ભીરુ માણસ! એને અભય ઉપર ગુસ્સો આવ્યો હતો. ને એના જ પ્રેમબંધન વડે એ પરવશ પણ હતી. એના ઉપરના નિરવધિ પ્રેમે કહ્યું: 'એ ભલે સુખી થાય'—તેના મનમાં ફરી વિચારતરંગ આવ્યો: મારા જાતવિલોપનથી અભય સુખી, સંતોષી ને મહાન બનતો હોય તો ભલે બનો! પોતે અભયને પ્રથમ મળેલી, સૂંડલો ચડાવતાં—તે એને યાદ આવી ગયું. તેનાથી એ સંસ્મરણની વેદનામાં બોલાઈ ગયું: ' અરે રે!—ગયા!'—અને તે પ્રેમના દુઃખમાં ને ક્રોધના આવેશમાં એમ એ રીતે ઘસડાવા લાગી.

' બહેન! દરબાર જીવુભા પણ આંહી છે!'

ચંદ્રકાન્તે કહ્યું.

'જીવુભા ?— એ પણ આંહી છે ?—આંહી એ ક્યાંથી હવે તો—' તે બોલતી અટકી ગઈ. રેણુકાને લાગ્યું કે હવે તો એનો ભંડારિયા પાછા ફરવાનો માર્ગ તદ્દન બંધ થઈ ગયો છે. એના ગામડામાં, ભયંકર કાતિલ મશ્કરી કરવાની દરેક જણાની વૃત્તિ એને યાદ આવી ગઈ. તેણે પોતાના ગામડાને મનમાં ને મનમાં વેદનાથી સ્મરી લીધું: ને મનમાં ને મનમાં શાપ આપ્યો. એ ગામડું એને હવે જાળવે એટલું ઉદાર ન હતું. એના જીવનને જીવતું મરણ બતાવે એટલી જડતા—શબ્દોની સંસ્કારની ને શક્તિની—એ ગામડામાં હતી. હવે ત્યાં જવું —વિલીન થઈ જવું—કે પ્રમદકુમારને પરણવું બધું જ સરખું હતું. તે યંત્રની માફક ચંદ્રકાન્ત તરફ જોઈ રહી. પછી ધીમેથી બોલી: 'હું તમને ઓળખતી નથી—પણ મને હવે કોઈ ન ઓળખે એવું થવા દો. ભલે, તમે તૈયારી કરો—કોઈને ખબર કરવી નથી. કોઈને કહેવું નથી. માત્ર મારે આંહીથી જવું છે!'

'તો પ્રમુદકુમારને બોલાવું ?'

રેણુકાએ ચંદ્રકાન્ત તરફ મોં ફેરવ્યું. ઘડી પહેલાંની સુંદર બાળાને આટલી ભયંકર રીતે શૂન્ય બની જતી જોઈ એ પણ ધ્રૂજ્યો. કોઈ કંગાલ મુડદું તેના તરફ તેજ હીન આંખોએ જોઈ રહ્યું હોય તેમ રેણુકા જોઈ રહી હતી: તેણે ધીમે પ્રાણહીન અવાજે કહ્યું: 'બોલાવો!'

'અરે! પ્રમુદકુમાર! ભાઈ સાબ! આવો, આવો, નીચે તો ઊતરો! મીઠી બાઇ! ક્યાં ગયાં ?'

મીઠીબાઈ પાસેના ખંડમાં જ હતી. 'આ બનાવો

તો, જો જો ફક્કડ બને હો!'

જ્યારે ચા આવી ત્યારે રેણુકાએ એક કપ પ્રમુદકુમાર પાસે મૂક્યો. પ્રમુદકુમારે કહ્યું: 'હવે તો તમારો ગુસ્સો ઉતર્યો કે?'

ચંદ્રકાન્ત હસી પડ્યો. જીવુભા એની ઢબ પ્રમાણે બોલ્યા: 'હોય ભા, હોય, ઊગતી જુવાની છે—સાબનાં નશીબ ને એનનાં પણ નસીબ ને આમ ઘડિયાં લગનનો મેળ ચંદ્રકાન્તભાઈને ત્યાં જ થઈ ગયો. મારો વાલો સૌની ઇચ્છા પાર પાડે છે. હેં! શું ચંદ્રકાન્તભાઈ! મને હરખ કે સાહેબને ભંડારિયામાં ગાજતેવાજતે લાવું—પણ એ વાતની વેતરણ આવી રીતે થવાની હેં! કાંઈ વાંધો નહિ. મને તો લાવો મળ્યો.'

ત્રીજે કે ચોથે દિવસે જીવુભા દરબારે ભંડારિયામાં વાત કરી કે રેણુકા પ્રમુદકુમાર સાથે પરણી પણ ગઈ—ને સાસરે પહોંચી પણ ગઈ.

રેણુકાનો એ વિષે સવિસ્તર કાગળ આવ્યો ને તેમાં છેલ્લે શબ્દો હતો: 'મને હવે સૌ ભૂલી જાય એવું બનો!

લક્ષ્મીબાઈએ એ વાંચીને પોતાના કંગાળ ઘરના એક ખૂણે બેસીને છાનાં આંસુ સાર્યાં.

**પ્રમુદકુમાર**નાં બીજાં પત્ની પણ ઘરમાં હતાં એ વાતની તો રેણુકાને એણે છેક ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે જ ખબર પડી.

'આવ્યાં બા? તમે આવ્યાં? ભલે આવ્યાં. મેં સુખ ભોગવી લીધું, હવે તમે ભોગવો!' રેણુકાને જોઈને એણે ઠંડો ડામ દીધો.

'હું તમે કહેશો તેમ કરીશ,' રેણુકાને બીજું કાંઈ આવડયું નહિ એટલે બોલી: 'ને તમે કહેશો ત્યાં રહીશ!'

'અરે બાઈ! આંહી તો રહેવાના ખંડના ખંડ—એ ભૂતાવળ જેવા પડયા. તારા મારા જેવી તો કોણ જાણે કેટલીય સમાઈ જાય! તારે જે બેચાર ખંડ જોઈએ એ લઈ લેને, બાઈ! તને આવડે છે વાંચતાંલખતાં?'

'થોડુંથોડું આવડે છે!'

'તો ભલે, તારો દી જાશે. આંહી ચોપડીઓના ભંડાર ભર્યા છે. બાકી આશા રાખી રહી હો કે તારું રૂપ જોવા આંહી કોઈ નવરું છે તો ખાંડ ખાય છે! જા દરેક ખંડમાં એક એક અરીસો છે—મોં જોવા માંડ!'

રેણુકા કાંઈ બોલી નહિ, એટલામાં કામ કરવાવાળી યશોદા આવી: 'બાઈસાબ, સાહેબ યાદ કરતે હય!'

રેણુકા ઊઠી ને ઊભી થઈ. 'જા, બાઈ જા. તારા વિના એ બિચારા પાછા કરમાઈ જશે.' એને જતી જોઈને પેલી બાઈએ કહ્યું.

યશોદાએ માર્ગમાં કહ્યું: 'તમને શું કહેતી હતી બાઈ?' રેણુકા બોલી: 'ના, ના—એતો અમસ્તાં—વાત—'

યશોદાએ કહ્યું: 'ગાંડી છે!'

'ગાંડી છે?'

'હા. જુઓને, કેવી બોલબોલ કરે છે?'

રેણુકા યંત્રવત સાહેબના ખંડમાં આવી. પ્રમદકુમાર ત્યાં બેઠા હતા. ભોગવી ચૂકેલા સંસારનો થાક એના શરીર ઉપર ને મન ઉપર હતો. વધારે ભયંકર એવો નિર્વંશ જવાનો ભય ઉત્પન્ન થયો ન હોત, તો એ ફરી વાર પરણત નહિ. તેમને જીવનમાં એ જ વસ્તુમાં રસ હતો; પૈસામાં ને ચોપડીમાં. ચોપડી ને પૈસો એ પારકે હાથ પડેલાં જુએ તો આપઘાત કરે એવા હતા. તે કાંઈક અશક્ત, ઠંડા, જીવન જીવી ચૂકેલા, શરીરથી વૃદ્ધ ન કહેવાય ને મનથી જુવાન ન ગણાય તેવા માણસ હતા.

રેણુકાને તેમણે કહ્યું: 'જુઓ, એ ગાંડી છે, એના કહેવા સામે જોતાં નહિ. આ ઘર હવે તમારું છે. તમને ઠીક પડે તેમ ચલાવજો. માત્ર મને બે વખત ચા—ને એક વખત જમવા આપશો એટલે ચાલશે. કેમ બોલ્યાં નહિ?' પ્રમદકુમાર પોતાના મનથી તો 'રોમાન્સ' ની પરાકાષ્ટા જેવું આ વાક્ય બોલ્યા હતા. પણ એમના વાક્યે રેણુકાના

દિલમાં કાંઈ ઉત્સાહ પ્રેર્યો નહિ. થોડી વાર રહીને વળી બોલ્યા, માત્ર મારી ચોપડીઓ—એ બિચારી જેમ વેરણ-છેરણ પડી હોય તેમ રહેવા દેજો. જુઓ, જે પાને જે કાગળની નિશાની હોય તે તેમ જ રહેવા દેજો. ચાલો, હું ત્યારે—જરા જઈ આવું!'

અને પ્રમદકુમાર પોતાને કામે શહેરમાં ગયા.

પ્રમદકુમાર જ્યારે પાછા આવ્યા ત્યારે એમના મનથી એ ભારે ઉલ્લાસી દેખાતા હતા. હંમેશાં હાથમાં ચારપાંચ ચોપડા હોય તેને બદલે આજે એમના હાથમાં એક અત્તરની શીશી હતી. તે મનમાં ને મનમાં વિચાર કરી રહ્યા હતા કે સાળું વાત્સાયનકામસૂત્રની ખરી તારીખ—કઈ હોઈ શકે—પણ એટલામાં રેણુકાને સામે ઊભેલી જોઈને, એક ઘડીભર, કામસૂત્રની બિચારી તવારીખચર્ચાએ, એમના દિલમાં શાંતિ અનુભવી.

'તમે વાંચ્યું છે—?' તેણે રેણુકાને કહ્યું: 'બહુ રસિક છે હો. લો, હું તમારે માટે આ અત્તરની શીશી લાવ્યો છું. તમે કામસૂત્ર વાંચ્યું તો હશે?'

રેણુકા એક પળભર વેદનાથી આંખો મીચી ગઈ. તેના અંતરમાં એક તુમુલ તોફાન જાગ્યું હતું. અત્તરની સુગંધે એને મા મુરલીની યાદ આપી હતી. એને એક ઘડીભર એમ પણ થઈ આવ્યું કે એણે જે પગલું લીધું તેમાં મા મુરલીને પૂછ્યું હોત તો તે નવો માર્ગ બતાવત. તેની કલ્પનાની આંખ સામે અભયનો—જ્યારે એ ભંડારિયામાં પહેલવહેલો આવ્યો તે વખતનો—ચહેરો રમી રહ્યો. 'નિષ્ઠુર!' તે પોતાના મનમાં મોટેથી બોલી ગઈ,

ને પછી જાણે એ ડંખ ખંખેરી નાખતી હોય તેમ તેણે હાથ ખંખેર્યો.

હાથ ખંખેરતાં સોનાની ઘૂઘરીવાળી બંગડીઓ રસભરિત કાવ્યપંક્તિ જેવી બોલી રહી.

'લો. આ હું તમારે માટે લાવ્યો છું!' પ્રમદકુમાર અત્તરની શીશી સામે ધરી રહ્યો હતો.

એને એક ઘડીભર આ ડોસાને ધક્કો મારી નાસી જવાનું મન થઈ આવ્યું.

'લો! નવી વહુને મનાવો છો ને શું?' અવાજ સાંભળી પ્રમદકુમારે પાછળ જોયું તો એની જૂની વહુ આવીને ઊભી હતી. 'યશોદા!' તેમણે યશોદાને બૂમ મારી. યશોદા દોડતી આવી. 'આ તારી બાઈને એનો ખોરાક દે. એ ભૂખ્યાં લાગે છે.' આ તારી બાઈને એનો ખોરાક દે—નો અર્થ એને કોઈ ખંડમાં પૂરી દે એવો થતો હતો. એ સંકેત માત્ર પ્રમદકુમાર ને યશોદા બે જ સમજતાં હતાં.

યશોદાએ તેનું બાવડું ઝાલી તેને આગળ કરી: 'ચાલો, બાઈ! ચાલો. તમારો ખોરાક આપું છું હો, ચાલો.'

'નવી નથી માનતી ના?—બોલી, માની જા, માની જા, બાઈ, આવતી કાલ તારી નથી!'

ગાંડીને યશોદા લઈ ગઈ.

અત્તરની શીશી સામે ધરીને પ્રમદકુમાર બોલ્યા: 'લો, આ તમારે માટે છે!'

રેણુકાએ શીશી તો હાથમાં લઈ લીધી. પણ મા મુરલીની સુગંધમહેકતી દેહ જે રીતે એ શૃંગારી સાધનને પોતાના વ્યક્તિત્વથી રંગી દેતાં તેમાં—અને આજે આ

માણસના અન્તરને સ્પર્શ કરવામાં કેટલો ફેર હતો !

રાત્રે કામ કરવાવાળી યશોદાબાઈએ પૂછયું: 'બાઈ-સાહેબ ! સાહેબે કાંઈ કહ્યું છે ?'

'શાનું ?'

'એમનો પલંગ ક્યાં રાખવો છે તે ?'

રેણુકાએ કહ્યું: 'કેમ વળી ? જ્યાં રહેતો હોય ત્યાં—'

'જી હા; પણ જ્યાં સાહેબ સૂએ છે ત્યાં આજે બે પલંગ ઢાળવાની જગ્યા કરવી છે, તો તેમની ચોપડીઓ બીજા ખંડમાં ફેરવું ?'

'ફેરવી નાખો—'

રાત્રે પ્રમદકુમાર આવ્યા ત્યારે રેણુકાને પોતાના ખંડમાં જોઈ પહેલાં જરાક અસ્વસ્થ થયા. ત્યાં તો એમની નીચે પથારારૂપે રહેતી કોઈ ચોપડી જ ત્યાં મળે નહિ.

'તમે આંહીથી મનુસ્મૃતિ પણ ફેરવી નાખી ?' તીખા, ઝીણા, ચાંપલા, છોકરીના જેવા અવાજે, તે બોલ્યા. 'હાં—મારી મનુસ્મૃતિ—' રેણુકા એમાં કાંઈ સમજી નહિ. તેણે મંદ અવાજે જવાબ વાળ્યો: 'કામ કરવાવાળીએ તે પ્રમાણે કર્યું લાગે છે.'

'હાં – હાં . . . પોતાનાં ચશ્માં સરખાં કરી, કાંઈક ઝીણી આંખ કરી ચપટી વગાડતા પ્રમદકુમાર બોલ્યા.— 'હાં—હાં—એ તો યશોદાએ ફેરવી હશે.'

રેણુકા સમજી શકી નહિ પણ તેનું લોહી થનગનાટ કરતું હતું. આ ડોસલાને ધક્કો દઈ તેને ભાગી જવાનું મન થઈ આવ્યું.

એટલામાં પ્રમદકુમાર હસ્યા: 'તમે મને કહ્યું નહિ હો—તમે પણ લુચ્ચાં છો—મેં તમને આજ પૂછયું હતું

તે—તમે કામસૂત્ર વાંચ્યું છે ?'

રેણુકા કાંઈ જવાબ આપે તે પહેલાં પ્રમદકુમાર ફરી હસ્યા. તે જાણે હસવામાં માનતા હોય તેમ રેણુકાનો હાથ આમ ફરતો તો હસતા, બંગડી રણકાર કરે ને હસતા, રેણુકા તેની સામે જુએ ને હસતા: એમના એ અર્થહીન હાસ્યનો શી રીતે ઉત્તર વાળવો તે રેણુકા વિચાર કરી રહી હતી, ત્યાં એ ઊઠ્યા: 'સાળું ! સોહાગરાતની વ્યુત્પત્તિ શી હશે ?'

વ્યુત્પત્તિ વિનાની સોહાગરાત ભયંકર રીતે અશાસ્ત્રીય થઈ જશે એમ માનીને એ પલંગમાંથી બેઠા થયા: 'જુઓને, હમણાં હું જરાક સોહાગરાતની—જોઈ કાઢું—તમે અધીરાં થતાં નહિ હો !' અને તે હસ્યા. 'આ જુઓને, મારી ચોપડીઓ બિચારી વર્ષોથી આંહી રહેતી—આજે એમને પણ દેશવટો મળ્યો !'

રેણુકા કાંઈક છણકો કરીને બોલી: 'કરી દઉં તમારા પલંગમાં એનો પથારો ? તમને ઠીક પડશે !'

પણ રેણુકાના છણકાને લીધે શંકરની પેલી માયાને વધારે સમજવા પ્રયત્ન કરતા હોય તેમ પ્રમદકુમાર તેની પાસે આવ્યા. તેણે રેણુકાનો માંસલ હાથ હાથમાં લીધો. 'ઓહો ! શી મોહિની માયા છે !'

રેણુકાએ હાથ તેના હાથમાંથી ખેંચી લીધો: 'જુઓ, હું તમને કહું, તમે મને માયા—માયા કરો છો તે ગમતું નથી.'

પ્રમદકુમાર ફરી હસ્યા. આ વખતે એ એટલું સુક્કું હસ્યા હતા કે રેણુકાની આંખમાંથી બળ કરીને બે આંસુ નીકળી પડ્યાં.

બીજે દિવસે રેણુકાના દિલમાં પહેલવહેલો એક ભયંકર વિચાર આવ્યો: 'આને સૂતો મુકયો હોય તો !' એ જ્યાંથી આવી ત્યાં આ વાત સાધારણ હતી.

એને ખબર ન પડી, પણ ત્યારપછી તો એના જીવનમાં ધીમેધીમે એક એવો પલટો વણાતો હતો કે જો તે જોઈ શકી હોત તો પોતે ભયથી કાંપી ઊઠત. આંહીનો વસવાટ એને ફેરવી રહ્યો હતો.

એ પ્રમદકુમાર પાસે બેસતી, ઊઠતી, પણ એની વૃત્તિ કોણ જાણે ક્યાં ફર્યાં કરતી.

એમાં હવે ભંડારિયાને સ્થાન ન હતું. લક્ષ્મીને પણ સ્થાન ન હતું, રણુજિતને પણ સ્થાન ન હતું. એ પોતે શું બની રહી છે એની પણ એને ખબર ન રહી. તે આખો દિવસ—વિલાસમાં કોચ ઉપર પડી રહેતી. એની અવસ્થા દિવાસ્વપ્ન જેવી થઈ ગઈ. એમાં ક્યારેક અભયની મૂર્તિ આવી જતી—પણ એ હાથનાં કંકણ હલાવીને જાણે એનો ડંખ વિસારી દેતી.

એકદમ સાદા જીવનમાંથી એ જે વૈભવમાં પડી ગઈ તેણે એની જાતને ભુલાવી દીધી. તેના મોં ઉપર હવે ઘણી વખત છાનું હાસ્ય આવી જતું. જીભને ટેરવે સિનેમાની ગતો રમી જતી. યૌવનને વધારે આકર્ષક બનાવનારાં વસ્ત્રાભૂષણોને લીધે અરીસા સામે એ કલાકના કલાક ઊભી રહેતી.

એ લક્ષ્મીને લગભગ વીસરી ગઈ. લક્ષ્મીએ એને કાગળ લખ્યો હતો કે એક વખત તું આંહી આવી જા—પણ તેણે આવવાની મુદત બાદ મુદત નાખ્યે રાખી. આવડા મોટા

ઘરની નારીને આગ્રહ પણ બહુ ન કરાય, એમ ધારીને લક્ષ્મી પણ શાંત રહી હતી. તેણે વિચાર્યું કે એક વખત પોતે આંટો મારી આવશે. રેણુકા જેમ ભંડારિયાને ભૂલી ગઈ તેમ રણજિત અને મા મુરલીને પણ ક્વચિત જ યાદ કરતી.

એના જીવનપલટામાં મુખ્ય ભાગ પ્રમદકુમારે ભજવ્યો હતો. તેણે એને પોતાની કરવા સર્વ પ્રકારની સ્વતંત્રતા આપી હતી. સ્વતંત્રતાથી કે બંધનથી કે કોઈ રીતે એ એની થાય એ શકય ન હતું. પણ એક વસ્તુ બની. રેણુકાને પ્રમદકુમારે મોહિનીરૂપ ગણી હતી, તે પ્રમાણે એ મોહિની બની રહી. પ્રમદકુમારે એ વસ્તુસ્થિતિને સંતોષનું આવકારદાયક ચિહ્ન ગણ્યું : પણ ખરી રીતે જીવનમાં અજાણ્યા પડેલા અનેક અસંતોષી ભાવો પ્રગટ કરવા માટે એ રેણુકાનો ઠઠારો હતો.

રેણુકાએ પોતાના શોકને વસ્ત્રાભૂષણમાં છુપાવી દીધો હતો. પોતાના અંતરંગ ભાવને વાણીથી અપ્રગટ રાખીને એ નથી, એમ માન્યું હતું.

પ્રમદકુમાર પરણ્યા હતા તે મોજશોખ કરવા માટે નહિ—પુત્રલાલસાથી પ્રેરાઈને. એમનો સ્વભાવ એક રીતે જેને યાંત્રિક બુદ્ધિવાદી કહીએ તેવો હતો. તે દલીલ વિના વાત ન કરી શકે, એટલું જ નહિ વાત ન થઈ શકે એ મતના હતા. જેમ એની રીતે એમના શોધખોળના પ્રિય વિષયમાં એ ઘણા બુદ્ધિમાન હતા, તેમ કેટલાક વિષયમાં મોટા બાળક જેવા હતા. ખરી રીતે ચાલીસ વર્ષના સતત અભ્યાસને લીધે એ ઘણી બાબતમાં નાના છોકરા જેવા રહી ગયા હતા. હસતા ત્યારે કારણ વિના હસી શકતા. એ

હસતા ત્યારે બંધ ન રહેતા. અને બંધ રહેતા ત્યારે હસવાનાં ગમે તેટલાં કારણ હોય તોપણ ન હસતા. તેમને નાનપણથી જ પોતાના કામમાંથી નવરા થઈ કોઈપણ બાઈ માણસ પાસે બેસી વાતો કરવાની ટેવ હતી. આ ટેવ એમની લગભગ જીવનદાત્રી બની ગઈ હતી એમ કહીએ તો ચાલે. અનેક સ્મૃતિઓની અનેક વખત તુલના કરીને અનેક ક્ષેપક શ્લોકો શોધી કાઢ્યા પછી—તે જઈને વાતો કરવા બેસતા. એ વાતો જેટલી સાધારણ ને બુદ્ધિહીન, તેમ એમને વધારે આનંદ આવતો. એટલે જ્યારે કુમારાનંદ ને મુરલી ઘરમાં હતાં—ત્યારે એ મુરલી પાસે યશોદાબાઈ બેઠી હોય તો તેની પાસે જઈ યશોદા પાસે વાતો કરતા. પણ મુરલીને તો એમની વાતોમાં કાંઈ રસ ન હતો. સ્વભાવે આમ વિચિત્ર, કાંઈક અદકપાંસળી જેવા મંદબુદ્ધિ હોવાથી જ્યારે કુમારાનંદ ને મુરલી ચાલ્યાં ગયાં—ત્યારે તેમણે કેવળ થોડો પ્રયત્ન કરી એ વાતને વિસારી દીધી. બીજી બાઈ લાવ્યા હતા. પણ તે એના સ્વભાવને લીધે ગાંડી જેવી બની રહી હતી. ને પોતે પોતાને ઘરભંગ જ ગણાવતા રહ્યા. આજે એ રેણુકાને લાવ્યા, તે પણ એમને મન એક વાત કરવાનું સ્થળ મળ્યું એમ જાણીને લાવ્યા હતા. રેણુકાના શરીરમાં કેટલા પ્રકારની મોહિની છે તે જોવાને તેમની આંખ ટેવાયેલી નહતી : તેમ જ એ શરીર કેટલું સુંદર છે એ વિષે પણ એમને બહુ ખ્યાલ ન હતો. એમની ઇચ્છા હતી કે એકાદ વારસ પુત્ર હોય તો એમના પૈસા ન બગડે. પણ એથી વિશેષ તો ઢંગધડા વિનાની વાતો કરી શકાય—અભ્યાસની કે અભ્યાસના વિષયની નહિ—

પણ હમણાં વંચાય કેવાં આવે છે, સાળું આજે તો શાક ઘણું સારું થયું, તમે કેમ હમણાં નવી સાડી પહેરતાં નથી, એવી ઢંગધડા વિનાની અનેક વાતો—કે જે દરેક પુરુષ દરેક સ્ત્રી પાસે કરે છે—કારણ કે ઢંગધડા વિનાની આવી વાતો માટે સ્ત્રીનાં કરતાં વધારે યોગ્ય પાત્ર મળવું મુશ્કેલ છે; કારણ કે પુરુષની ઢંગધડા વિનાની વાતને માત્ર સ્ત્રી જ પોતાના સહજ પ્રેમથી રસી દઈ શકે છે—એવી વાતો કરવા માટે પ્રમદકુમાર રેણુકાને લાવ્યા હતા.

રેણુકાને કેટલોક વખત સુધી તો આ ઠીક લાગ્યું. એને લાગ્યું કે પ્રમદકુમાર એની પાસે બેસીને મોજમજા કરે છે. તે પોતે શોખીન થતી ગઈ. દેખાદેખીથી તેણે પોતાની ટાપટીપમાં ફેરફાર કર્યો. તેનું રૂપ પણ ખીલતું ગયું. તે સિનેમાનાટકની પણ રસિયણ થતી ગઈ. શહેરમાં એણે જે જે નવું જોયું, તે તે સર્વ તેણે ભૂખ્યાની પેઠે પોતાનું કરી લીધું. પ્રમદકુમાર તેની પાસે બેસતા, વાતો કરતા, તેને ખીલવતા, તેના મનથી તેને સુખી કરતા; પણ એના શરીરમાં વસી રહેલાં અસંખ્ય પ્રકારનાં પ્રેમબિંદુઓને તે સંપૂર્ણતઃ પિછાની શકતા નહિ. રેણુકા પણ એની હાજરી માત્રથી કાંઈક ઠંડી અનુભવતી. એટલે રેણુકાના દિલના એક ખૂણામાં અતૃપ્ત વાસનાની નાની સરખી આગ જલતી રહી હતીઃ એ આગને પિછાનવાની કોઈનામાં શક્તિ ન હતી. પણ દેખીતી અનેક સુખસગવડો વચ્ચે આ વસ્તુ સૂતેલી હતી તે રેણુકાને પોતાને પણ કદાચ ખબર ન હતી.

ઘરના કામકાજ માટે એક સોહનલાલ નામે જુવાન

રહેતો હતો. એક દિવસ સોહનલાલ કાંઈક મોડેથી રજા લેવા આવ્યો, ત્યારે તેની ગૌર કાંતિ નવા વેષને લીધે શોભી રહી હતી. તેણે આજે ઊરબ સુરવાળ પહેરી હતી, અને તેના પર લાંબી રેશમી સિરવાઈ ને માથે લીલા રંગનો સોનેરી બુટ્ટા-વાળો રેશમી સાફો બાંધ્યો હતો. સત્તરઅઢાર વર્ષની ઊગતી જુવાની તેની દેહને વધારે ઓપ આપી રહી હતી.

રેણુકાએ પૂછ્યું: 'અલ્યા! કેમ આજે આમ?'

'જવું હશે ક્યાંય!' પ્રમદકુમારે કહ્યું.

સોહનલાલ જરાક શરમાઈને બોલ્યો: 'સાહેબ! મારે સાસરે જવાનું છે!'

'હેં અલ્યા—જમવા?'

'જી, હા.'

સોહનલાલ ચાલ્યો ગયો. પણ એનો આજનો મુગ્ધ ચહેરો રેણુકાને બહુ મનોહર લાગ્યો. એથી વધુ તો, એને ખબર ન હતી, ખબર પડી પણ નહિ: પણ એની મનોહર, તદ્દન શરૂઆતની જુવાન અવસ્થાનું એને આકર્ષણ થયું હતું—ને પ્રમદકુમારની સાથે વિરોધાભાસથી શોભી ઊઠતો એ ગૌર છોકરો એને ગમી ગયો હતો. એ પોતે પણ એ વાતને લાંબા વખત સુધી કળી શકી ન હતી. એ તો જ્યારે એણે સોહનલાલને હસતાં હસતાં કહ્યું કે 'અલ્યા! વહુને મળવા ગયો તો એવો જ વેષ રાખતો હો તો—એમાં તું રૂપાળો લાગે છે!' ત્યારે જ એ પ્રથમ આશ્ચર્યમાંથી જાગતી હોય તેમ તેની સામે જોઈ રહી, ને સોહનલાલને પૈસા આપીને એવો વેષ કરાવી દીધો.

થોડા દિવસ પછી પ્રમદકુમારે કહ્યું કે મારે બેત્રણ

દિવસ બહારગામ જવું પડે તેમ છે, ત્યારે રેણુકાનું હૃદય કૂદીને એના મોં ઉપર આવતું રહી ગયું: પણ જ્યારે પ્રમદકુમારે કહ્યું કે યશોદાબાઈ તો છે—ને તમે સોહનલાલને કહી દેજો, આંહી રહી જાય, ત્યારે ઘણો પ્રયત્ન કર્યા છતાં રેણુકાનું દિલ કાંઈક વધારે ઉતાવળું, વધારે-પડતું ચિંતાભર્યું, વધારેપડતું ઉશ્કેરાટ અનુભવતું થયું હતું. એણે પૂછ્યું: 'ચોક્કસ જવાનું હોય તો જ કહીએ—નહિતર તો પછી કહેવરાવશું.'

રેણુકાના વાક્યને હમેશના જેવું સામાન્ય સમજીને જ ન્યાયબુદ્ધિ બોલ્યા: 'ના, ના, ચોક્કસ જવાનું છે.'

સોહનલાલ પાસેથી પસાર થતો લાગ્યો.

રેણુકા એને બોલાવવા ગઈ, પણ બહુ યત્ને પોતાના શબ્દ રોકી રાખ્યા: અને પ્રયત્નની સ્પષ્ટ અસર ચહેરા પર થઈને ચાલી ગઈ.

પ્રમદકુમારે હાકલ મારી: 'સોહનલાલ!'

'જી!' કરતો સોહનલાલ હાજર થયો. હવે તો એ આ વેષમાં ને ગૌર દેહમાં, કાંઈક કુદરતી રીતે રૂપાળો હોવાથી સુંદર લાગતો હતો.

'એલા, તું તો હવે વહુને માટે થઈ ને આ રીતે જ રહેવા લાગ્યો કે શું?'

રેણુકા સચિંત એ સાંભળી રહી. પણ તેણે પોતાના મનને હિમ્મત આપવા કાંઈક વધારેપડતા મોટા અવાજે કહ્યું: 'અલ્યા! આવો વરણાગિયો ક્યાંથી થઈ ગયો? બાપ બિચારો ઢેફાં ભાગે છે—મોટા ફૂલફટાક થઈ ને ફરો છો તે—જો સાંભળ, સાહેબ શું કહે છે!'

'તમે પણ શું બિચારાને—' પ્રમદકુમારે કહ્યું.

'બિચારો છે? વરણાગિયો નહિ તો!' રેણુકાએ તિરસ્કાર બતાવ્યો.

'જો, તારે કાલથી બેત્રણ દિવસ આંહીં આવવાનું છે. મારે ગામ જવાનું છે: ભૂલ થાય નહિ હો.'

'જી, હા.'

'જી, હા!' રેણુકા એના શબ્દનો તિરસ્કારથી પ્રતિધ્વનિ પાડી રહી. 'પણ આ તારો વરણાગિયો વેષ પહેરીને ન આવતો સમજ્યો કે?' તેણે ઉમેર્યું.

સોહનલાલ સમજ્યો. તેણે શાંતિથી જવાબ વાળ્યો: 'જી, હા!'

'શું તમે પણ—છોકરું છે—એને જીવ નહિ હોય—અલ્યા, તું તારે તને ઠીક પડે તેવું પહેરજે—એની આપણે શી પંચાત?' સાહેબ બોલ્યા.

'ભલે, પણ ખબરદાર, જો કોઈ કાપડના નામાવાળો તને શોધતો આંહીં આવ્યો છે તો.' રેણુકાએ કહ્યું.

ત્રીજે દિવસે સાંજે સાહેબનો તાર આવ્યો કે કામ હોવાને લીધે બે દિવસ એ મોડા આવશે, ત્યારે તાર લઈને સોહનલાલે જેવો પ્રવેશ કર્યો ને વાત કરી કે તરત જ રેણુકાએ ઝડપથી તેના હાથમાંથી તાર ઝૂંટવી લીધો: તેનો હાથ મરડીને ગાલ ઉપર ચૂંટીઓ ખણતાં કહ્યું: 'અરે, તું તો છોકરી થઈ હોત છોકરી. મારા જેવાને—' વાક્ય અધૂરું રહ્યું.

રેણુકા વધારે ને વધારે પરવશ થતી ગઈ. તેને પહેલાં તો લાગ્યું કે એનું જોબન અને એની મોહિની, અને એના શરીરમાં રહેલી અસંખ્ય રૂપલીલા પ્રમદકુમારને માટે કોઈ

અનેરી ઉષ્મા પ્રગટાવી આકર્ષણરૂપ બની શકતાં નથી, ત્યારે એ સઘળાં એના શરીરમાં પાછાં સમાઈ જતાં હતાં; પણ આજે સોહનલાલને જોઈને, જેમ સંસ્મરણોનો અગ્નિ પ્રગટે તેમ, એના દેહમાંથી, હજાર રીતે રૂપલીલા પ્રગટ થવા માંડી.

'યશોદા ક્યાં છે?' તેણે સોહનલાલને પૂછ્યું.

'સત્યનારાયણની કથા સાંભળવા ગઈ છે.'

રેણુકા પાસેના એક મશરૂતળાઈવાળા કોચ પર પડી ગઈ. તેનો ભૂરો. રેશમી, અનેક કરચલીવાળો ઘેઘૂર ચણિયો કોચ પર પથરાઈ રહ્યો. તેણે પોતાનો એક પગ અત્યંત છટાથી કોચના હાથ પર નાખી રાખ્યો હતો; પણ તેથી તેના પગની અરધી ખુલ્લી પિંડી સોનેરી ઘૂઘરીવાળા રૂપાના સાંકળાને શણગારતી હોય તેમ શોભી રહી. તેનો સાળુ કોચ નીચે લટકવા માંડ્યો: ને તેને ખબર હતી કે ખબર ન હતી તે કહેવું મુશ્કેલ છે, પણ તેથી તેનું રસયૌવન વધારે મનોહારી રૂપ ધારીને અર્ધખુલ્લી ગુલાબની કળી જેમ શોભી રહ્યું હતું.

તેણે એ હાથ માથા નીચે મૂકી, પ્રોત્સાહનભરેલું સ્મિત કર્યું, અને શરીરના અર્ધચંદ્રાકારે, મંદ આલસ્ય વડે વધુ વાણીમય બનાવી મૂક્યું: તેણે કાંઈક ઉતાવળે, ઉન્માદ-ભરેલા અવાજે, ને વ્યગ્રતા દર્શાવતા ઘેલછાભરેલા શબ્દોમાં કહ્યું: 'છોકરી! આંહીં આવ—છોકરી!"

એ જ વખતે યશોદાનો નીચે અવાજ સંભળાયો. સોહન આગળ વધવા જતો હતો તે અટકી ગયો. એટલામાં યશોદા 'બાઈસાહેબ, આપનો આ એક કાગળ મારાથી ભૂલમાં બહાર ફેંકાઈ ગયો હતો, તે જોઈ લો—ને આપને

ઉપયોગી હોય તો—' એમ કહેતી અંદર આવી. તે એક ઘડીભર આ દેખાવ જોઈને ક્ષોભ પામી ગઈ; પણ એટલામાં રેણુકાએ 'લાવ તો—' એમ કહી તેની પાસેથી કાગળ માગ્યો તે આપવા એ આગળ વધી. પાછી ફરી ત્યારે સોહનને ત્યાં જોયો નહિ. એટલામાં ગાંડી બૈરીની બૂમાબૂમ સાંભળી તેણે બહાર જવા પગ ઉપાડચો, ને તે બહાર મૂકચો ન મૂકચો, ત્યાં કોચ ઉપરથી રેણુકાનો રુદનધ્વનિ સાંભળી તે થોભી ગઈ:

'બાઈસાહેબ ! શું છે કાગળમાં ?—કાંઈ ? '

'કાંઈ નથી—તું તારે જા,' રેણુકાએ સ્વસ્થ થતાં જવાબ વાળ્યો.

સવારે પોતે ટ્રંક સાફ કરતી હતી, ત્યારે ધ્યાનબહાર અભયનો એકાદ કાગળ એણે ફેંકી દીધો હતો તે યશોદાએ અત્યારે આપ્યો હતો: અને એને અભય ફરી સંસ્મરણમાં ચડી આવ્યો. પ્રબળ વૃત્તિઓના તુમુલયુદ્ધને સહન કરવાની એની અશક્તિએ એને ગભરાવી મૂકી હતી, અને એણે રુદન વડે એ વૃત્તિઓને કાંઈક માર્ગ આપ્યો હતો.

બીજે દિવસે જ્યારે લક્ષ્મીનો કાગળ આવ્યો, ત્યારે તેમાં માની, મુરલીની, કુમારાનંદની ને ગામની વાતો વાંચીને તેને એનું બાળપણ યાદ આવ્યું, નિર્દોષ રમતો યાદ આવી, રણજિતની કામ ન ખૂટે તેવી વાતો યાદ આવી, મા મુરલી યાદ આવ્યાં: અભય સંસ્મરણમાં પ્રગટચો. તે કાગળને હાથમાં રાખી મોકળે મને, જે કોચ પર કાલે લાંબા વખત સુધી પડી હતી, તે કોચમાં જ પડી પડી રડી રહી.

પણ એ બિચારી ગમે તેટલું રડે, રડવાથી માણસ

પોતે પોતાનું ઘડેલું પિંજર તોડી શકતો નથી: આ પિંજરે મોટામોટા નરપુંગવોને ગરીબ જેવા બનાવી દીધા હતા. રેણુકા રડતી રહી, અને જીવનના રસભર્યા કડવા અનુભવને પણ પીતી રહી.

**અભયે** જ્યારે રેણુકાને ચંદ્રકાન્તને ત્યાં જતી જોઈ ત્યારે એને એક રીતે આનંદ થયો હતો ને એ જ વખતે ભય પણ લાગ્યો હતો. હવે એ સહીસલામત છે, ને કોઈ અનિચ્છનીય બનાવ બનવાનો સંભવ ઓછો થયો છે, એથી એને આનંદ થયો; પણ ચંદ્રકાન્તની પોતા સાથેની સંબંધ-રીતથી એને ભય પણ થયો. એ ગમે તે વખતે આ વાત ફૂંકી મારે તો પોતાની પ્રતિષ્ઠા જાય, પોતે હલકો પડે ને એનો આશ્રય પણ જાય. એને ધ્યાન રહ્યું ન હતું, પણ સહીસલામતી ને આશ્રયને માર્ગે એ એટલો તો આગળ વધી ગયો હતો કે જેમ વર્ષો સુધી નોકરી કરી હોય તેને નોકરી સિવાય બીજા કશામાં પછી જીવન લાગે નહિ, તેમ અભયને પણ પોતાની સગવડ ને સહીસલામતી સિવાય બીજી કોઈ વાતમાં જીવનનો રસ રહ્યો ન હતો. એને એમ પણ ન થયું કે જે છોકરીએ ગામડાગામની પ્રણાલિકા વિરુદ્ધ એકલે હાથે આટલો લાંબો પંથ કાપી પ્રીતમની શોધમાં એકાકી આવવા જેટલી બહાદુરી બતાવી હતી, તે

પાછી પોતાના ગામડામાં જવાની બહાદુરી બતાવી નહિ શકે. પ્રણાલિકા તોડી બહાર નીકળી જવું સહેલું છે; પણ પ્રણાલિકા તોડ્યા પછી પોતાનું સ્થાન પાછું મેળવવું ઘણું મુશ્કેલ છે. ગામડાગામની ઝીણીઝીણી નિંદાખોર વૃત્તિનો જેને પૂરેપૂરો ખ્યાલ હતો તે અભય પણ અત્યારની એની આ મનસ્થિતિ જોઈ શક્યો નહિ.

એટલે જ્યારે રેણુકાને ચંદ્રકાન્તને ત્યાં જતી જોઈ ત્યારે તે પાછો વળી ગયો.

સઘળું સહીસલામત છે—એવો અવાજ સાંભળીને ભીરુને જેવો આનંદ થાય તેવો આનંદ એને થયો.

થોડા દિવસ પછી ચંદ્રકાન્તને મોંએથી એણે વાત સાંભળી, ત્યારે જ એને ખબર પડી કે રેણુકા ચંદ્રકાન્તને ત્યાં રહી હતી ને પ્રમદકુમાર સાથે પરણી ગઈ હતી.

રેણુકાના સ્વભાવને એણે આવેશવાળો ગણ્યો. કોઈ મિત્રે પૂછ્યું હોત તો એ કહેત કે કાંઈક ગેરસમજથી એણે આમ કર્યું લાગે છે. જેણે એને માટે ઘર, ગામ ને મા તજ્યાં હતાં, તેના આવેશભરેલા પ્રેમનો પોતે વાળેલો પ્રત્યુત્તર અતિતપ્ત ધાતુ ઉપર પડતા ઠંડા પાણી જેવો હતો—ને તેથી એ આઘાતપ્રત્યાઘાતનું આ પરિણામ જ આવે એ એને સૂઝવા છતાં સૂઝ્યું નહિ. તેણે પોતે એવી રીતે આશ્વાસન લીધું કે હવે રેણુકાનો પ્રશ્ન થાળે પડી ગયો છે.

આમ કાંઈક ખાતરીભરેલી સહીસલામતીને ખોળે એક દિવસ એ સુખસ્વપ્ન સેવી રહ્યો હતો, ત્યાં અનિલાના પગરવે તેને જાગ્રત કર્યો.

'સાંભળ્યું તમે? મને તો ચંદ્રકાન્તે વાત કરી—'

અભયે કહ્યું: ' શાની ? '

' તમે ત્યાં હતા ના—માસ્તર—ભંડારિયામાં—ત્યાંની કોઈ એક બાઈ આંહી આવેલી— '

અભયને શરીરે ઠંડી ચડી. થોડા દિવસ પહેલાં જ બનેલો એક કિસ્સો એને યાદ આવી ગયો: પોતે અપરિણીત કહેવરાવતો જુવાન પરણેલો નીકળ્યો, ને નવવધૂએ મર્યાદા-ભંગ કરી તેને બેચાર ચોડી કાઢેલી. અનિલાની તીખી મુખમુદ્રા જોઈ અભયને એનું સ્મરણ થઈ આવ્યું. પણ એણે મનમાં જ સમાધાન શોધ્યું કે પોતે ક્યાં પરણેલો હતો ? માત્ર વચન આપ્યું હતું—પણ એના સાક્ષી કોણ હતા ? પોતાની જાતને બચાવવા પોતે કેવી વિચિત્ર દલીલ કરી રહ્યો હતો, એ પણ એને યાદ ન આવ્યું.

' હશે ! ' તેણે જવાબ વાળ્યો.

' પછી એ તો ગામડાની ગોરી નશીબદાર નીકળી. પ્રમદકુમાર જેવા શ્રીમંતની દૃષ્ટિએ પડી, ને એ પરણી પણ ગયા, ને પોતાને ત્યાં પાછા ચાલ્યા પણ ગયા: એ તો નીકળેલા સહેલ કરવા ને લેતા ગયા સાહેલી ! '

' ઓત્તારીની ! '

' છે ના—હવે તો ગામડાવાળીઓ પણ સૌને પાણી ભરાવે તેવી— '

અભય વાત બદલવા માગતો હતો : ' આજે તો હવે કેમ છે રતિકાન્તને ? '

' એ તો એમનું એમ. '

થોડા દિવસ થયાં રતિકાન્ત દીવાનાપણાનાં વધારે સ્પષ્ટ ચિહ્નો બતાવી રહ્યો હતો. અને છેલ્લાછેલ્લામાં તો

દરેકને ઊભો રાખી— 'તમે જોયું નથી ના? તમને ખબર છે ના? સાળો દુષ્ટ નીકળ્યો—' એવું એવું લવન કર્યાં કરતો.

રતિકાન્તના નબળા મગજ ઉપર ચંદ્રકાન્તે આ એક જ વાતનું રમણ આપીઆપીને એને વહેમી ને કુશંકા કરનારો બનાવી દીધો હતો. એને વહેમ હતો કે માલિની ને અભય એકબીજાંને ઓળખે છે, માટે એકબીજાંને ચાહે છે. ધીમેધીમે આ વાત પર જડની પેઠે એ મક્કમ થવા લાગ્યો: ને એમ કરતાં કરતાં એક દિવસ જમતાં જમતાં ઊઠીને 'મને ઝેર આપ્યું! મને ઝેર આપ્યું!' એમ કહીને દોડી ગયો.

ત્યારથી હજી એનું ઠેકાણું આવ્યું ન હતું: કારણ કે બે ઘડી ડાહી વાત કરે એટલામાં પાછો હતો તેવો ને તેવો થઈ જાય. માત્ર એટલું સારું હતું કે કોઈ પણ માણસની હાજરી હોય તો એ ચુપચુપ ભયથી ધ્રૂજતો હોય તેમ બેઠો રહેતો. એમાં પણ ભરતીઓટ તો આવતાં.

અભયે અત્યારે એની વાત એટલા માટે કાઢી હતી કે પોતે રેણુકાની વાતમાંથી દૂર થાય. પરંતુ ત્યાં પણ એ ભૂલ્યો. પોતાની પાસે આવીને એક દિવસ એ એને અચાનક કહી ગયેલો 'તમે માલિનીને ઓળખો છો ના? મને ખબર છે હો'—તે તેને સાંભરી આવ્યું. ખરી રીતે, એણે આ ઘર છોડી દીધું હોત, તો કદાચ રતિકાન્તના વહેમને પોષણ મળત નહિ. એને પોતાની જાત આંહી પણ અપરાધી લાગી.

તે સીધી રીતે સામી દૃષ્ટિએ અનિલા સામે જોઈ શક્યો નહિ. તે ઊઠીને પોતાનાં પુસ્તકો ઝાપટવા માંડ્યો.

અનિલા તેની પાસે ગઈ: ‘ મને શિખામણ આપતા હશો કે તારે આમ સાફસૂફી કરવી જોઈએ ! ’

‘ તમને હું શિખામણ આપું ? આ જમાનામાં તો સ્ત્રી જેવી સર્વશક્તિમતીને શિખામણ આપનારો મૂર્ખ ગણાય છે ! ’

કેમ આજે—તમારી ચાલ ઘોડીની ચાલ પેઠે અઢી પા છે ! ’

‘ વાહ ! શેતરંજ રમવાનું આવું આડકતરું સૂચન કરવાનું તો તમે વક્રોક્તિમાં જ શીખ્યાં હશો ! ’

‘ એ તો એ વખતની વ્યાધનારી પણ ન કહેતી કે ટાઢ છે, અંધારું છે, ભય લાગે છે, ને ઝૂંપડીમાં છે પરદેશ ગયેલા પ્રીતમનું ભીંતચિત્ર ને કેફમાં પડેલી સાસુ ! ને સખી, આપણો કૂતરો પણ સિંહે મારી ખાધો છે—તો પેલા પરદેશીને જઈને કહે ને કે ઝાડ નીચે રાત ગાળવા કરતાં આંહી વસ્તીમાં જ આવને ! ’

બન્ને હસી પડયાં. એ જ વખતે બારણું ઉઘાડીને માલિનીએ પૂછયું : ‘ કેમ હસો છો ? ’

‘ અમસ્તા જ. એક વાત સાંભરી આવી. ’

થોડી વાર પછી માલિનીએ ગંભીર ભાવે કહ્યું: ‘તમને તો ખબર હશે, અભય ? પેલી ગામડાની એક બાઈ ચંદ્રકાન્તને ત્યાં રહી હતી—ને પરણી તે—’

અભયે ટૂંકો જ જવાબ વાળ્યો: ‘ હા. ’

માલિની પણ કાંઈ વધુ બોલી નહિ: એ કહ્યા વિના કાંઈક કહી રહી હતી. થોડી વાર પછી માલિની ચાલી ગઈ હતી—જાણે એટલું કહેવા જ આવી હોય.

માલિની ચાલી ગયા પછી અનિલાએ કહ્યું: 'આજ સાંજે તમે આવશો ?'

'કેમ છે કાંઈ?'

'માની એવી ઇચ્છા છે કે, હવે તમે પારકે ઘેર આશ્રય પામીને ભણો એ ઠીક નથી. તમારે માટે આપણે ત્યાં સ્વતંત્ર રીતે જુદી સગવડ થાય તેમ છે. વળી એ મને પણ ઠીક લાગે છે.'

અભય તો આ ઇચ્છી રહ્યો હતો. આજે માલિની હમણાં આવી ને ગઈ એ રીતમાં અનિલાને પણ સહેજ ગર્વનો ભાસ થયો હતો. જોકે અભય એનો અર્થ બરાબર સમજી ગયો હતો.

તે સાંજે અભય અનિલાને ત્યાં જવાની તૈયારી કરતો હતો, ત્યાં માલિની પાછી આવી: 'મારે તમને એક વાત કહેવાની હતી.'

અભય જાણી ગયો. માલિનીની વાત કદાચ રેણુકા વિષે હશે. તે દિવસે રેણુકા આવી ત્યારે એ આંહી હતી.

'દાદાજીનો વિચાર વહેલેમોડે સંન્યસ્ત લેવાનો છે!'

અભય સ્થિર થઈ ગયો.

'સંન્યસ્ત લેવાનો છે એટલે ?'

માલિની બોલી: 'દાદાજી એમ ઇચ્છે છે કે પોતે પોતાની વંશજની સંસ્કારિતાને જાળવી રાખે. એમના કુટુંબમાં અત્યાર સુધી હરેક વડીલે છેલ્લી અવસ્થામાં સર્વ-ત્યાગ—રાગ, દ્વેષ, મોહ, સંસારની જે પરિસ્થિતિમાંથી એ જન્મે એ સઘળી પરિસ્થિતિનો ત્યાગ—કરવાની પ્રણાલિકા જાળવી રાખી છે. એ પોતે પણ એ પ્રણાલિકાના જ સંતાન

રહેવા માગે છે !'

'આવી જમાનાજૂની, આજના જીવનને અસંગત એવી વાત તમે પણ કરો છો એ જોઈને મને નવાઈ લાગે છે !'

'આ વાત—આવી જીવનનું સામર્થ્ય બતાવતી વાત—તમને અસંગત લાગે છે ? તમને એમ નથી લાગતું કે આપણે દેશ ગુમાવ્યો, સમૃદ્ધિ ગુમાવી—એ સઘળાનાં બીજ આપણે આપણી રીતે વિચાર કરવાની શક્તિ ગુમાવી એમાં રહ્યાં છે ? શા માટે ઘસરડા કરતા જીવનનો, હૃદય બંધ થવાથી આવતો અંત સ્વેચ્છાથી મૃત્યુને વરવા નીકળતા સંન્યાસી કરતાં વધારે યોગ્ય મનાવો જોઈએ ? માણસ ગમે તેટલો જાગ્રત હોય, તોપણ એ પોતાના જમાનાથી અમુક સમયે પાછળ રહી જવાનો—નવા જમાના સાથે એ નિરર્થક ઘર્ષણ કરે, એ કરતાં જીવનના ન જાણેલા પ્રશ્નો વિષે એ શાંતિથી વિચાર કરવા બેસે, એ જીવન શા માટે નિષ્ક્રિય ગણાવું જોઈએ ? શા માટે હાથપગ ધ્રૂજતા છતાં, સભાઓમાં હાજરી આપવામાં ને પ્રમુખપદેથી બે શબ્દો કહેવામાં જ ક્રિયા રહી છે એ મોહ રાખવો જોઈએ ? જે માણસને ક્યારે નિષ્ક્રિય બનવું એ નથી આવડતું, તે માણસ આપણી સંસ્કારિતાની દૃષ્ટિએ જીવનમર્મ સમજ્યો નથી એમ જ કહેવાય. મને તો દાદાજીએ વારંવાર કહ્યું છે કે શરીરમંદિરને ઘસારો આપવાથી હમેશાં જ માણસ કાંઈક કરે છે એવું હોતું નથી. કેટલીક વખત જેમ અવાજ કરવાથી માણસ પોતાની નિર્બળતા જાહેર કરે છે, તેમ કેટલીક વખત વિચારશૂન્યતાને લીધે જ માણસ ક્રિયાઓમાં

રાચતો હોય છે. ભાવનાજીવન, વિચારજીવન ને ક્રિયાજીવન એનો જે મેળ સાધી શકતો નથી તે જીવે છે કાં ગ્રામોફોન તરીકે—જે સમજ્યા વિના શબ્દોના પડઘા પાડ્યા કરે, અથવા તો પવનચક્કી તરીકે—જે પવનના હરેક સપાટે હવાને અનુરૂપ ક્રિયા કર્યા કરે. દાદાજી કહે છે, એ જીવન નથી.'

'મને એમ લાગતું નથી—પણ રહો, આપણા એ મતભેદો પછી. તમે શું કહેતાં હતાં?'

'દાદાજી સંન્યસ્ત લેવાના છે—ને આપણા બન્નેના ઉપર સઘળા વહીવટની જવાબદારી મૂકી જવાના છે.'

'આપણા ઉપર—રતિકાન્ત—'

'તમને ખબર ન હોય તો કહું—હવે પછી એમને તો દીવાના તરીકે ઘરમાં રહેવું પડે તેવી સ્થિતિ—'

અભય પોતાના ઉપર મૂકવામાં આવેલા વિશ્વાસથી નૃસિંહપ્રસાદની મહાનુભાવતા અનુભવી છક્ક થઈ ગયો. પણ તેને અનિલાએ જે આમંત્રણ આપ્યું હતું તે સાથે આ વસ્તુ સંગત રહી શકશે? એટલામાં માલિની બોલીઃ 'એટલે આજે જ્યારે દાદાજી તમને વાત કહેવા બોલાવે ત્યારે તમને આશ્ચર્ય ન થાય માટે આ કહી રાખું છું!'

'પણ—તમે—તમે—એક જ આ કામ માટે બસ છો. મારી જરૂર નથી એમ મને લાગે છે.'

'કેમ? અનિલાનો ડર લાગે છે?'

'ના; ડર નહિ, પણ જો લાંનું સઘળું જ સાચવવું-કરવું હોય તો આંહીંની મારી હાજરી—લગભગ—નહિ જેવી.'

'તે તમે દાદાજીને કહી શકો છો,' માલિની બોલી.

'મેં તો તમને માત્ર વાત સાંભળવા તૈયાર કર્યો છે.'

એટલું બોલીને માલિની ગઈ. માલિનીના ગયા પછી અભય વિચારમાં પડ્યો. અત્યારે એની સ્થિતિ બાળકના જેવી હતી. બાળક જેમ હાથની મીઠાઈ તજી શકતો નથી ને રમકડાંનો મોહ પણ જતો કરી શકતો નથી, તેમ તે આંહીનો લાભ ગુમાવવા હજી તૈયાર ન હતો ને અનિલાએ દર્શાવેલો લાભ પણ છોડવા તૈયાર ન હતો.

એની મુસ્કેલીનો એ કાંઈ તોડ લાવે તે પહેલાં ચંદ્રકાન્ત અંદર આવ્યો.

'ઓ હો ! તમે હજી આંહી છો. મેં તો કહ્યું, અનિલા બહેનને ત્યાં ગયા હશો— પણ ભાઈ ! તમારી કાળજી રાખવાની તૈયારી બહુ કરી છે હો ! '

અભયે ઠંડી રીતે પૂછ્યું : 'તમને કેમ ખબર પડી ?

'કેમ ? અમને ખબર નહિ પડે ?' અને તે અર્થ ભરેલું હસ્યો. પછી તે ધીમેથી બોલ્યો: 'મારે તમને એ વાત કરવી છે.'

અભય જવાબ આપ્યા વિના એની સામે જોઈ રહ્યો

ચંદ્રકાન્ત બોલ્યો: 'હું તમને એ કહેવા માગતો હતો કે નૃસિંહપ્રસાદ જૂના જમાનાના માણસ છે. સંન્યસ્ત લેવાનો વિચાર કરે છે. જો તમે વ્યવસ્થાનો ભાર ન સ્વીકારો તો એ પોતાના આવા જુનવાણી વિચારથી પાછા વળે.

ચંદ્રકાન્તે વાતને આવું સ્વરૂપ આપ્યું હતું, પણ એ ખરો હેતુ છેક છૂપો રહી શકે તેમ ન હતો.

'હા; મને માલિનીબહેને પણ એ જ કહ્યું. મને પણ લાગે છે કે આવી વસ્તુ બરાબર નથી.'

'ચાલો, ત્યારે જાણે, એ વાતમાં આપણે મળતા છીએ—પણ ધારો કે કદાચ એ મક્કમ રહે, તો તમે શું કરશો ?'

'મારે કાંઈ કરવાપણું નથી. મારે તો માત્ર એમની આજ્ઞા ઉઠાવવાની છે.'

'કોની ?'

અભયને મોંએ આવી ગયું કે કહી દઉં કે માલિનીની. પણ તેણે જવાબ વાળ્યો: 'મજમુદારસાહેબની !'

ચંદ્રકાન્ત હસ્યો: 'હું તમને કહેતો નથી કે તમે આજ્ઞાભંગ કરો. હું તો તમને એમ કહેતો હતો કે તમે એ જવાબદારીમાંથી તમારી જાતને મુક્ત કરી શકો એવી પરિસ્થિતિ છે. ને તમે એનો લાભ ઉઠાવો. હું તો તમને મિત્રભાવે કહી રહ્યો હતો.'

'હાં, હાં; એ તો બરાબર. એ વિષે હું વિચાર કરીશ,' અભયે આ જવાબ તો આપ્યો, પણ ચંદ્રકાન્તને એ જવાબ ગળી જવો ઠીક ન લાગ્યો. તેણે પોતાના ખિસ્સામાંથી એક કાગળ કાઢ્યો: 'તમારે વિચાર કરવાનો નથી, નિર્ણય કરવાનો છે. આ જોયો ?' તે કાંઇક મક્કમતાથી બોલ્યો હતો.

અભયે પોતાના અક્ષર ઓળખ્યા. રેણુકા ઉપર લખેલો એનો કાગળ આના હાથમાં ક્યાંથી આવ્યો ? એ વિચારમાં પડી ગયો.

'જીવુભાને તો તમે ઓળખો છો ના ?' ચંદ્રકાન્તે કાંઇક મશ્કરીભરેલા અવાજે કહ્યું: 'આપણે જીવેલા જીવનના પડછાયા વખત જતાં લાંબા થાય છે. એટલે જ

હું તમને કહેવા આવ્યો હતો કે જેથી તમારા નિર્ણયને આનો પણ ટેકો મળે!' તેણે પોતાના હાથમાં કાગળ હતો તે હલાવ્યો.

ચંદ્રકાન્તનો કટાક્ષ અભય ગળી ગયો. અત્યારે આ માણસની દુશ્મનાવટ કરવામાં ડહાપણ નથી એ સાદું સૂત્ર એણે સ્વીકારી લીધું. તેની આ વૃત્તિનો ચંદ્રકાન્તે તરત લાભ લીધો: 'એ તો તમે સમજુ છો ને બધું સમજો છો. આ કાગળ એટલે શું—અનિલા કેટલી તીખી છે એ પણ તમારી સમજની વાત છે, એટલે મેં કહ્યું: ભાઈને બીજી જવાબદારી ન લેવા વીનવી જોઉં. એટલે જ હું આવ્યો હતો.'

અભયે જવાબ વાળ્યો: 'ના, ના; તમારી વાત બરાબર છે. આપણે સમજણપૂર્વક નિશ્ચય કરવો રહ્યો—' થોડી વાર બેસીને ચંદ્રકાન્ત ગયો.

તેના ગયા પછી મજમુદાર પોતાને બોલાવે તો પોતે શી રીતે એમાંથી ઊગરી જવું એ વિષે અભય વિચારમાં પડી ગયો હતો. એટલામાં મજમુદારે પોતે જ પ્રવેશ કર્યો.

'તમને માલિની મળી હતી ?' તે બોલ્યા.

'હા.'

'અને તમને કાંઈ કહ્યું હતું ?'

'હા. પણ . . પ . . ણ—' અભય જવાબ આપી શક્યો નહિ.

'હું તમને એ જ કહેવા આવ્યો હતો. કુમારાનંદનો મારા ઉપર સંદેશો છે. મુક્તેશ્વરના સ્થાનનો એ જીર્ણોદ્ધાર કરવા માગે છે. ને તેથી હમણાં મારાથી નિવૃત્ત જીવન લઈ શકાય તેમ નથી. તમને ચંદ્રકાન્ત મળ્યા કાં ? —'

અભય સડક થઈ ગયો. મજમુદારનો છેલ્લો સવાલ જાણે એમ સૂચવી રહ્યો હતો કે એમણે ચંદ્રકાન્ત સાથેની વાત સાંભળ્યા પછી આ નિર્ણય કર્યો હોય. તે એમની પાસેથી વધુ જાણવા કાંઈક પૂછવા જતો હતો, ત્યાં મજમુદાર ચાલતા થયા. ચાલતાં ચાલતાં એ બોલી ગયા: 'એક દિવસ તો, છેવટે માણસને પોતાના નિશ્ચય ઉપર જ જીવન ઘડવું પડે છે. અભય! આજ તો કુમારાનંદનો સંદેશો મદદે આવી ગયો.'

**અભયને** ખબર ન હતી પણ તે અનિલાને ત્યાં રહેવા ગયો ને ત્યાં સ્થિર થઈ ગયો તેમાં એ એક એવું પગલું ભરી રહ્યો હતો કે જે પગલું ભર્યા પછી માણસ એમાંથી ભાગ્યે જ પાછો વળી શકે છે.

એનો વિચાર જીવનને પરાક્રમથી ઘડવાનો હતો, પણ એ જીવનને અકસ્માતથી ઘડી રહ્યો હતો. અમુક કાર્ય સિદ્ધ કરવું છે, ને એની આટલી પ્રાથમિક ભૂમિકાઓ છે, એવી જીવન ઘડનારી કોઈ પગદંડીમાં અકસ્માત્ એને આ મદદ મળી ગઈ હોત તો એનામાં અસીમ શ્રદ્ધાબળ આવી જાત. પણ એવી ભૂમિકાઓને પસાર કર્યા વિના, કેવળ આકસ્મિક મળેલી મદદને, પછી તો, એણે કોઈ ભૂખ્યાની જેમ ચીવટથી જાળવી રાખવામાં જ પોતાની સહીસલામતી જોઈ; અને આ ડહાપણે એનો જીવનપ્રાણ રૂંધી નાંખ્યો.

એને ખબર ન હતીઃ પણ એ જીવી રહ્યો હતો તે જીવન ન હતું.

ઘણી વખત મજમુદારે પહેલી મુલાકાતે કહેલા શબ્દો

એને યાદ આવી જતા. પણ વિચાર અને ક્રિયાની વચ્ચે પડેલા સમુદ્રને ઓળંગવાની એનામાં તાકાત ન હતી.

નૃસિંહપ્રસાદે અત્યારે તો સંન્યસ્તનો વિચાર ફેરવ્યો હતો; પણ કદાચ ફેરવ્યો ન હોત, તો અભય એ કોયડો શી રીતે ઉકેલત એ એક સવાલ જ રહી ગયો હતો. કુમારાનંદનો સંદેશો મજમુદારને મળ્યો તે એમની વચ્ચેના સંબંધને અંગે હતો. તે પહેલાં પણ કુમારાનંદ ભંડારિયામાંથી મુક્તેશ્વરના સ્થાનમાં આવતોજતો, અને એવા એક ભ્રમણમાં એને આ સ્થાનની મહત્તાનાં દર્શન થયાં હતાં. એને લાગ્યું હતું કે મહાન સ્થાન વિના મહાન કાર્યનું વાતાવરણ જામતું નથી, એટલે એણે ભંડારિયાનો ત્યાગ કર્યા વિના મુક્તેશ્વરને પોતાનું સ્થાન બનાવવાનો સંકલ્પ કર્યો હતોઃ ને તે પ્રમાણે એ હમણાં મુક્તેશ્વર આવી ગયો હતો.

મુક્તેશ્વરનું મંદિર અપૂજ ને ઉપેક્ષિત અવસ્થામાં પડ્યું હતું. ત્યાં જે પ્રતિમાઓ હતી તે પ્રતિમાઓ શિલ્પીએ ગમે ત્યારે સરજી હોય; પણ જે જીવનનો એ પડછાયો પાડતી, તે સમર્થ જીવનનું સર્જન કરવાની કુમારાનંદને આંહી પ્રેરણા મળી. તેને લાગ્યું કે જો આ સંસ્કૃતિ નહિ રહે, તો કાંઈ જ નહિ રહે. જેને જે કહેવું હોય તે કહે, એણે આ સ્થાનને એની નૈસર્ગિક ભવ્યતા અર્પવાનો નિશ્ચય કર્યો.

મંદિર નદીના ઊંચા કિનારા ઉપર હતું, ને ત્યાંથી મોટી કરાડોની વચ્ચે થઈ ને નીચે નદીમાં જવાનો રસ્તો હતો. નદી ત્યાં વળાંક લેતી હતી, અને તેથી કુદરતી રીતે ત્યાં પાણી વધારે રહેતું. કુમારાનંદે ત્યાં પહેલવહેલાં એક ચાંદની રાતે ભજનિકોની મંડળી જમાવી, ત્યારે દૂરદૂરનાં

ગામડાં સુધી શાંત રાત્રિમાં એના પડછંદ પડ્યા: અને સૌને જાણ થઈ કે સંસ્કૃતિનું એક નવું સ્થાન જાગ્યું છે. કુમારાનંદ કહેતો, 'મારે તો માણસમાં માણસાઈને માટે જીવવાની ઇચ્છા ઉત્પન્ન કરવી છે. એટલું થશે એટલે માણસ જીવનસંગ્રામમાં શોભી રહેશે. જીવનસંગ્રામ તો આદિકાળથી તે અનંતકાળ સુધી રહેવાનો છે. પણ મારે એ સંગ્રામભારને લીલામાત્રથી ઉપાડી લેતા નિત્યયૌવનવાળા મનુષ્યોની સૃષ્ટિ રચવી છે: અને તે હું મારી રીતે કરવાનો છું.'

કુમારાનંદ આંહીં આ પ્રમાણે આવી ગયો હતો તેની મુરલીને અને રણજિતને તો જાત્રામાં જાણ થઈ હતી. પણ તે બંને જણાએ પોતાની યાત્રા લંબાવ્યા કરી હતી. મુરલીએ લખ્યું હતું: 'જે ગામડું ફરી સરજવું છે, તે કેવળ આ અનુકરણ અંધારું ઓઢીને તેજસ્વી જેવું લાગે એવું ન કરવું હોય, તો મારે અનેક વસ્તુઓ અનેક સ્થળે વેરણછેરણ પડી છે તે ભેગી કરી તેમાંથી નવી રચનાની સામગ્રી લેવાની રહી.'

કુમારાનંદે લખ્યું: 'તમે આંહીં આવશો ત્યારે જોશો કે મેં જુનવાણી પથ્થરોને બોલતા કરી લોકમાં નવો પ્રાણ આપ્યો છે. મારે મારા લોક જોવા છે: આ યુગને પણ પોતાની સમર્થ દૃષ્ટિથી સમર્થ બનાવતા—આ યુગની હરેક પવન લેરખીએ—આમથી તેમ ને તેમથી આમ ભટકતાં પીંછાં નહિ.'

કુમારાનંદનો સંદેશો મળ્યા પછી મજમુદાર ત્યાં એક વખત ગયા હતા. મજમુદારે આ જુનવાણી સ્થાનને હમેશાં પૂજ્ય માન્યું હતું. પણ કુમારાનંદે તો એને પોતાની

દૃષ્ટિથી રંગી દીધું હતું.

એણે ચારે તરફનાં ગામડાંઓમાં સંદેશા મોકલાવ્યા હતા કે મુક્તેશ્વરનું પ્રાગટ્ય થવાનું છે.

આસપાસનાં ગામડાઓમાંથી અજ્ઞાન અને ભોળા, શઠ અને તરંગી, દંભી અને લુચ્ચા, વિલાસી, ઉલ્લાસી, તકસાધુ, ધર્મી, અધર્મી સૌ ભેગા થવા માંડ્યા.

કુમારાનંદે 'સમાજ'ની સ્થાપનાના સમાચાર આપ્યા, અને આવો 'સમાજ' દર પૂનમની ચાંદની રાતે મળશે એ સૌને કહેવરાવ્યું.

પછી તો દર પૂનેમે, અનેક પ્રકારની આકર્ષક રચનાઓ થવા લાગી. ચારે તરફ રંગીન મંડપો ઊભા થવા લાગ્યા. ગામડિયાઓના રાસ, નારીવૃંદના ગરબા, બજાણિયાના ખેલ, છારાનાં નૃત્યો, ભીલોનાં નૃત્યો, નટો, ગારુડીઓ, વશીકરણ કરવાવાળા, બહુરૂપી, અનેક પ્રકારની રસભરેલી વ્યાયામમંડળીઓ, તારાઓ, તીરંદાજો, બંદૂકબાજો, નિશાન-બાજો, મલ્લો, એવો એક મોટો 'સમાજ' ત્યાં થવા લાગ્યો.

મોડી રાત સુધી કુમારાનંદના ભજનિકો ત્યાં ભજન કરતા. ચાંદનીની શીતળ ઠંડીમાં એ શબ્દોના પડઘા દૂરદૂરના નદીના તીરપ્રદેશમાં પવનની લહેરે લહેરે પહોંચી જતા, અને હજારો માણસોનું વૃંદ જીવનભારને નીચે મૂકી, જીવન પ્રાપ્ત કરવા, ત્યાંનાં લીલાછમ મેદાનોમાં પડ્યાં રહેતાં.

કુમારાનંદે મજમુદારને કહ્યું હતું: 'જે સ્થળે શ્રીમંત, ગરીબ, ઊંચ, નીચ, સૌ જાતિભેદ વિના કે સામાજિક પ્રતિષ્ઠાના ભેદ વિના મળે, એ સ્થળે એક એવું વાતાવરણ ઉત્પન્ન થાય છે કે એ વાતાવરણ તમને સંસ્કારી થવા પ્રેરે.

મેં એટલા માટે આ સ્થાનનો મહિમા વધાર્યો છે. ને તમે પ્રતિષ્ઠિતો પણ આ સૌ સાથે ભળો. આજે જ્યારે તમે જ્ઞાતિભેદ ને જાતિભેદ નષ્ટ કરો છો, ત્યારે તમે એક નવો ભેદ સ્થાપો પણ છો. જે કાંઈ તેજસ્વી છે એ બળવાન છે એમ માનવાને બદલે જે કાંઈ નવું છે તે બળવાન છે એવી નવી માન્યતા તમે ફેલાવો છો. વળી સામાજિક પ્રતિષ્ઠાનાં ભેદચોકઠાં ભેદી શકતા નથી. માટે ધર્મ અને સંસ્કારિતાના ધ્વજ નીચે સૌ એક હો તેમ આવો.'

મજમુદારે હવે પછીના 'સમાજ'માં એ પ્રમાણે કરવા વચન આપ્યું હતું.

તે રાતે કુમારાનંદ જગદ્જનનીની પ્રતિમા પાસે બેસીને ગદ્ગદ કંઠે કહી રહ્યો હતો: 'મા! હજારો કંઠમાં બેસે અને લાખો શબ્દો વડે તારો મહિમા પ્રગટાવે, એવી કોઈ તારી કૃતિ મારામાંથી પ્રગટ થાઓ! મા! તારો મહિમા તારા જ શબ્દો વડે પ્રગટ થાય, કે જેથી મારી માનવીની નિર્બળતા એમાં ન આવે. એવું કંઈક મને આપ મા! એવું એક મહાગીત આપ મા! જે આખી પ્રજાનું ગીત હોય, જે પ્રજા પ્રજાને પાસે લાવે, જે વિશ્વ-ગીત હોય, જેમાં તારું સામર્થ્ય, તારો પ્રેમ, તારો જનની-ભાવ હોય! એવા એકાદ મહાગીતનો મને વાહક થવા દે મા!'

કુમારાનંદનો 'સમાજ' આમ અનેક પડેલાઓને પ્રેરણા આપી રહ્યો હતો, ને એમનામાં આશાદીપ પ્રગટાવી રહ્યો હતો: 'ના, અમારામાં પણ કાંઈક છે!' અને જેમનામાં કાંઈક હતું એમને કહી રહ્યો હતો: 'હજી કાંઈક અપૂર્ણ છે!'

જનતાનાં જુદાંજુદાં થરમાંથી, કચરા અને કાદવમાંથી, ઢંકાયેલાં રત્નોની પેઠે જુદાજુદા માણસો બહાર આવતાં હતાં. કેટલાકનાં શરીર અદ્ભુત હતી. કેટલાક અઠંગ તરવૈયા હતા, કેટલાકની સહનશક્તિ અજબ હતી. કેટલાકના ચરણમાં જાણે પવનની સ્ફૂર્તિ હતી કેટલાકના અંગમરોડમાં મહાન પ્રતિમાઓની છટા હતી. કેટલાકની નાસિકામાં રોમનોને શરમાવે એટલી ખુમારી હતી. કેટલાકની આંખોમાં અજંટાના ચિત્રકારોને લલચાવે એટલી રસિકતા હતી.

અજ્ઞાન અને અંધકારના થર નીચેથી જનતાનો નિત્યસુગંધી પ્રાણ શ્વાસોચ્છવાસ લેવા માટે મથી રહ્યો હતો.

**સમય** કેટલો ક્રૂર છે!

અનિલા અને અભયને ખબર પણ રહી ન હતી, પરંતુ આંખ મીંચીને ઉઘાડે એટલી વારમાં એમનું નવું યૌવન ચાલી ગયું હતું. લગ્નજીવનની સ્વપ્નાવસ્થા પૂરી થઈ હતી: અને પોતાના પીંજરામાં ગોઠવાઈને બેઠેલાં બે પંખી જેવાં એમનાં જીવન સંસારચક્રમાં ગોઠવાઈને વહી રહ્યાં હતાં. અનિલાએ જે ઘરમાં ને જે શય્યા પર પોતાની માની ગોદમાં બાળપણ વિતાવ્યું હતું, તે જ ઘરમાં ને તે શય્યામાં પ્રીતમની પાસે બેસીને તેણે અનેક સ્વપ્નરાત્રિઓ પસાર કરી દીધી હતી. તેનું જીવન કાંઈક સ્થિર થયું, ને નિત્યના વહેણમાં પડી ગયું: એટલે જૂનો સમય નવા સમયને સ્થાન આપતો હોય તેમ, માતાપિતા પણ ઘરનો વહીવટ પુત્રીને સોંપી પોતપોતાને પંથે ચાલી નીકળ્યાં હતાં.

આજે પોતાનું બાળપણ, વિદ્યાર્થીજીવન, માતાપિતાનો સ્નેહ, અને ઘરની બીજી અનેકવિધ વાતો સંભારીને અનિલા કાંઈક ભૂતકાળનું જીવન ફરી જીવી રહી હતી.

એને આટલા સમયને અનુભવે એક સત્ય મળ્યું હતું કે જે મજા સ્વપ્નમાં છે તે વસ્તુ પ્રાપ્તિમાં નથી. પણ ખરી રીતે એની કેળવણીની, ઘરવ્યવહારની, સ્વભાવની, ઉછેરની—જેની ખામી ગણવી હોય તેની ગણો,—પણ અનિલાના સ્વભાવમાં જે ઉગ્રતા હતી, તેને લીધે ઘણી વખત અભયને તો પોતાની પરાધીનતાનું તીવ્ર ભાન થઈ રહેતું, અને એને અંગે એમનો સંસાર સુખરૂપ છતાં એમાં કોઈક જગ્યાએ મેળ ન થઈ શકે તેવો એક ભયંકર ખડક ઊભો હતો.

અભયને જ્યારે અનિલાને ત્યાં આવવાનું થયું, ત્યારે થોડો વખત તો એની ખાતરબરદાસ અચ્છી રીતે થઈ હતી. થોડા સમયે એમાં ફેરફાર થયો. એ ફેરફાર કોઈએ ઇરાદાપૂર્વક નહોતો કર્યો; પણ અભયની પરાક્રમભૂમિકા નહિ જેવી હતી, અને એણે પ્રાપ્ત કરેલી વિદ્યા કાંઈ અસાધારણ ન હતી, એટલે અનિલાના આધારે જ એનો વૈભવ હતો,—એ વૈભવ ભોગવનાર અભયને કદાચ મનમાં ઊગ્યું નહિ હોય, પણ અનિલાથી એ અજાણ્યું ન હતું. એટલે સમય જતાં અભયને પોતાની ખરી સ્થિતિનું ભાન થયું. એણે પોતે સ્વીકારી લીધેલું સોનેરી પિંજર હવે એની દૃષ્ટિમર્યાદાને એવી રીતે રૂંધી રહ્યું હતું કે એણે પણ સમાધાન શોધવામાં પરાક્રમ છે એ સ્વીકારી લઈ ડહાપણથી પોતાનો સંસાર નભાવી લીધો. પણ આવી રીતે સ્વીકારેલા સમાધાનથી એના જીવનની કોઈ ને કોઈ ભાગની એકાદ વૃત્તિ પોતાની જાતને—કોઈ રીતે પોતાની જાતને—આગળ-પડતું સ્થાન અપાવવા મથી રહેતી. એટલે કોઈ વખત

ખરી રીતે નોકરે આપેલા જવાબમાં કાંઈ પણ અપમાન-કારક ન હોય છતાં એ પોતાનું અપમાન થયેલું માની એસતો. અનિલા કોઈ વખત ડહાપણથી, કોઈ વખત સમજાવટથી, પણ ઘણુંખરું તો ઠંડી ઉપેક્ષાથી, આવા પ્રશ્નને ઉપહાસનો પ્રશ્ન બનાવી દેતી, અને અભયને ત્યારે અંતરમાં પોતાની તીવ્ર એકલતા સાલતી: તેને લાગી આવતું કે જે પગલું એ પોતાનું મહત્ત્વ વધારવા લે છે, એ જ પગલું એની લઘુતા ખુલ્લી પાડે છે.

અનિલાના સ્વભાવમાં મોટાઈથી પ્રેરાયેલો દયાભાવ હતો, પણ મહાનુભાવતા ન હતી. એટલે પોતાની સત્તા થોડો વખત પણ કોઈને એ ભોગવવા દે, તો એ કેવળ બુદ્ધિ-પૂર્વકની ઉપેક્ષાથી એમ કરી શકે: પણ ખરો ન્યાય આ છે, અથવા આટલી આની શક્તિ છે, એવા ખ્યાલથી એ કાંઈ જ ન કરી શકતી. એક રીતે ગણો તો એ બાળપણથી લાડમાં ઊછરીને બગડેલી છોકરી હતી. આવાં છોકરાં ગમે તેટલાં વર્ષનાં થાય, પાંત્રીસનાં કે પચાસનાં થાય, પણ કોઈ દિવસ પાંચ વરસનાં છોકરાં કરતાં વધારે બુદ્ધિ કે શક્તિ બતાવી શકતાં નથી, અને છતાં પોતાનું જ ધાર્યું કરાવવાની બાલવૃત્તિ પણ તજી શકતાં નથી: કાંઈક એવી જ વૃત્તિ અનિલાની પણ હતી.

એટલે જેમ આ ઘર અનિલાનું હતું, તેમ અભય પણ એ ઘરનો જ ભાગ હતો.

અને, એમની વચ્ચે જે ખડક હતો તે જાણવા છતાં ન હોય તેમ જ બન્ને ચલાવી લેતાં.

દુ:ખની વાત તો એ હતી કે આ ખડક ઉપર

ચડીને તેઓ દક્ષિણાનિલની લહરીમાં ઘડીભર સઘળું ભૂલી શકે, એવો કોઈ—બન્નેનો સમાન—આધાર ન હતો: તેમના લગ્નજીવનનું કાંઈક ફળ જોવાને ઉત્સુક બન્ને વૃદ્ધ માતાપિતા પણ એ જ શોચ કરતાં ચાલ્યાં ગયાં હતાં.

એમની વચ્ચે વિવેક હતો, મર્યાદા હતી, અમુક પ્રકારની સ્નેહવૃત્તિ હતીઃ અને છતાં અનિલા ઘરની માલિક હતી, અને અભય ઘરનો વહીવટદાર મહેમાન હતો. એ એક નિત્યહાજર રહેતી લાગણીથી એમનો વ્યવહાર ક્યારે કયું રૂપ પકડી બેસશે, એ કહેવું અશક્ય હતું.

અને એનું કારણ સ્પષ્ટ હતું.

પ્રેમજીવન એ આંતર્વૃત્તિનો પ્રશ્ન છે: એ મુખ્યત્વે આર્થિક પ્રશ્ન નથી. એમ હોત તો લાખોની મિલકત ધરાવનારાઓમાંથી જ સુખી દાંપત્યનાં ઉદાહરણો મળી શકત. મુશ્કેલી આટલી જ છે કે પોતાની આંતર્વૃત્તિ શી છે એ મનુષ્ય પોતે જાણતો જ હોતો નથી, અને એ આંતર્વૃત્તિ જાણ્યા વિના એ જે કાંઈ કરે તે પ્રેમજીવન નહિ હોય. લગ્ન એ શોધ છે, એમ ન સ્વીકારાય ત્યાં સુધી અમુક પ્રકારની નિષ્ફળતાઓ અનિવાર્યપણે રહેવાની છે.

આજે અભય અને અનિલા—આવડા મોટા ઘરમાં એ જ જણાં હોવાથી—કાંઈક શૂન્ય લાગતા વાતાવરણમાં ચા—ટેબલ ઉપર બેસીને ચાની રાહ જોઈ રહ્યાં હતાં.

એટલામાં ટપાલ આવી ને નિયમ પ્રમાણે અનિલાના હાથમાં મુકાઈ. અનિલાએ એક પછી એક કાગળનાં સરનામાં વાંચી ટેબલ ઉપર અભય તરફ ફેંકવા માંડ્યાં. પણ અભયનું ધ્યાન એક અઠવાડિકના કાંઈક મોટા અક્ષરે કરાયેલા મથાળા

ઉપર ચોંટયું હતું. તેણે અઠવાડિક ખેંચી લીધું, ને વાંચતાં જ તેના મોંમાંથી ‘અરે!’ એમ ઉદ્દ્ગાર નીકળી ગયો.

અનિલા બીજા છાપામાં કાંઈક વાંચી રહી હતી, તેણે તેમાંથી પોતાનું માથું ઊંચું કર્યું: ‘કેમ શું થયું?’

‘કાંઈ નહિ—એ તો સહેજ—’

‘તો પણ—? તમે ‘અરે!’ બોલ્યા ને?’

‘કાંઈ છે નહિ ખાસ—એ તો એક જાણીતું નામ—અને, જરાક નવાઈભરેલા સમાચાર હતા—’

‘શાના હતા?’

અભયને કેમ જવાબ આપવો તે ગમ પડી નહિ. તેણે જે અઠવાડિકમાં સમાચાર વાંચ્યા હતા, તેનું મોટા અક્ષરે થયેલું મથાળું અનિલા જોઈ રહી હતી.

‘આ શું છે મોટા અક્ષરે—જરાક આંહી લાવો તો—’

અભયે વર્તમાનપત્ર તેના હાથમાં આપ્યું. અનિલા વાંચીને પોતા સામું જુએ ત્યારે શો જવાબ આપવો એનો એ વિચાર કરી રહ્યો હતો, એટલામાં નીચેથી નોકરે આવીને તેના હાથમાં એક ચિઠ્ઠી મૂકી.

અત્યારે આ ચિઠ્ઠી પોતાને મુશ્કેલીમાંથી બચાવવા માટે જ આવી પહોંચી એ સુખી વિચારથી કાંઈક સંતોષ અનુભવતો અભય ઊભો થયો.

‘કોણ છે?’

‘એક તરુણ— એમ લખ્યું છે. કોઈક વ્યાયામ-શાળાનો હશે—હું જરા જઈ આવું,’ અને અભય નીચે ચાલ્યો ગયો. અનિલાને ખબર હતી કે અભય આવા

વિષયમાં રસ લે છે. એટલે એ ગયો તેમાં એને કાંઈ વિશેષ મહત્ત્વ લાગ્યું નહિ.

પણ અનિલા વર્તમાનપત્રનું મથાળું વાંચીને કાંઈક સંભારી રહી : 'રેણુકા—રેણુકા ?' એને કાંઈક ઓછો ખ્યાલ આવ્યો કે આ નામ એક વખત ચંદ્રકાન્તે એની પાસે લીધું હતું. ક્યારે લીધું હતું ને શા પ્રસંગે લીધું હતું તે એને અત્યારે યાદ ન હતું.

પ્રમદકુમાર નામે એક ગૃહસ્થની પત્ની રેણુકા તેનું ખાનગી કામ કરનારા સોહનલાલ સાથે નાસી ગઈ, એ સમાચારને વર્તમાનપત્રે મોટા અક્ષરોથી આકર્ષક બનાવ્યા હતા. અનિલાને યાદ આવ્યું કે આ રેણુકા વિષે ચંદ્રકાન્તે એને કાંઈક કહ્યું હતું.

અને, આકાશમાં થતી વીજળીની પેઠે ભૂતકાળની એક વાત એને અચાનક સાંભરી આવી, ને અભયના 'અરે!'નું જાણે રહસ્ય બતાવી રહી. એક દિવસ—એક દિવસ—એ અભયને મળવા ગઈ, ત્યારે એક અર્ધજંગલી જેવી જુવાન બાઈ તેને મળવા આવી ન હતી ?

આ બાઈ તે જ નહિ હોય ?

એને આ સાંભર્યું હતું: અચાનક ને કાંઈ મેળ વિના—પણ સાંભર્યા પછી તો એ એમ જ છે એમ એના મનને હરઘડીએ થવા લાગ્યું.

અને, તો અભયના બોલવામાં કાંઈ રહસ્ય ખરું કે ?

પછી તો એની સંસ્મરણની આખી કેડી જાણે જાગ્રત થઈ ગઈ હોય તેમ એક પછી એક ઘણા બનાવો એમાં આવી આવીને એની શંકાને સત્યમાં ફેરવી નાખવા લાગ્યા.

ત્યારે—એક દિવસ મેં સત્યાર્થીની પરણવાની વાત પર ટીકા કરી ત્યારે એમણે જરાક ગભરાઈને જવાબ વાળ્યો હતો.

અને, પોતાની ભૂતકાળની વાર્તા કહેતાં પણ એક દિવસ એ 'ર' અક્ષર પાસે અટકી નહોતા પડ્યા ?

અને આજે પણ—એક જાણીતું નામ—એવા શબ્દો એમનાથી બોલાઈ ગયા, નહિ ?

અનિલા ચાને ટેબલ પર રહેવા દઈ પોતે બેઠી થઈ, આમથી તેમ આંટાફેરા ફરવા લાગી. તેના દરેક આંટામાં તેની ઉતાવળ કળાતી હતી: પીઠ પાછળ રાખેલા હાથમાં વર્તમાનપત્ર લટકતું હતું: તેમાંથી નિશ્ચિત સમાચાર જાણવાની એની વૃત્તિ દેખાઈ આવતી હતી.

કેવળ આર્થિક બાબતમાં પોતાનો હાથ ઉપર હોવાથી, પોતે પરણેલી અજાણી બાઈ, કોઈ બીજી કોમની નીકળતાં, તેને સંસારમાં રખડતી કરી મૂકવાના ચારપાંચ કિસ્સા આ વર્તમાનપત્રમાં જ એ હમેશાં વાંચતી: અને તે વખતે એ પુરુષજાતિને કાંઈક ઘૃણાથી જોતી. આજે પોતે આર્થિક બાબતમાં ઉપર હાથ ધરાવે છે, તો શા માટે આની પૂરી હકીકત ન મેળવે ?

અનિલા પત્ની મટી જઈ, આર્થિક પ્રશ્નની નજર-માં જ વસ્તુ તપાસનારી થઈ—સ્ત્રી અને માલિકણ થઈને આંટા મારી રહી હતી.

અભય ઉપર આવ્યો, ત્યારે તેણે અનિલાને જે રીતે આંટા મારતી જોઈ એ જોઈને એ થંભી ગયો.

અનિલા અચાનક તેની સામે જ અટકી: 'કોણ હતું ?'

અભય ઉત્તર આપવો કે ન આપવો કે તે વિચાર કરી રહ્યો હતો, એટલામાં અનિલાએ ફરી પૂછ્યું: 'કોણ હતું?' અને તેણે પોતાની ઉગ્રતા ચહેરાદ્વારા નહિ, પણ પાછળ હાથમાં વર્ત્તમાનપત્ર હતું તે ઉછાળીને પ્રગટ કરી: 'કોણ હતું?'

અભય, જાણે કોઈ મોટી ઑફિસમાં કોઈ ઑફિસરની સામે, નોકરી જવાના ભયે ધ્રૂજતા નોકરની દશા અનુભવી રહ્યો હતો. તેને સત્ય કહેવું ન હતું ને અસત્ય જડતું ન હતું. એટલામાં તેની આ મુશ્કેલીમાં પણ કોઈ તારણહાર આવવાનો હોય તેમ દાદર ઉપર ધબધબ એમ પગલાં સંભળાયાં.

ચંદ્રકાન્ત ઉપર આવ્યો હતો: 'કેમ! સાહેબ! આવું કે? તમને અત્યારમાં હેરાન કરવા!'

બન્ને જણાં એકીસાથે બોલી ઊઠયાં: 'આવો! આવો!'

અને પછી કાંઈ ન હોય તેમ અનિલાએ ચા રેડવી શરૂ કરી.

એટલામાં ચંદ્રકાન્તે વાત ઉપાડી: 'તમને મળી ગયો ના? મારો પણ ત્રણચાર દિવસ થયાં કેડો મૂકતો નથી. અને તમે સાંભળ્યું કાંઈ?'

અભય ફિક્કો પડી ગયો હતો. ચંદ્રકાન્ત હમણાં રેણુકાની વાત ઉપાડશે એ ભયથી એ ધ્રૂજતો હતો. એને ખ્યાલ રહ્યો ન હતો; પણ જેમ વર્ષો સુધી સુખે નોકરી કરનારા માણસને એક દિવસ અચાનક કોઈ કહે કે તારી નોકરી આવતી કાલથી નથી, તો એના હૃદયને જે આઘાત લાગે—લગભગ એવો જ આઘાત એને અત્યારે

અનિલા કાંઈ કહે તો લાગે એમ હતો. એણે સુખ, સગવડ, સફળતા, અને સરળતા—એ ચારે જીવનહણનારાં કદુ તત્ત્વોને મેળવી પોતાની પરાક્રમી વૃત્તિ ગુમાવી હતી. અત્યારે અનિલા નાખુશ થવાની એને જેટલી બીક લાગતી હતી, તેટલી તો ખુદ પોતાના મૃત્યુની પણ લાગતી ન હતી.

'શું છે?' અનિલાએ પૂછ્યું: 'કોણ મળી ગયો? કોની વાત કરો છો?'

'એ તો પેલો આંહી આવ્યો હતો ના—રણજિત—' ચંદ્રકાન્તે કહ્યું.

'એ કોણ છે?' અનિલાએ અભયને પૂછ્યું. અભયે ચંદ્રકાન્ત સામે જોયું.

ચંદ્રકાન્ત બોલ્યો: 'એ તો એવું છે કે નૃસિંહપ્રસાદને ઘેલછા લાગી છે સંન્યસ્ત લેવાની—તે પહેલાં જાગી હતી તેવી. અને રતિકાન્તનું તો હવે કાંઈ જ ઠેકાણું નથી; ત્યારે માલિની સઘળો વહીવટ સંભાળી શકે, ને એમને વહીવટ કરવાનો છે એવી રીતે કે ઘણીખરી આવક પરબારી વપરાઈ જાય—એટલે એક માણસની એમણે માગણી કરેલી —કુમારાનંદ પાસે.'

'કુમારાનંદ?'

'મુક્તેશ્વર મહાદેવના મહંત.'

'હાં હાં! પેલો ભજનિક, જેણે ગુપ્તયુગની પ્રથા પ્રમાણે હમણાં હમણાં ગામડાંઓમાં એક એક મહિનાનો 'સમાજ' શરૂ કર્યો છે તે—ના?'

'હાં બસ—એ જ—'

એટલે એ કુમારાનંદે આ રણજિતને મોકલ્યો. એને કાંઈક એમ ખબર પડી હશે કે આવો વહીવટ થાય તો હું નાખુશ છું. એટલે એ બેચાર વખત મારી પાસે આવ્યો હતો. તમને પણ એટલા માટે જ મળ્યો લાગે છે.'

'હા,' અભયે કહ્યું.

'શું કહ્યું તમને ?' અનિલાએ કાંઈક ઉતાવળે પૂછ્યું: 'જુઓ, મેં તમને કોઈ કામ કરતાં રોકયા નથી, પણ આ કામમાં હું ના પાડું તો તમારે ખોટું ન લગાડવું જોઈએ. માલિનીનું કોઈ કામ મારે ત્યાં નહિ.'

ચંદ્રકાન્તે અર્થપૂર્ણ દૃષ્ટિથી અભય સામે જોયું. એ એમ કહેવા માગતો હતો કે 'બેટમજી! જો ચંદ્રકાન્તના માર્ગમાં આવ્યા છો તો આ સ્થાનથી પણ ભ્રષ્ટ થઈ જશો. હજી આ તો કાંઈ નથી.'

અભય ઉત્તર આપવા જતો હતો, પણ એટલામાં નોકરે આવીને કહ્યું: 'નૃસિંહપ્રસાદ મજમુદારસાહેબ આવ્યા છે!' સૌ વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ઊભા થઈ ગયા: અને એનું કારણ હતું.

મજમુદારની પાછળ જેને જેમ બોલવું હોય તેમ બોલવાની છૂટ હતી. પણ એમની હાજરીમાં હજી સુધી કોઈનાથી કાંઈ પણ મર્યાદાનું ઉલ્લંઘન થઈ શકયું ન હતું. અત્યારે એ શા માટે આવ્યા હતા એ તો સ્પષ્ટ જ હતું. માલિનીના વહીવટની વ્યવસ્થા માટે જ એ આવ્યા હતા; એટલે હજી હમણાં જ અભયને એ વિષે સ્પષ્ટ ના કહેનારી અનિલા જેમ વિચારમાં પડી ગઈ હતી, તેમ પોતાના ઉપર મહાન ઉપકાર કરનારનું શી રીતે માન રહેશે એની અભયને ચિંતા

થઈ હતી. ચંદ્રકાન્ત તો અત્યારે જે રીતે વાત ચાલી રહી હતી એ રીતથી આનંદમાં આવી ગયો હતો. પોતે માલિની અને અભયના સતત સહવાસ વિષે શંકાનાં જે બીજ અનિલા પાસે અવારનવાર મૂકયાં હતાં, તેનો પરિપાક થયો હતો. અને અનિલા આજે અભય માલિનીના લેશ પણ સંસર્ગમાં હવે પછી ન આવે એવો હુકમ કરવાની તૈયારીમાં હતીઃ એટલે મજમુદારના આગમનની વાત સાંભળી એ ચોંકી ઊઠ્યો હતો.

આવી રીતે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ત્રણે જણાં જુદાંજુદાં કારણે સ્તબ્ધ બની ગયાં હતાં, ત્યાં મજમુદારની પાદુકાના અવાજે અને એમના કાંઈક ભગવા જેવા વેષે એમને જગાડચાં.

'પધારો ! પધારો ! હું આજે જ આપને ત્યાં આવવાની હતી—ઘણા દિવસ થયાં એ તરફ નીકળાયું ન હોતું,' અનિલા બોલી. અભય તેની આ વિવેકવાણી સાંભળી રહ્યો.

'જી, આ બાજુ— પધારો ને !' ચંદ્રકાન્ત બોલ્યો.

'કેમ—અભય !' મજમુદાર પોતાનું ચિરસંગાથી મનોહારી સ્મિત કરી અભયને ખભે હાથ મૂકતા પાસેની ખુરશીમાં બેઠા. એનો હાથ ખભે મુકાવાથી બળ આવ્યું હોય, તેમ ઉપહાસ સહન કરવો પડશે એ ભાન છતાં—અભયે છેક તેની પાદુકા સુધી નીચે નમીને પ્રણામ કર્યો.

'અરે ! ભાઈ !'

પણ પ્રણામ કરવાથી અભયને લાગ્યું કે પોતાનામાં નવું બળ આવ્યું છે, ને તે જ વખતે એના મન-

માંથી એક વિચાર પણ પસાર થઈ ગયો: 'ઉપહાસ સહન ન કરવાની ભીરુતાથી જે માણસ પોતે માને છે તે કરતો નથી, તે ખરી રીતે જીવતો પણ નથી.'

વર્ષો પહેલાં પોતે રતિકાન્તનું અપમાન કર્યું હતું તે તેની નજર સમક્ષ આવીને ચાલી ગયું.

અને પછી પોતે પોતાના સામાનની હરરાજી બોલાવી હતી તે વાત પણ તેને યાદ આવી ગઈ!

તેને મજમુદારની હાજરીથી પોતાનામાં કાંઈક નવીન બળ આવતું લાગ્યું!

અને, તેણે આજે વાંચેલું—રેણુકા વિષે—તે એને યાદ આવ્યું. પોતે જે માણસ પાસે બેઠો છે, તે માણસ આ જાણે તો શું કહે એ વિચારે એ ફિક્કો પડી ગયો.

તેના આ સઘળા ભાવો જોવા છતાં ન જોતા હોય તેમ પોતાનું રસિક સ્મિત કરીને નૃસિંહપ્રસાદ બોલ્યા: 'કેમ અભય? કેમ છો બોલો? તારું તો ભાઈ! નામ જ અભય રહ્યું—પણ કોઈ ભયનો તો તેં સામનો પણ ન કર્યો—હેં!' તે પોતાના નિખાલસ દિલથી હસી પડ્યા. અભયને એમના આ સહજ બોલાયેલા વાક્યે જાણે વિચાર કરતો કરી મૂક્યો, ત્યાં એમણે અનિલાને કહ્યું:

'હું આવ્યો હતો તારી પાસે—એક વર માગવા.'

'વર?'

'હા; બન્ને અર્થમાં. વર માગવા એટલે વરદાન માગવા: અને એ વર આપવામાં તારે તારા વરને જ આપવો પડે તેમ છે!'

અનિલાએ કહ્યું: 'હું સમજી નહિ' તમે શું કહો

છો તે.'

'કહું. જો, અમારા કુટુંબમાં એક પ્રણાલિકા ચાલી આવે છે. જ્યારે કુટુંબમાં એક યોગ્ય માણસ થાય કે જેના હાથમાં વહીવટ આપી શકાય, ત્યારે કુટુંબના વડાએ સંન્યસ્ત સ્વીકારી મુક્તેશ્વર મહાદેવના મંદિરમાં કે જ્યાં એને ઠીક પડે ત્યાં રહેવા જવું!'

'હાં, હાં! આ જમાનાને ન શોભે એવી આ વાત તમે મને ઘણી વખત કરી છે ખરી.'

મજમુદારે કાંઈક શોકથી કહ્યું: 'અજ્ઞાન બાળક જેમ પોતાની માનું અપમાન કરે છે, તેમ પરાધીન પ્રજા, પોતાની અધીનતાની વ્યગ્ર અવસ્થાને લીધે, જેમાંથી એને સામર્થ્ય મળે તેમ હોય છે એવી ઘણી વાતોને નકારવા માંડે છે. એના સ્વદ્રોહનું એ પરિણામ છે. તને કદાચ આ વાત નહિ રુચતી હોય.'

ચંદ્રકાન્તને મજમુદારની વાણી રુચી નહિ, પણ તે કાંઈ બોલ્યો નહિ. અભય સાંભળી રહ્યો.

'એ ગમે તેમ હોય,' મજમુદારે સમાધાનનો શબ્દ કહ્યો; 'હું ખોટો પણ હોઉં, પરંતુ મારે સઘળા વહીવટ-માંથી જીવ ઉઠાવી લેવો છે. હું તને પૂછવા આવ્યો હતો કે તું અભયને એ કામ કરવા દઈશ?'

'એ કામ કરવા દઈશ એટલે?'

'મેં મુક્તેશ્વરના મહંત પાસેથી એક તરુણ મેળવ્યો છે તે માલિનીને મદદ કરશે. પણ હજારોનો વહીવટ છે. એક સુશિક્ષિત સજ્જન વિના એનો પાર ન આવે. માટે તું અભયને અમારે ત્યાં આવવા દેશે?'

માલિનીએ કહ્યું: 'મેં તો એમને કહી દીધું છે!'

'શું ?'

'એમને જ પૂછોને.'

નૃસિંહપ્રસાદે અભય સામે જોયું. તે અભયની ગભરામણ કળી ગયા. એટલામાં ચંદ્રકાન્તે અનિલાને કહ્યું:

'પણ તમને એક ખબર નહિ હોય એટલે તમે એ પ્રમાણે કહ્યું હશે. તમને ખબર નહિ હોય કે માલિનીને અભયમાં પૂરો વિશ્વાસ છે. એટલે જો બન્ને સાથે હોય તો ઠીક પડે. રતિકાન્ત તો હજી દીવાના જેવા જ છે ના?'

ચંદ્રકાન્તની વાણીનો નફ્ફટ વ્યંગ સાંભળીને મજમુદારને એક ઘડીભર આ માણસનો પડછાયો તજી દેવાનું મન થઈ આવ્યું. અભયને પણ કાંઈક વક્ર શબ્દ કહેવાનું મન થઈ આવ્યું. પણ એટલામાં તો મજમુદાર કંઇ બોલ્યા: જે થોડો સમય તેમને મળ્યો, તેમાં તેમણે સંયમ વડે વાણીને શાંત પ્રસન્નતાભરેલી કરી મૂકી હતી. અભયથી આ અજ્ઞાત રહી ન શકયું. સંયમ એટલે જીવનનું કેટલું જબરું બળ છે એ પ્રત્યક્ષ જોવાનું એને આજે મળ્યું.

'એટલા માટે નહિ—' કાંઈક નિર્મળ સ્મિત કરીને તે બોલ્યા: 'એટલા માટે નહિ—પણ જે માણસ મુખ્ય વહીવટ કરનાર હોય તે લગભગ કુટુંબના વડા જેવો ગણાય—અને મજમુદારકુટુંબની પ્રણાલિકા જાળવવાનો ભાર પણ તેના ઉપર જ ભવિષ્યમાં નિર્ભર રહે. એટલા માટે—એ સ્થાન જે સ્વીકારે તે મજમુદારકુટુંબની પ્રિયપ્રણાલિકા—સંન્યાસધર્મની પણ સ્વીકારે છે!'

'એટલે—એ પણ સંન્યાસી થાય ?' ચંદ્રકાન્ત

ગભરાઈને બોલ્યો.

'હા; જ્યારે એ યોગ્ય અધિકારી શોધી શકે ત્યારે એણે પણ સંન્યસ્ત લેવું જોઈએ. સંસ્થા ચાલવી જોઈએ, પ્રણાલિકા રહેવી જોઈએ, એની સંસ્કૃતિ અવિચ્છિન્નપણે વહેવી જોઈએ—કારણ કે સ્વત્વના વિકાસનાં આવાં સ્થળો જ તમને તમારામાં રહેલા સામર્થ્યનું કોઈક દિવસ પણ ભાન કરાવશે. એટલા માટે જ મુક્તેશ્વરનો મહંત કુમારાનંદ તો કહે છે: જે પોતાના પતનમાંથી પોતાની યુદ્ધ-સામગ્રી નથી મેળવતો તે સેનાપતિ યુદ્ધનું રહસ્ય જ સમજતો નથી. વ્યક્તિ અને રાષ્ટ્ર સૌને લાગુ પડે એવું આ સૂત્ર છે. એટલે મારું જે કાંઈ છે તે મારી સંસ્કૃતિના જેવા હશે તેવા અવશેષ જાળવવામાં વપરાશે, તો કોઈક દિવસ પણ કોઈક નિર્ભય આર્ય એમાંથી ઊભો થાશે!'

મજમુદારની આ વાણીનો રણકો ઘણા વખત સુધી અભયના કાનમાં ગુંજતો રહ્યો. ચંદ્રકાન્તને એમાં ઘેલછા લાગી. અનિલાને એમાં કાંઈ રસ ન પડ્યો. તે બોલવાની ખાતર જ બોલી: 'તો તો—એવી સરતે તમારો વહીવટ સ્વીકારવો કે નહિ તે વિષે કાંઈ કહેવાનો મારો અધિકાર ન હોઈ શકે.'

'હું તમને અત્યારે જ નક્કી કરવાનું કહી રહ્યો નથી. પરંતુ જ્યારે પણ તમે નક્કી કરો ત્યારે હું અભય પાસેથી આટલી આશા રાખું—આપણી સંસ્કૃતિનાં છૂટાંછૂટાં અંગો જાળવવાનો આ પ્રયત્ન છે, તેમાં એ પોતે પણ કાંઈક ફાળો આપે—આપણામાં જો નિર્ભયતા કોઈ પણ દિવસ જન્મશે તો આપણી સંસ્કૃતિના વિકાસમાંથી જ એ આવશે.'

'ચાલો ત્યારે,' તે બેઠા થયા. 'મેં તો તમને તૈયારી કરવાનો વખત આપ્યો—ઠીક ના ?' અને એ જેવી રીતે આવ્યા હતા તેવી રીતે ચાલી નીકળ્યા. છેક નીચે જઈને એમણે અભયને ફરી બોલાવ્યો.

અભય ત્યાં ગયો. મજમુદાર એક ઘડીભર તેની સામે જોઈ રહ્યા. પછી ધીમા સ્પષ્ટ અવાજે તેમણે કહ્યું: 'રણ-જિતને તો તું ઓળખે છે ના ?'

'હા.'

'અને કુમારાનંદને ?'

'હા.'

'થયું ત્યારે. તું અમારા કાર્યમાં આવવાનો ચોક્કસ નિર્ણય કરજે.' અભય પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવા જતો હતો, પણ ત્યાં તો મજમુદાર ચાલતા થઈ ગયા હતા.

**અ**ભય ઉપર આવ્યો ત્યારે ચંદ્રકાન્ત કહી રહ્યો હતો: ‘ મેં તો એ પહેલેથી જ ધાર્યું હતું કે આ સંઘ કાશીએ નહિ પહોંચે ! કેમ અભય ?’

અભયે કાંઈ જવાબ ન વાળ્યો. રેણુકાની વાત હતી એ એ સમજી ગયો હતો. ચંદ્રકાન્તે અનિલા તરફ જોઈને બોલ્યા વિના કાંઈક કહી લીધું.

અનિલા બોલી: ‘ આજ કેમ તમે બોલતા નથી ?’

ચંદ્રકાન્તે કહ્યું: ‘ પ્રશ્ન નાજુક છે—એટલે એ વિચારમાં પડ્યા લાગે છે ! ’

અભયને એની આ દ્વિઅર્થી વાણીથી પોતાની સામેના આક્ષેપની સ્પષ્ટ ખબર પડી. પોતે નીચે જઈ આવ્યો તેટલામાં ચંદ્રકાન્તે કાંઈક નવાજૂની વાત કરી લાગે છે. આ વસ્તુ આગળ વધે તો પોતે શું કહેવું તેનો એ વિચાર કરવા લાગ્યો.

‘ કેમ ? પ્રશ્ન નાજુક છે ?’ અનિલા બોલી.

ચંદ્રકાન્ત જવાબ આપવા જાય છે, એ જોઈને

અભય જ બોલી ઊઠ્યો: 'નાજુક તો ખરો જ. હરેક માણસ પોતાનું જીવન આ રીતે જ ઘડે એ આ જમાનામાં શક્ય પણ નથી—'

'આ રીતે એટલે ?'

'મજમુદાર કહી ગયા તે રીતે.'

'હાં—હાં !' અનિલાએ એના જવાબમાં રહેલું અસત્ય પકડ્યું હોય તેમ બોલી: 'હાં . . . હાં . . . પણ . .'

'સાહેબ, આપને કોઈ બોલાવવા આવ્યું છે,' નોકર બારણા પાસે ઊભો રહી ચંદ્રકાન્તને કહી રહ્યો હતો.

ચંદ્રકાન્ત જવા ઊઠ્યો. પણ ઊઠતાં ઊઠતાં તેણે એક અર્થવાહી નજર અનિલા તરફ ફેંકી, અને અભયની સામે હાથ જોડી, વધારેપડતા વિવેકથી, નમન કરી ચાલતો થયો.

અભય એના આ વધારેપડતા વિવેકનો વિચાર કરી રહ્યો હતો.

ચંદ્રકાન્ત ઘેર પહોંચ્યો, ત્યારે એના આશ્ચર્યનો પાર ન રહ્યો.

પ્રમદકુમાર તેના દીવાનખંડમાં બેઠા હતા. તેણે ચંદ્રકાન્તને આવતાં વેંત પૂછ્યું: 'વાંચ્યું ના છાપામાં ?' ચંદ્રકાન્ત અજાણ્યો થઈ ગયો: 'શું ?'

'આ સાલી—કમજાત—ગમે તેમ પણ ગામડાનું બોથું—' પ્રમદકુમાર બોલતા બોલતા અટકી ગયા. ચંદ્રકાન્ત સમજી શક્યો નહિ કે તે કેમ અટકી ગયા, પણ એટલામાં તે બોલ્યા: 'મારી ટ્રંક—મારી સાથે લાવ્યો છું તેમાં—છેક નીચે એક ચોપડી પડી છે—તે જરા કાઢશો ?'

ચંદ્રકાન્તે ધાર્યું કે રેણુકાની કાંઈક હકીકત મેળવવા

માટે એ ચોપડી ઉપયોગી હશે.

તેણે તેમની ટ્રંક ઉઘાડી, ચોપડી કાઢી પ્રમદકુમારને આપી.

તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. પ્રમદકુમાર કાંઇક શબ્દકોશ જેવું જોઈ રહેતા હતા.

'આ તમે શું કરો છો?' તે બોલ્યો.

'સાલી—કમજાત—ગામડાનું બોથું—' પ્રમદકુમાર પોતાની જાતને સંભળાવતા હોય તેમ બોલી રહ્યા હતા: 'બોથું—બોથું શબ્દની વ્યુત્પત્તિ શી હશે સાળી?' એમ બોલીને તે ઉતાવળથી શબ્દકોશનાં પાનાં ફેરવા લાગ્યા.

ચંદ્રકાન્ત મોટેથી હસી પડ્યો.

તેના હાસ્યથી જાગ્યા હોય તેમ પ્રમદકુમાર તેની સામે જોઈ રહ્યા: 'કેમ? કેમ એટલું મોટેથી હસ્યા?'

ચંદ્રકાન્તના મનમાં એક વિચાર પસાર થઈ ગયો: 'રેણુકા આની પાસેથી ભાગે નહિ તો શું કરે?'

શબ્દકોશ એક બાજુ મૂકી પ્રમદકુમારે ચંદ્રકાન્ત તરફ જોયું: 'વાંચ્યું છે ના છાપામાં?'

ચંદ્રકાન્ત બોલ્યો: 'હા.'

'ત્યારે એવું છે, ભાઈ! તમે માણસને સુખી રાખો પણ માણસ સુખને લાયક ન હોય—એ સોહનલાલ તો જાણે ગયો—'

'સોહનલાલ?'

'સોહનલાલ અમારું ઘરનું કામકાજ કરતો. તેની સાથે ચારપાંચ મહિના સૌને મેં જાત્રા કરવા મોકલ્યાં. અમારી કામ કરવાવાળી યશોદા સાથે હતી. જૂની પણ ગઈ હતી. એક

નોકર હતો. એક રસોયો. આ રહી મારી પાસે તારીખ નોંધી છે ને—' પ્રમદકુમારે ખીસામાંથી ડાયરી કાઢી તારીખ બતાવી— 'જાત્રા સારી પેઠે કરી. કાગળપત્ર આવતા હતા. પણ પાછા ફરતાં કોણ જાણે શી ધૂન ચડી તે એક જંક્શન આવતાં બન્ને જણાં ઊપડીને બીજી ટ્રેનમાં પસાર થઈ ગયાં. સૌ ઘેર આવ્યાં—ત્યારે સ્ટેશન પર ખબર પડી કે સોહનલાલ નથી, ને એ પણ નથી. હું કાંઈ ભેગો નહિ ગયેલો—મારે હમણાં અભ્યાસ ચાલી રહ્યો હતો એટલે હું સાથે નહિ ગયેલો—ત્યાં આ થયું. સાળી કાંઈ થોડી ઉપાધિ છે ?'

'પણ તમે કહ્યું ને સોહનલાલ તો ગયો—એ શું ?'

'હા જો ને, સાળો, એ તો અઠવાડિયા પહેલાં ઘેર આવી ગયો ને મને સલામ કરવા આવ્યો હતો. મેં ધમકાવ્યો, તો કહેઃ સાહેબ ! હું તો રસ્તામાંથી જ ભૂલો પડી ગયેલો—તે માંડમાંડ ઘેર પહોંચ્યો. મારી પાસે ટિકિટના પૈસા પણ ન મળે. એને તો મેં કાઢી જ મૂક્યો.'

'ને રેણુકા ?'

'એ જ સવાલ છે ને ? એ ગઇ ક્યાં ?'

'સોહનલાલે શું કહ્યું ?'

'એ તો કહે કે મને ખબર જ નથી. અમુક જંક્શને મેં એમને પાણી આપેલું—પછી મને કાંઈ ખબર નથી. હું તો બીજા ડબામાં બેઠો હતો. મેં કહ્યું, કદાચ એ આંહી આવી હોય એટલે હું આંહીં આવ્યો.'

'આંહીં તો આજે છાપામાં સમાચાર વાંચ્યા ત્યારે જ ખબર પડી—'

બન્ને જણા થોડી વાર ગુપચુપ બેઠા રહ્યા. અંતે ચંદ્રકાન્ત બોલ્યોઃ 'પેલા અભયને તો તમે ઓળખો છો ના?'

'હા.'

'એ આંહી છે.'

'એટલે જ મેં ધાર્યું કે ભંડારિયામાં એ હતો ને રેણુકા કદાચ આંહીં આવી હોય!'

'ના; પણ, આંહી તો નથી આવી. તમે ભંડારિયામાં તપાસ કરાવી?'

'માણુસ તો મોકલ્યો છે—'

પ્રમદકુમાર અને ચંદ્રકાન્ત બન્નેએ બારીક તપાસ ચાલુ રાખી. ઠેરઠેર ખબર કાઢવા માણસો મોકલ્યાં. ભંડારિયાથી દરબાર જીવુભા પણ આવી ગયા. ભંડારિયામાં તો વાત ઊડી કે રેણુકાને પ્રમદકુમારે કાઢી મૂકી છે, ને તેને દહાડા છે ને તે નાસી ગઈ છે. લક્ષ્મીનું અંતઃકરણ આ વાતો સાંભળીને ઠંડુંગાર થઈ ગયું. એને બહાર જવાઆવવાનું પણ બંધ થઈ ગયું. એનું ચાલે તો એ તો ઘરમાં ખડકી ઠસાવી અંદર ને અંદર પોતાની જાતને ગાળી નાખે.

રણુજિત માત્ર એક વખત હમણાં આવી ગયો. બાકી એ મુક્તેશ્વરના 'સમાજ'મહોત્સવમાં પડ્યો હતો. મુરલી કુમારાનંદ પાસે ગઈ હતી. એટલે લક્ષ્મીને અત્યારે ભંડારિયામાં કોઈનો આધાર ન હતો.

એ પોતાના જીવન વિષે આજે વિચાર કરી રહી હતી. એની નજર સમક્ષ રણુજિત નાનો હતો ને ફળીમાં દોડ્યો જતો ને પોતે પાછળ દોડતી એ ચિત્ર રમી રહ્યું.

એક રાત્રે રેણુકા સૂતી જ ન હતી—ને પોતે એને મારી હતી એ એને યાદ આવ્યું. એની આંખમાંથી ખરખર આંસુ વહી રહ્યાં.

એને લાગી આવ્યું કે નારી થવું સહેલું છે,—સ્ત્રી બનવું સહેલું છે; પણ જે નારી માતા બને છે, તે કેવળ પોતાના અંતરમાંથી જ પોતાની યાતના શોધે છે. આજે એને એનાં બન્ને રખડુ બચ્ચાં યાદ આવી રહ્યાં હતાં—અને એ મોટાં છે, પોતાનું દુઃખ પોતે સહે તેવાં છે, એ ભાન છતાં, લક્ષ્મી એમનાં દુઃખે દુઃખી થઈ રહી હતી. એને ઘણી વખત લાગતું કે એ કોઈની માતા ન થઈ હોત. એને ક્યાંથી ખબર હોય કે માતૃજીવનનો જે અનુભવ છે તે પ્રેમની સૃષ્ટિના સર્વોત્કૃષ્ટ શિખરનો અનુભવ છે ! એ અનુભવવિનાની ઘણી સ્ત્રીઓ જીવનમાં એટલી અપૂર્ણ લાગે છે કે એમના હરેક કાર્યમાં—વાણીમાં, વર્તનમાં, એમની દૃષ્ટિમાં, એમના સ્વભાવમાં—એ અનુભવની ખામી દેખાઈ આવે છે: અને માત્ર એ એક ખામીથી જાણે કે સ્ત્રીત્વવિનાની સ્ત્રી લાગે છે, અને જો એ બીજે રસ્તે પોતાનું ગુપ્ત માતૃત્વ જગાડી નથી શકતી, તો એ અકુદરતી—અને કૃત્રિમ—અને સુધરેલી રીતે જંગલી લાગે છે.

રેણુકાના પરણી ગયા પછી એણે મનને જેમતેમ મનાવ્યું હતું કે ઠીક થયું, મારે પણ ઉપાધિ ગઈ. પણ એના મનમાં વસવસો રહી ગયો હતો કે રેણુકાએ આ ઉત્સવને ભંડારિયાને આંગણે ઊજવવા ન દઈને એનો જીવનનો એક મોટો પ્રસંગ વેડફી નાખ્યો હતો.

ગામમાં જીવુભા દરબારે ને મોદીએ તથા પોલીસ પટેલે તેની પજવણી ઓછી કરી નાખી હતી. એ રીતે થોડો વખત કાંઈક આરામમાં ગયો.

પણ 'રેણુકા ભાગી છે!' 'કોકને લઈને ભાગી છે!' 'ફરિયાદ થઈ છે!' એવાએવા સમાચાર આવવા લાગ્યા ને પોલીસ પટેલ એકબે વખત એને ત્યાં ખબર કાઢવા પણ આવી ગયો: ત્યારે લક્ષ્મીના અંતરને જબરદસ્ત આઘાત લાગ્યો, એને લાગ્યું કે એનું જીવન હવે કડવું થઈ રહેશે.

એટલે આજે એ છેક સંધ્યાસમયે કોઈ ન દેખે તેમ શંકરના મંદિરે દર્શન કરવા ગઈ. ત્યાં જઈ તેણે શંકરનાં દર્શન કર્યાં: ને કોઈ ન દેખે માટે અંધારામાં ચાલતી ઘેર આવતી હતી, ત્યાં જેનાથી એ છુપાતી હતી તે દરબાર જીવુભા જ સામા મળ્યા. જીવુભાનું કામ પ્રમદકુમારની સહાયથી સરેડે ચડી ગયું હતું. પોતાનો થોડો ગિરાસ છૂટો થયો હતો ને કાંઈક પૈસા ભરીને થોડી મુક્તિ મેળવી હતી. એમાં ચંદ્રકાન્ત અને પ્રમદકુમાર વગેરેની એને સહાય મળી હતી, એટલે રેણુકાના નાસી જવાના સમાચારથી એ થોડા અસ્વસ્થ થયા હતા.

'કોણ ભા! અંધારે એકલું જાય છે?'

'એ તો હું છું—બાપુ!'

'કોણ લખમીબા?—કેમ ભા? અંધારે એકલાં? છે કાંઈ સખદખની વાત?'

જીવુભાનો કટાક્ષ લક્ષ્મી સમજી ગઈ. 'ના બાપુ! વાત તો બીજી શી હોય—ગઈ'તી દર્શન કરવા!'

'હા તે ભા! એ સારું કર્યું. છેવટે તો બધો હિસાબ

એને જ સંભળાવવાનો છે ના ? કેમ છે, કાંઈ તમારી બાઈના સમાચાર ?'

'રેણુકાના ?—ના બાપુ, કાંઈ સમાચાર ને કાંઈ કાગળ ! ઈ તો ભોંમાં ભંડારાઈ ગઈ !'

'તે ભોં કેમ સંઘરશે બાપુ ! ભોં—પણ નહિ સંઘરે !' લક્ષ્મીને આ ઘાએ તો જનોઈવઢ કાપ પડ્યો હોય તેવી અચેતન કરી મૂકી. તે એનું સાન્નિધ્ય તજીને ચાલતી થઈ.

'આવજો, હો ભા ! કાંઈ સમાચાર મળે તો તરત પોલીસ પટેલને કહેવરાવજો—નાહકનું કોરટનું બારણું !'

લક્ષ્મી જવાબ આપ્યા વિના ચાલી ગઈ. તે પોતાને ઘેર પહોંચી.

આજે એનું મન શોકથી ભારે થઈ ગયું હતું. તે ફળીમાં આવી—ને બારણું વાસ્યું છે કે નહિ એટલું જોઈને ખાટલામાં પડી.

ખાટલામાં પડી પડી તે સૂઈ જવા મહેનત કરવા લાગી. પણ તેને નિંદર આવી નહિ. ધીમેધીમે જેમજેમ ગામ શાંત થયું તેમતેમ તેની અશાંતિ વધતી ગઈ. સૂમસામ સીમમાંથી કોઈનો પણ અવાજ આવતો ન હતો. શેરીનાં કૂતરાં ભસતાં રહી ગયાં હતાં. આખા ગામના ઉપર મૃત્યુના જેવી નિદ્રા ફરી રહી હતી—ને મોડી રાત સુધી જાગવાવાળા ભજનિકો પણ તંબૂરાનો છેલ્લો રણકારો કરી ઢળી પડ્યા હતા. એ વખતે લખમી ઊઠી.

તેને કોઈનાં પગલાંના ભણકારા સંભળાયા, ને તે બેબાકળી બનીને ખડકી તરફ દોડી. 'રેણુકા !' તે બોલી. પણ બહારથી કાંઈ જવાબ ન આવ્યો. તે

પોતાના અવાજના પડઘાથી પોતે જ વ્યગ્ર બનીને પાછી ફરી. 'અરે રે! ગઈ—ગઈ—' તે ખાટલા ઉપર પછડાઈ પડી.

થોડી વાર પછી તેને લાગ્યું કે વળી ભણકારા આવે છે. આ વખતે પગલાં સ્પષ્ટ સંભળાયાં, બારણા ઉપર એક ઝીણો સાંકળ ખખડાવવાનો રણકારો બોલી રહ્યો. કોઈક જાણે ચાલતું બારણા પાસે જ ઊભું રહી ગયું—એટલી સ્પષ્ટ છાપ એના મન પર પડી રહી.

તે ઊઠી. ધીમે પગલે બારણાં તરફ ગઈ. તેનું માતૃહૃદય રેણુકાને ઝંખી રહ્યું હતું. તેને ખબર હતી કે જે રેણુકા ગઈ તે કિશોરવયને વટાવી ગઈ હતી. પણ જે રેણુકા આવે છે તે મા પાસે આવતી બાલિકા છે. એ પોતાની પાંચ વર્ષની બાળક રેણુકાને નિહાળવા અધીર બની રહી. હમણાં આવીને એ એના ખોળામાં માથું મૂકીને પડશે. આ વખતે તેણે કાંઈ અવાજ કર્યો નહિ. મોટેથી પણ કાંઈ બોલી નહિ. એક બારણા પાસે પહોંચી ને તેણે એકદમ બારણું ઉઘાડી નાખ્યું!

બહાર કોઈ ન હતું—કોઈ કહેતાં કોઈ. કેવળ ભયંકર અંધકારમાં સઘળી શૂન્યતા વીંટાઈ જઈ વધારે ભયંકર બની રહી હતી.

તે ધીમેથી બારણું ઠસાવીને પાછી ફરી ગઈ.

અંધકાર પોતે ભયંકર ક્રૂર અટ્ટહાસ્યથી એની મશ્કરી કરી રહ્યો હોય, તેમ પાસેના ખાલી ફળીમાં ઊભેલા પીપળાનાં પાન અવાજ કરીને ખખડયાં!

તે પાછી ફરીને નિરાશામાં ખાટલા ઉપર અથડાઈ પડી.

તેણે મોટેથી કરવા ધારેલું રુદન ઓશીકાના ભારથી મનમાં ને મનમાં સમી જઈ નાના બાળકના નિરાધારી હીબકા જેવું બની રહ્યું હતું !

બહાર ગામની ચોકી ઉપર રાત્રિનો એક ડંકો પડ્યો. તેણે કાંઈક નિશ્ચય કર્યો હોય તેમ તે ઊઠી. તેણે ફળીમાં આંટો મારી એક ખૂણામાં થોડું લીલવણી ઘાસ પડ્યું હતું તેની બાથ ભરી ને પડખેના વાડામાં જઈ ગાયને નાખી આવી. ગાય તેની સામે જોઈ રહી. તે ગાયની પડખે ઊભી રહી ગઈ. તેણે ગાયને માથે હાથ ફેરવ્યો, બરડે હાથ ફેરવ્યો: 'મા !' એટલું જ તે બોલી શકી. તેની આંખમાંથી ખરેખર આંસુ ખરી રહ્યાં હતાં. તેની છાતીએ ડૂમો ભરાયો હતો.

તેણે ફળીમાં આવી, ઓશરીમાંથી પાણીની એક ગાગર લાવી, તુળશીક્યારા પાસે આવી, તેમાં પાણી રેડ્યું. ઊગતા ચંદ્રમાના આછા ઉજાસે તેણે ઘરમાં જઈ થોડા દાણા લાવી, ઓશરીમાં એક સાથિયો પૂરી તેને પ્રણામ કર્યા અને પછી ઘરમાં જઈ યંત્રવત્ હીંચકો બાંધવાની આડીએ લટકતા દોરડાને વાંસડાની મદદથી એણે નીચે ઉતાર્યું.

એ દોરડાનું ખોયું કરી તેમાં એણે રેણુકાને બાળપણામાં હીંચોળી હતી. અત્યારે તો એ દોરડાનો એક કટકો જ લટકતો હતો.

તે એક મોટું ઊંચું ટેબલ લાવી તેના ઉપર ચડી: દોરડાનો ગાળિયો કરી પોતાની ડોકમાં નાખ્યો. ટેબલને જોરથી ધક્કો માર્યો: એ દોરડે લટકી રહી. એનો શ્વાસ રૂંધાવા લાગ્યો. બે ઘડી એણે તરફડિયાં માર્યાં. મરતા પ્રાણે 'રેણુકા' બોલવા પ્રયત્ન કરી જોયો—

અને એ ત્યાં ફાટી આંખે એમ ને એમ લટકતી રહી !

રાતના એના ટકોરા થયા અને ખડકી પાસે આવી કોઈએ ધ્રૂજતા હાથે જરાક સાંકળ હલાવી.

અંદરથી કાંઈ જવાબ ન મળ્યો.

ફરી સાંકળ જરા જોરથી હલાવી, પણ કાંઈ જવાબ ન આવ્યો. ફરી સાંકળ હલાવી, તેણે કાંઈક મોટેથી કહ્યું: 'મા !' પણ જવાબ ન મળ્યો.

એણે જરાક ધક્કો મારી જોયો ત્યાં બારણું એ ધક્કાની રાહ જોતું હોય તેમ ઊઘડી ગયું.

રેણુકા અંદર આવી.

અંદર આવીને એણે જોયું તો એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ ! ખાટલો ફળીમાં ઢાળેલો પડ્યો હતો. તે ઓશરી ઉપર ચડી. એના પગે કાંઈક અથડાયું. એણે નીચા વળીને જોયું તો દાણાનો સાથિયો વેરાઈ ગયો હતો. તે ઊભી થઈ ગઈ. એને કાંઈ સમજણ પડી નહિ કે આ શું છે. તેણે મોટેથી બૂમ પાડી: 'મા ! એ મા !'

એનો સાદ ફાટી ગયો હતો.

બારીમાંથી આવતા ચંદ્રના આછા ઉજાસમાં ઘરમાં એક બાઈ માણસને લટકતી જોઈને તે 'બાપલ્યા રે !' એમ બોલીને, પડતી પડતી, અંદર પેઠી.

એ જ વખતે જૂનું હોવાથી કે ગમે તેમ પણ દોરડું તૂટ્યું ને ભયંકર મોટા ધબ અવાજ સાથે લક્ષ્મી જમીન ઉપર પડી !

રેણુકાનો સાદ ફાટી ગયો: 'ઓ મા રે !' અને તે બહાર દોડી ગઈ.

રેણુકા થોડી વાર પછી સ્વસ્થ થઈ, હિમ્મત કરી અંદર ગઈ. ચંદ્રના અજવાળામાં તેણે નીચે નમીને જોયું ને તેની રાડ ફાટી ગઈ. 'ઓ મા રે !' બોલતી તે લક્ષ્મી પાસે બેસી ગઈ. તેણે તેની ડોકેથી દોરડું ઢીલું કરવા યત્ન કર્યો, પણ ગાંઠ બરાબર બેઠી હતીઃ અંતે તેણે કાંઈક દાતરડા જેવું ગોતી કાઢયું ને ગાંઠ તોડી નાખી.

તે લક્ષ્મી પાસે બેસી ગઈ. તેણે તેની ઉઘાડી આંખ મીંચવાનો યત્ન કર્યો, પણ તે ભયંકર રીતે તેની સામે જોઈ રહી હતી.

તે વધારે વખત ત્યાં થોભી શકી નહિ. તેને રાતના અંધારાનો ને અંધારામાંથી ઊઠતી નિઃશબ્દ ભયંકરતાનો અવાજ સંભળાયો.

તે પાન હાલે તોપણ ધ્રૂજી ઊઠે એવી બેબાકળી બનીને બહાર ફળીમાં જઈ ને ઊભી રહી.

તે રડી શકતી ન હતી. અને તેના હૃદયમાં રુદનનો પાર ન હતો. 'અરે મા ! આ તને શું સૂઝયું ?'

તે કેટલી વાર સુધી એમ ને એમ ભાનવિનાની પેઠે બેસી રહી તેનું તેને ધ્યાન ન રહ્યું. પણ એટલામાં ફાનસનું અજવાળું, લાકડીઓના અવાજ, માણસના શબ્દો, સઘળાંએ એને પોતાને વિષે વિચાર કરતી કરી મૂકી. તેણે પ્રમદકુમારનો સંસાર અમુક સમય સુધી તો નભાવ્યો હતો: પણ પછી તેને એના પ્રત્યે એટલી ઘૃણા ઉત્પન્ન થઈ કે એની સાથે રહેવા કરતાં એ મૃત્યુને પસંદ કરવા લાગી. પ્રમદકુમારની પૈસાની ચીકાશે એને હેરાનહેરાન કરી મૂકી. એ એને પૈસા આપે ને પછી હિસાબ માગીને—પૈ, પૈસો ને અરધા પૈસાની નોંધ રખાવી રખાવીને એને એટલી તો હેરાન કરે કે ધીમેધીમે એને લાગવા માંડયું કે જો પોતાનું પૈસામાં રૂપાંતર થાય તો જ પ્રમદકુમારને આ બાબતમાં સંતોષી શકાય.

સોહનલાલ સાથે એને જે કાંઈ બન્યું હતું તે તો એ વીસરી ગઈ હતી. ત્યારપછી તો અણી ચૂકયો સો વર્ષ જીવે એ ન્યાયે એ પોતાની જાતને જાળવી રહી હતી, છતાં જ્યારે સોહનલાલ યાત્રામાં સાથે આવે છે એમ એણે જાણ્યું ત્યારે એને છૂપો આનંદ થયો હતો. આ આનંદ શાનો છે એ પોતાને પૂછવાની એનામાં હિમ્મત ન હતી.

જ્યારે તેઓ યાત્રાથી પાછા ફરતાં હતાં ત્યારે એક જંકશને એણે સોહનને કહ્યું: ' સોહન ! હું આંહી ઊતરી જઉં છું. તારે ઊતરવું હોય તો તું ઊતરી જા ! '

રાતના ત્રણ થયા હતા, તે બન્ને ત્યાં ઊતરી પાસેના ધર્મશાળામાં ગયાં.

ધર્મશાળામાં જઈને તેમણે બંદોબસ્ત કરી થોડી વાર

તો શું કરવું તેનો વિચાર કર્યો

રેણુકા તો પ્રમદકુમારથી છુટ્ટી થઈ ગમે ત્યાં ભટકી રોટલો પેદા કરી લેવા માગતી હતી. એનાથી શી રીતે છૂટું થવાય એ વાત એના ધ્યાનમાં આવતી ન હતી. એટલે એણે સોહનને ભેગો લીધો હતો.

રેણુકાએ સોહનને કહ્યું: 'તારી પાસે પૈસા છે?' સોહને ડોકું ધુણાવ્યું: 'ના!' સોહન પાસે પૈસા ન હતા. અને રેણુકા પાસે પૈસા ન હતા પણ ઘરેણાં હતાં. તેણે કહ્યું: 'મારી પાસે ઘરેણાં છે તે વેચીને ચલાવીશું.'

પણ બીજે દિવસે સોહનની તો હિમ્મત છૂટી ગઈ. તે સાંજને વખતે ગાડીમાં જવા તૈયાર થઈ ગયો. તે રેણુકા પાસે રડી પડ્યોઃ 'બાઈશાબ! મારે તો બૈરી છે—મને મારો સસરો ભાગ નહિ આપે!'

'ભાગ નહિ આપે?'

'મારી બૈરી એના બાપની એકની એક દીકરી છે, બાઈસાબ!'

'તું જા ત્યારે. પણ કહેતો નહિ—હું ક્યાં ગઈ છું—અને જો, આ પછી તારે માટે—' રેણુકાએ તેના હાથમાં સોનાની માળા મૂકી દીધી. 'તું હવે ક્યાં જઈશ?'

'ઘેરે જ તો. મારો સસરો મને ઠપકો આપશે—મારી સાસુ મને કવેણ કહેશે—બાપલ્યારે! હું ક્યાં તમારી ભેગો આવ્યો રે!' એટલું બોલીને સોહન તો ભેંકડો તાણીને રોવા બેઠો.

રેણુકાએ તેને શાંતિથી કહ્યું: 'તું જા, હવે; તું તારે એમ કહેજે ને કે બાઈ કોણ જાણે ક્યાં ઊતરી ગયાં ને હું ભૂલો

પડી ગયો.'

'ને તમે?'

'મારી હવે તારે ચિંતા નહિ—તું તારે જા,' રેણુકાએ તેના હાથમાં થોડા રોકડા રૂપિયા પણ આપ્યા.

'નહિ કહું માબાપ!' અને સોહન તો ફરતો ફરતો ઘેર ગયો.

પણ રેણુકાને આ પ્રસંગને લીધે નવી હિમ્મત આવી. તેણે હવે કોઈ પણ પુરુષનો આશ્રય ન લેવો એ નિશ્ચય કર્યો. એને ખાતરી થઈ ગઈ કે પુરુષના જેવું નાહિમ્મત બીજું કોઈ નથી. એ સૌને જીવનમાં થોડી મોજમઝા લેવી છે, અને એ મોજમજાની પણ પૂરી હિમ્મત આવતી નથી.

તે એકલી ને એકલી પોતાને ઘેર જવા નીકળી.

પણ રસ્તામાં જ તેણે છાપામાં પોતાની હકીકત વાંચી, એટલે થોડો વખત વધારે દૂર યાત્રા કરવા નીકળી ગઈ—ને ત્યાંથી નીકળીને છેવટે રખડતી રખડતી, આંહીં પગે ચાલીને આજે માને મળવા આવી હતી. તે મા પાસે આવી હતી, કારણ કે એ એનો છેલ્લો આશ્રય હતો.

એટલે એણે જ્યારે અવાજ સાંભળ્યા ત્યારે તેના મનમાં શંકા ઊઠી. કદાચ પોતાને માટે જ આ લોકો નહિ આવતા હોય?

અવાજ જેમજેમ પાસે આવતો ગયો, તેમતેમ એને ખાતરી થઈ કે સૌ આ બાજુ આવી રહ્યા છે.

પ્રમદકુમારના અવાજની ભયંકરતા, એના ચશ્માની દાંડી, એનો ચાંપલો સ્વભાવ, એની નીરસતા, એની પૈસા પ્રત્યેની દૃષ્ટિ—અને વધુમાં વધુ ભયંકર પંડિતાઈભરેલી

મેની પોથીઓ—રેણુકાને એ સઘળું નજરે તરી આવ્યું. ણે પોતાની જાતને છુપાવી દેવા નિશ્ચય કર્યો.

તે વાડામાં ગઈ. એક ખૂણામાં જ્યાં લીલવણી ઘાસનો ાટો ઢગલો પડ્યો હતો તે તરફ એ ગઈ, ને ઝડપથી પોતાની તતને એમાં છુપાવી દીધી. એના શરીર પર ઘાસનો મોટો ાલો ઢગ આવી ગયો. એમાં કોઈ છુપાયું છે એવી લેશ ણ શંકા ન રહે, માટે એણે પોતાની જાતને સંકોચી ધી: ઘાસમાં પડ્યાં પડ્યાં શું થાય છે એ એ જોવા લાગી. ને આશ્ચર્ય થયું.

'સાળી પણ આંહી આવી છે એવા ચોક્કસ ખબર ,' પ્રમુદકુમાર બોલતા હતા.

પ્રમદકુમાર, ચંદ્રકાન્ત, દરબાર જીવુભા સૌના અવાજ પેણે ઓળખ્યા. સૌ આંટો મારી પછી ઘર તરફ ગયા. ીધા ખડકી તરફથી આવવાને બદલે સૌ વાડાની ઝાંપલી ઘાડી, વાડામાં પેસી, પછી ઘરના ફળીમાં જઈ રહ્યા હતા.

થોડી વારમાં જ એણે સૌને ગભરાયેલા ને ઉતાવળથી ાછા ફરતા જોયા. 'આ તો ભારે થઈ—આણે વચમાં જીવ માર્યો!'

'હોય બા! કરમના લેખ જાય છે?—પણ વચમાં પાધિ જેવું તો આપણે થયું ના?'

'તમને પણ અત્યારે આમ આવવાનું ક્યાંથી સૂઝ્યું?' ંદ્રકાન્ત બોલ્યો.

'મારા મનને એમ કે ખબર છે તો મારતી મોટરે પાસ કરી લઉં—કાલ તો કોણ જાણે ક્યાં નાકળી જાય!'

સૌ શું કરવું એનો વિચાર કરતા ઊભા

'પોલીસ પટેલને ખબર આપીશું?' ચંદ્રકાન્ત બોલ્યો.

'અને ભા! તમે પણ શું કરવા ઊલળ પાણાવાળી વાત કરો છો? આપણે ક્યાં આંહીં આવ્યા છીએ—આપણને શી ખબર—કોને ખબર છે કોણે લટકાવી? માદીકરાના ઝગડામાં આવું થયું હોય—આપણે શું છે તે ભા! મફતના પ્રગટ થઈ એ—આંહી કોઈ નથી આવ્યું એટલું ચોક્કસ થઈ ગયું. હવે તમારે એ ઠેકાણાં જોવાં રહ્યાં. મુકતેશ્વરનું થાનક ને આંહીનું થાનક. આંહી હમણાં કોઈ નથી—એટલે મુકતેશ્વર તપાસ કરો!'

'અને આ મુડદું—લક્ષ્મીબાઈનું—!' પ્રમદકુમારે કહ્યું.

'તમારે ભેગું લઈ જાવું હોય તો ભા! તમારો માલ છે. બાકી અમારા ગામડાગામમાં તો વરસે બેચારપાંચ આવાં રખડતાં હોય. એમાં દખધોખો શો બાપ! હોય જીવ છે, તે શિવ થઈ જાય એમાં શું?'

સૌને એ વાત પસંદ પડી. આપણે આંહી આવ્યા નથી ને આપણને ખબર નથી. એટલે થોડી વાર પછી સૌ ત્યાંથી અદશ્ય થઈ ગયા.

એમના ગયા પછી રેણુકા હવે બહાર નીકળીને વિચાર કરી રહી—હવે મારે શું કરવું?—તેને પ્રમદકુમારની યાદ આવી ને તે ધ્રૂજી ઊઠી.

તે ફરીને માના ખંડમાં ગઈ—ઉંબર પાસે બેસી, માને જરા ઠીક રીતે વસ્ત્ર ઓઢાડ્યું, તેને પગે લાગી, અને ગદ્દગદ્દ કંઠે બોલી: 'મા! જીવતાં મુડદાં કાંઈ મરેલ મુડદાંની મર્યાદા જાળવી શકે ખરાં? હું જીવતું મુડદું છું. હું તને આમ તજ્યા સિવાય બીજું શું કરી શકું?' ને

પછી રોતી રોતી ત્યાંથી ચાલી નીકળી. થોડી વાર તે રડતી રડતી ત્યાં પડી રહી.

ગમે તે થાય પણ પ્રમદકુમારનો ભયંકર પડછાયો હવે એને લેવો ન હતો. એ માણુસની હાજરી પણ એને મૃત્યુના કરતાં વધારે ભયંકર લાગતી હતી. તે એનાથી નાસી છૂટવા માગતી હતી.

**ઉનાળાની** સખ્ત ગરમીના દિવસો હતા. પરંતુ દરિયા પાસેના નિવાસે તો ઠંડી મનોહર ઋતુ ચાલતી હતી.

અભય તો હમણાં જ આવ્યો હતો, એટલે એ જેવો મુસાફરીના થાકથી પરવારીને માલિની પાસે આવ્યો કે તરત જ માલિનીએ કહ્યું: ' વીજળી ! ચા લાવજે ! '

' સારું બાઈ સાહેબ ! ' એને પ્રત્યુત્તર મળ્યો.

માલિનીએ પૂછ્યું: ' રસ્તો જરાક ટેકરાખાડાવાળો છે એટલે થાક તો બહુ લાગ્યો હશે ? '

' ના, પણ હું સવારમાં બહુ જ વહેલો નીકળી ગયો હતો—એટલે અરધો રસ્તો તો સુખરૂપ વટાવી દીધો ! '

' કેમ છે ? હવે કાંઈ રતિકાન્તભાઈને કાંઈ ફેરફાર ! '

માલિનીએ મૂંગા રહીને ડોકું ધુણાવ્યું.

માલિની, નૃસિંહપ્રસાદ મજમુદાર, રતિકાન્ત વગેરે સૌ થોડા વખત પહેલાં હવાફેર માટે દરિયાકિનારે આવ્યાં હતાં અને આંહી રહ્યાં હતાં. મજમુદાર પોતાની પિતા તરીકેની ફરજ અદા કરવા રોકાઈ ગયા હતા, ને દરિયાકિનારાની

ઠંડી હવાનો લાભ આપી રહ્યા હતા. અભયને આવી જવા માટે લખ્યું હતું તે પ્રમાણે આજે એ આવ્યો હતો. બંગલાની ચારે તરફ મનોહર વૃક્ષાવલિ ને નાળિયેરીનાં વન આવી રહ્યાં હતાં; વિશાળ કમ્પાઉન્ડમાં ત્રણચાર નાના નાના બંગલા છુટ્ટાછુટ્ટા દેખાતા હતા, અને તેમની વચ્ચે હરિયાળી ઘાસભૂમિમાંથી ચાલી આવતી મનોહર પગકેડીઓ ખુલ્લી બારીઓમાંથી નજરે પડતી હતી. એવી એક પગકેડી તરફ માલિની બારી બહાર જોઈ રહી.

અભય તેની દિલગીરી કળી ગયો. આ છૂટાછૂટા બંગલામાંથી એક બંગલામાં રતિકાન્તને રાખ્યો હતો, ને ત્યાં નૃસિંહપ્રસાદ પણ પાસે રહેતા હતા. આ બાજુ આંહીં માલિનીનો વાસ હતો; અને પાસે જ એક નાના બેઠાઘાટનું મકાન અભયને ઉતારા માટે આપ્યું હતું.

'બહેન? તમે શું પ્રયત્ન કર્યો નથી?' અભય બોલ્યો. મજમુદારસાહેબે રતિકાન્તની તબિયત સુધારવા તેમજ તેને ઠેકાણે લાવવા જે પ્રયત્નો કર્યા હતા તે અભયથી અજાણ્યા ન હતા.

'પણ—પણ—હવે લાગી આવે છે. નહિ બચે-ભાઈ!' માલિની બોલી ને તે ગંભીર થઈ ગઈ.

એટલામાં ચા લઈને જુવાન બાઈએ પ્રવેશ કર્યો.

અભય એને આવતી જોઈને સ્થિર થઈ ગયો. શું બોલવું કે કેમ વર્તવું તે તેને ખબર ન પડી. ચા લઈને રેણુકા પોતે ત્યાં ટેબલ પાસે ઊભી ઊભી સઘળું ગોઠવી રહી હતી.

'પહેલાં જરા ચા-પાણીને ચમચાથી હલાવજે—'

'જી, હા, બાઈ!' રેણુકાએ આ તરફ જોયા વિના જ ઉત્તર વાળ્યો.

અભય આ નવી મૂંઝવણભરેલી પરિસ્થિતિનો ખ્યાલ કરી રહ્યો હતો, ત્યાં રેણુકા ચા મૂકીને બધું બરાબર ગોઠવી ચાલતી થઈ ગઈ.

'લો, ચાલો ત્યારે. હું ચા પીઉં છું ને મને જીવનની વિચિત્રતા યાદ આવે છે! આપણા પહેલાં કોણ જાણે કેટલા આ ટેબલ પાસે જ બેસીને ચા પી ગયા હશે!—આ ધર્મશાળાની ભવ્યતા કેટલાક અંત સુધી પણ સમજતા નથી!' માલિની બોલી.

'ધર્મશાળા ?'

'હાસ્તો. આપણે મોટી ધર્મશાળામાં જ વસી રહ્યાં છીએ ના? અહીં કાંઈ જ સ્થિર નથી—માણસ તે શું હશે? તમને શું લાગે છે?'

અભયે જવાબ વાળ્યો: 'માણસ શું છે એ જાણવા માટે માણસ શું નથી એ જાણવું જરૂરી હોય છે—માણસ જે દેખાય છે તે નથી એટલું જ સત્ય હજી સુધી તો મળ્યું છે!' અને ચા–ટેબલ પાસે બેસતાં તે વિચારમાં પડી ગયો: 'રેણુકા આંહીં ક્યાંથી?' તે માલિનીને પૂછવાની અણી ઉપર હતો, એટલામાં એને યાદ આવ્યું કે રેણુકા તો નાઠી છે—ને આંહીંનો એનો નિવાસ એ વસ્તુસ્થિતિ થોડો સમય સાચવી લેવા માટે હોય તો પોતાની પૃચ્છાથી મોટો ગોટાળો ઉત્પન્ન થાય.

તેને ખાતરી હતી કે માલિની રેણુકાને ઓળખતી નહોતી.

તે બોલ્યા વિના મૂંગો મૂંગો ચા પી રહ્યો હતો.

રતિકાન્તની તબિયત આંહીં કાંઈ પણ ફેરફાર વિનાની એમ ને એમ રહી હતી, માત્ર તેની પાસે કોઈ પણ માણસની હાજરી ન હોય તો ચાલી શકે નહિ. કોઈ પણ એક માણસ પાસે બેઠું હોય તો તે શાંત બેઠો રહેતો; કોઈ ન હોય તો એ બોલ્યાં કરતો, સવાલો પૂછ્યાં કરતો, રખડતો, ને વખતે પોતાની જાતને નુકસાન કરી બેસે તેવા તોફાને ચડી જતો. એટલે કોઈ પણ જ્યારે નવરું પડે, ત્યારે રતિકાન્ત પાસે જઈને બેસતું. કોઈને બેઠેલ જુએ એટલે રતિકાન્ત પણ ભયથી ધ્રૂજતો હોય તેમ એક ખૂણામાં ગુપચુપ લપાતો બેઠો રહેતો.

માલિની ઘણી વખત એ પ્રમાણે તેની પાસે બેસતી, ને આજે પણ ચા પૂરી થઈ કે તરત તે બેઠી થઈ: 'ત્યારે તમે પરવારી લેજો—હું થોડી વાર ત્યાં જઈ આવું છું !'

'ભલે, તમે ત્યાં હશો, એટલામાં જ કાં તો હું આવી ચડું છું. મારે પણ મજમુદારસાહેબને મળવું છે. તેમને ખબર નહિ હોય—કદાચ; પણ અનિલા હમણાં પોતાની તીખી મનોદશામાંથી પસાર થઈ રહી છે !'

રેણુકા ચાનો સામાન લઈ લેવા, અને માલિની ચાલી જાય તે પહેલાં પાછી પોતાના રસોડામાં પેસી જવા માગતી હતી, તે અભયની વાત સાંભળીને, અંદરના ખંડમાંથી બહાર આવતાં અટકી ગઈ ને બારણા તરફ એક બાજુ લપાઈને ઊભી રહી ગઈ.

'કેમ એવું શું છે વળી ?' માલિનીએ પૂછ્યું.

'એવું છે કે અનિલાને ચંદ્રકાન્તે જરા ઉશ્કેરેલ છે—એ તો પહેલેથી જ એમ કરતો હતો. અને અનિલાને

એમ લાગે છે કે પોતે સ્ત્રીના હક્કમાં જરા જેટલું પણ નમતું આપશે, તો પોતે આખી સ્ત્રીઆલમને અન્યાય કરી બેસશે—એટલે એની બોલવાની, વર્ત્તવાની, આજ્ઞા કરવાની, વ્યવહાર કરવાની, વાત કરવાની,—સઘળી કુદરતી પ્રવૃત્તિઓમાં પણ એક જાતની અકુદરતી રૂક્ષતા—એને શું કહીશું ?—એક જાતની ઘર્ષણ જગાડવાની મૂર્ખતાભરેલી આવેશમય લાગણી આવી ગઇ છે. એ સાધારણ વાત કરે છે ત્યારે પણ, વાતચીતના વિષયની છણાવટ કરતાં, સામે પુરુષ છે કે સ્ત્રી એ જાતિભેદનું તીવ્ર ભાન એનામાં જાગ્રત હોય છે. એટલે થોડા વખત થયાં, એ મારા પ્રત્યે વધારે તીખાશ ધારી રહી છે, મારું આંહી આવવાનું એક કારણ એ પણ હતું.'

'હા, એમ તો તમે પરવારીને એ બંગલે જ આવજો ને—ચાલો ત્યારે, વીજળી !—આ ટેબલ સાફ કરી નાખજે.'

અને વીજળીનો કાંઈ પણ પ્રત્યુત્તર સાંભળવા ન રોકાતાં માલિની બીજે બંગલે જવા માટે ઊપડી ગઈ.

રેણુકા ત્વરાથી પ્રવેશ કરી, ગરુડની ઝડપથી, ટેબલ ઉપરનો સામાન લઈ, પાછી ફરતી હતી, ત્યાં અભયે પોતાના છાપામાંથી જરા ઊંચે જોયું ને કહ્યું: 'તમારું નામ વીજળી ક્યારથી થયું છે ?'

પોતાની ચાલમાં જરા પણ શિથિલતા લાવ્યા વિના રેણુકાએ જતાં જતાં જવાબ વાળ્યો: 'એ જાણવાનું તમારે કામ નથી ને તમારો અધિકાર પણ નથી. તમારું કામ ચા પીવાનું છે, ને રોટલા ખાવાનું છે—તેમાં તમને ખામી આવે તો કહેજો !'

અભય તો સડક થઈ ગયો. તેને અનિલાનો તીખો સ્વભાવ નિભાવી લેવાની તાલીમ મળી ગઈ હતી. પણ એ તીખો સ્વભાવ પણ, રેણુકાના આજના પ્રત્યુત્તરમાં રહેલા અવાજને મુકાબલે એને ઘણો શાંત લાગ્યો. અને છતાં અનિલાના અવાજમાં ભાગ્યે જ સાંભળવા મળતો એવો સચ્ચાઈનો એક મધુર રણકો એની કર્કશતાને ક્યાંની ક્યાં અદૃશ્ય કરી દેતો હતો.

રેણુકા ચાલી ગઈ હતીઃ જતાં જતાં ઉંબરમાં વાગેલી ઠેશે, અને 'મરે રે !' એવા એણે બોલેલા ગ્રામ્ય શબ્દે અભયને હતો ત્યાં જ એની ખુરશીમાં જડી દીધો.

**અનિલા** વિષે અભયે જે માલિનીને કહ્યું હતું તે રેણુકાએ કાનોકાન સાંભળ્યું હતું. એક રીતે હવે એ પુરુષોના સંબંધ વિષે ઠીકઠીક જ્ઞાન ધરાવનારી નારી બની ગઈ હતી. એને ખબર હતી કે હવે અભય પોતાની પાસે પશ્ચાત્તાપ કરતો આવશે. પણ એ સઘળા ભાવોની પોકળતા સમજવા જેટલી એ પ્રૌઢ બની ગઈ હતી.

આ જગ્યા એણે શોધી ન હતી, એને ખબર પડી હોત તો તો એ આંહીં રહેત પણ નહિ. એ તો ભંડારિયાથી રખડતી ફરતી, અને બને ત્યાં સુધી મોટા સરિયામ રસ્તાઓ અને ગાડીઓમાં રાત્રે મુસાફરી કરતી પોતાની જાતને છુપાવી રહી હતી.

એમ કરતી એ આંહીં આવી ચડી હતી. સવારે દરિયે નાહવા ગઈ ત્યારે ત્યાંથી પાસેનાં વનોપવનમાં ચાલતાં ચાલતાં પગકેડીએ ધર્મશાળામાં પાછી ફરી રહી હતી, ત્યાં નૃસિંહપ્રસાદ મજમુદાર, માલિની, રતિકાન્ત સૌ એને રસ્તામાં મળી ગયાં.

એણે ધર્મશાળાનો રસ્તો પૂછ્યો. અને આવી જુવાન બાઈને એકલી ભટકતી જોઈ મજમુદારે તેને આશ્રયની જરૂર હોય તો પોતાને એક બ્રાહ્મણી રસોયણ—નોકર જોઈએ છીએ એ કહ્યું.

રેણુકાને અત્યારે કોઈ પણ સુરક્ષિત સ્થળમાં થોડો વખત આશ્રયની જરૂર હતી. પછી પાછી એ ચાલી નીકળશે એમ ધારીને એણે હા પાડી.

'તારું નામ શું?' માલિનીએ પૂછ્યું.

રેણુકાએ તરત જવાબ વાળ્યો: 'વીજળી!'

રસ્તામાં સૌને એ નામ જ એ આપતી રહી હતી.

અને એ પ્રમાણે એ વીજળી બનીને આંહીં રહી ગઇ હતી. આજે એણે આંહીં અભયને જોયો, પણ પછી તો એ કાંઈ જ ન હોય તેમ વર્તી રહી હતી.

એક દિવસ લગભગ રાતના સાતઆઠને શુમારે પોતાના ખંડમાં કોઈનો પગરવ સાંભળીને અભયે ઊંચું જોયું, તો રેણુકા ત્યાં એક થાળીમાં દૂધ અને ફળફળાદિ લઈને ઊભી હતી. એને સાંભર્યું કે માલિનીએ આજે અગિયારશ હોવાથી, પોતે સાતઆઠ વાગે એને બોલાવવા કહ્યું હતું, પણ બોલાવવાને બદલે એણે રેણુકાને મોકલી હતી.

'કેમ વીજળી! કાંઈ નવીન છે? કેમ તું આવી?'

રેણુકાએ તેની સામે જોયા વિના પ્રત્યુત્તર વાળ્યો: 'તમારા માટે આ બાઇસાહેબે મોકલાવ્યું છે તે આંહીં મૂકું છું.' કહીને તેણે પાસેના ટેબલ પર થાળી મૂકી દીધી.

'પણ મારે ત્યાં આવવાનું હતું ને?'

'એ રતિકાન્તભાઈ પાસે ગયાં છે.'

'તબિયત કાંઈ નરમ છે?'

'લાગે છે.'

'મેં તમને પૂછ્યું હતું, તે દિવસે તેનો પ્રત્યુત્તર તો તમે આપ્યો નથી.'

રેણુકાએ જવા માટે પગ ઉપાડ્યો.

'ઊભાં તો રહો!'

'તમે ભીરુ છો. ભીરુ પાસે કોઈ નારી બોલી શકે નહિ!' તે ત્વરાથી દાદર ઊતરીને નીચે ચાલી ગઈ હતી.

અભયને આ ઘાએ વિચાર કરતો કરી મૂક્યો. તેને લાગ્યું કે, પોતે ખરેખર ભીરુ હતો—તે ખુરશીમાં બેઠો જ રહ્યો. થાળી તો એમની એમ અડકચા વિનાની પડી રહી.

થોડી વાર પછી તે બહાર નીકળ્યો.

એનો વિચાર ઘડી બે ઘડી દરિયાકિનારે લટાર મારવાનો હતો. રેણુકાને આંહીં એણે બે વખત જોઈ—પણ બન્ને વખત એણે જે રીતે એની સાથે વાત કરી એ જોતાં એના દિલમાં અભય માટે રોષ હતો અને છતાં એના અવાજની આકર્ષક સચ્ચાઈ કહી રહી હતી કે, એ કાંઈક પ્રગટ કરવા ઇચ્છે છે, એ સ્પષ્ટ હતું.

તે મોડેથી જ્યારે દરિયા કિનારેથી પાછો ફરતો હતો ત્યારે લગભગ રાતના દસ સાડાદસનો વખત થયો હશે. આજે અગિયારશને લીધે નૃસિંહપ્રસાદ બીજે બંગલે પોતાનો અખંડ જાપ પૂરો કરવા ગયા હતા, ને અરધી રાતે પાછા ફરવાના હતા. ત્યાં સુધી રતિકાન્તની દેખરેખ માટે રેણુકા નીચેના ખંડમાં બેસી, ઘીના ઝાંખા બળતા દીવા પાસે બેસી કાંઈક પુસ્તક વાંચી રહી હતી.

ઉપરના ખંડમાં રતિકાન્ત સૂઈ ગયો હતો.

અભયની પગકેડી આ બંગલા પાસેથી જ જતી હતી, એટલે એ ત્યાં થોડી વાર થોભી ગયો.

'માલિનીબહેન છે ?'

'ના; પેલે બંગલે ગયાં છે.' રેણુકાને હવે થડકયા વિના વાત કરતાં આવડી ગઈ હતી.

અભયને પૂછવાનું મન થઈ આવ્યું કે માલિની કહેતી હતી કે વીજળી હવે જવા માગે છે તો એનું કારણ શું ? પણ એ પૂછી શકયો નહિ. છેવટે એને સાંભર્યું કે પોતે આંહીં આવ્યો તે પહેલાં રણજિતે એક કાગળ એના ઉપર લખીને રેણુકાના કાંઈ સમાચાર હોય તો જણાવવા કહ્યું હતું. એ કાગળ અત્યારે પણ એના ખીસામાં હતો. અભયે લક્ષ્મીના મરણનો ઉલ્લેખ સરખો પણ ન કરવામાં ડહાપણ માની, તે વાત તો રેણુકા પાસે હજી સુધી ઉખેળી જ ન હતી; તેમ એમ કરવાનો વખત પણ મળ્યો ન હતો. પણ આજે એક કાગળને પોતાના આધાર જેવો ગણી તેણે રેણુકાની વાત જાણવાનો પ્રયત્ન કરવા નિશ્ચય કર્યો. તે ધીમે પગલે બહારથી અંદર જ આવીને ઊભો રહ્યો.

'રેણુકા ! ભડકતાં નહિ હો—હું તમને બહુ ખોટી નહિ કરું—' તે બહુ જ ધીમા અવાજે કહી રહ્યો હતો. ઉપર રતિકાન્ત ચમકશે તો અવાજ કરી બેસશે, એ વિચારથી અભય અત્યંત ધીમે અવાજે બોલ્યો હતો.

પણ રેણુકા તેને અંદર આવેલો જોઈ સફાળી બેઠી થઈ ગઈ. તેણે અભયની સામે જોયું. તેને બીક લાગી કે કોઈ આમ દેખી જાશે તો એની ફજેતી થાશે. એ બીકે

એની છાતી હજી ધડકતી હતી. એને લીધે મોં ઉપર આવેલી ગભરામણ પણ સ્પષ્ટ દેખાતી હતી.

અભય બહુ જ ધીમેથી બોલ્યો: 'આવે વખતે આમ આવવા માટે તમે મને માફ કરજો. પણ બીજો ઉપાય ન હતો.'

રેણુકા કાંઈ બોલી નહિ: તેમ પોતાને સ્થાનેથી ખસી નહિ.

અભય આગળ આવ્યો ને જમીન પર બેસી ગયો. રેણુકાએ એ જોયું ન જોયું કર્યું. તેણે એને કાંઈ આસન ન આપ્યું, કે ન તો કાંઈ ઉત્તેજન આપ્યું.

અભય બોલ્યો: 'તમે બેસો તો સારું.'

રેણુકાએ કહ્યું: 'તમારે જે કહેવાનું હોય તે કહી દો; આંહીં આવી સ્થિતિ કફોડી કહેવાય એ વિષે તમારે ધ્યાન રાખવું જોઈએ.'

અભય બોલ્યો: 'હું આવી રીતે આવું નહિ; પણ જરૂરિયાતને લીધે જ આમ કરવું પડયું છે. તમે આંહીંથી જવાનાં છો એ સાચું ?'

રેણુકાનો ચહેરો સખ્ત થયો: 'એ જાણવાનું તમારે કાંઈ કારણ છે ?'

'રણજિતનો મારા ઉપર કાગળ હતો. અને એ તમને શોધવા નીકળ્યો છે.' પછી અભયે થોડું ઉમેરીને કહ્યું: 'એ કદાચ આંહીં આવે.'

'આવવા દો.'

'પણ આટલું બધું જીવન તમે ફેરવી નાંખ્યું.'

'એ વાત જાણવાનો તમને કાંઈ અધિકાર નથી: તમે

તમારી વાત કરો: જે વાત માટે તમે આવ્યા છો તે! પરણેલી નારી સાથેની વાતની મર્યાદા તમારે સમજી લેવી જોઈએ.'

અભય બોલ્યો: 'હું તમને એમ કહેતો હતો કે, જો તમો મારા માટે થઈને ચાલ્યા જવા માટે તૈયાર થયાં હો, તો આ સ્થળે તમે રહો: હું તો એકબે દિવસમાં જવાનો છું.'

રેણુકાએ જવાબ વાળ્યો: તેનો અવાજ લુખ્ખો, સુક્કો, કાંઈક કર્કશ પણ થયો હતો: 'મારે તમારો એવો ઉપકાર લેવો નથી.'

'ઉપકાર માટે નહિ—રણજિત તમને શોધવા આવે ને તમો આંહીં હો તો એ તમને મળી શકે. વળી બીજે ચાલ્યાં જાઓ તો પત્તો ક્યાં લાગે, માટે હું કહું છું.'

'સારું. બીજું કાંઈ કહેવું છે?'

અભયે પહેલી જ વખત કાંઈક ઠંડીથી કહ્યું: 'ના.'

'તો તમે જઈ શકો છો.'

'ને તમે?'

'મારે શું કરવું તે વિષે હું વિચાર કરીશ.'

'પણ રણજિતને હું શું લખું?'

'તમને ઠીક પડે તે.'

'તમે આંહીં હશો કે નહિ?'

'તે જાણવાનો તમને અધિકાર નથી.'

'ત્યારે નહિ હો?'

'તે જાણવાનો પણ તમને અધિકાર નથી. મારે વિષે કાંઈ પણ જાણવાનો તમને અધિકાર નથી.'

'મારે કોઈ જાતનો અધિકાર હોય—રણજિતના મિત્ર તરીકે તો કહો.'

'મારે શું કરવું તે હજી હું વિચારીશ, ને તમને પુરુષોને—'

અભયને લાગ્યું કે જરાક હૃદયમાંથી વાત આવે છે એટલે હવે કાંઈક પણ જાણી શકાશે. તે બોલ્યા વિના તેમજ ચહેરામાં પણ કાંઈ ફેરફાર કર્યા વિના સાંભળી રહ્યો.

'તમને પુરુષોને પ્રેમ એ વિનોદની, ઘડીભર મશ્કરીની—આનંદની વસ્તુ લાગે છે. ખરી રીતે એ જીવન ને મરણનો પ્રશ્ન ગણાવો જોઈએ.'

અભયને પૂછવાનું મન થયું કે ત્યારે તમે પ્રેમને એ પ્રમાણે કેમ ન ગણ્યો? પણ એ કાંઈ બોલ્યો નહિ.

'બસ ત્યારે; એટલું જ; સ્ત્રી સાથે પ્રેમની વાત કરવી હોય તો પ્રેમની ગંભીરતા સમજીને કરવી જોઈએ, અથવા એવી વાત કરવાનો કોઈને અધિકાર ન હોવો જોઈએ.' રેણુકા આગળ બોલી.

'પણ તમે આ જે કહો છો, તે તમે પણ સમજ્યાં ન હતાં!'

'શું?'

'પ્રેમ—અને તેની ગંભીરતા વિષે.'

'હું એ વિષે આટલું જ સમજી છું. એક વખત તમે એને વિષે દગાભરી રમત રમો—ને જીવનભર તમે એ વસ્તુ ગુમાવી બેસો છો.'

અભયને લાગ્યું કે એ પોતે કેટલેક અંશે રેણુકાના સ્વભાવમાં આવી ગયેલ આ કટુતા માટે જવાબદાર છે, પણ પ્રમદકુમારની સાથે ન જોડાવાનો એણે વિવેક રાખ્યો હોત—તો આ સ્થિતિ થાત નહિ. આ સ્થિતિ માટે ખરી

રીતે એ પોતે—રેણુકા પોતે—જવાબદાર છે. એ એમ કહેવા જતો હતો, પણ થંભી ગયો.

એક ઘડીભર હવે શું બોલવું તે એને સમજાયું નહિ. તે રેણુકાની સામે જોઈ રહ્યો. તેની કૃશ લાગતી દેહમાં હજી એ જ સુંદરતા હતી, એ જ તેજસ્વિતા હતી. કોઈ પણ પળે ને સ્થળે પુરુષને ખભે હાથ મૂકી તેને પ્રોત્સાહન આપનારી નારીનો એનામાં જે નૈસર્ગિક ભાવ હતો તે હજી કાયમ રહ્યો હતો.

અભય બોલ્યો: 'મેં તમને બહુ દુ:ખી કર્યાં.'

રેણુકાએ કાંઈ જવાબ ન વાળ્યો.

'ને હું પોતે પણ ઓછો દુ:ખી થયો નથી. તમને ખબર નહિ હોય—પણ અનિલા સાથેનો મારો સંસાર દોરડું ખેંચતી બે વ્યક્તિઓના જેવો છે.'

રેણુકાએ જવાબ વાળ્યો: 'તમારો સંસાર કેવો છે તે જાણવાનું મારે કામ નથી. હું આંહીંથી હવે જઉં કે રહું તે વાત થઈ ગઈ છે—હવે તમે જઈ શકો છો.'

'પણ— '

'પરનારી સાથે વાત કરવાની ભીરુતા તમારે તજવી જોઈએ.'

'હું તમને ફરી મળું ?'

'આનું પરિણામ શું હોય એ તમને ખબર છે ?'

'હા; અને એટલે જ હું કહું છું, મારે એ સઘળું સહન કરવાની શક્તિ મેળવીને તમને મળવું છે !'

રેણુકાના મોં ઉપર ઉપહાસભરેલી મશ્કરી છવાઈ ગઈ. તેણે કાંઈ પણ બોલ્યા વિના માત્ર હાથની આંગળી

લાંબી કરી બારણું બતાવ્યું, ને ધીમેથી બોલી: 'કદાચ મજમુદારસાહેબ આવતા હશે.'

અભય બોલ્યા વિના બહાર નીકળી ગયો. નૃસિંહપ્રસાદને મળવાનું ન થાય, માટે તે જે રસ્તેથી આવ્યો હતો તે જ રસ્તે થઈ પાછો દરિયાકિનારે ફરવા ચાલ્યો.

જ્યારે નૃસિંહપ્રસાદ આવ્યા, ત્યારે તે રેણુકા પાસે થઈ દાદર ઉપર ચડી રતિકાન્તની ખબર કાઢવા ઉપર ગયા. રેણુકાને નીચે બેઠેલી જોઈ એમને જરાક આશ્ચર્ય તો થયું હતું. જે ખંડમાં રેણુકા બેઠી હતી, તે ખંડના ઉપલા ભાગમાં રતિકાન્તની પથારી તરફ ને દાદર તરફ બન્ને તરફ નજર રહે તેવું હતું. અને ખરી રીતે એમ જ બેસવાનું ચાલતું. એટલે આજે રેણુકાને નીચેના ખંડમાં બેઠેલી જોઈ એમને જરા આશ્ચર્ય થયું, ને જરાક વ્યગ્રતા પણ થઈ.

તે ઉપર ગયા: અને તેમની નજરે રતિકાન્તનો ખાલી પલંગ પડ્યો.

કદાચ તે અંદર જ બેઠો હશે એમ ધારી તે અંદરના ખંડમાં ગયા. પણ ત્યાં ખૂણેખાંચરે કોઈ હતું નહિ. નૃસિંહપ્રસાદે ધીમા શોકઘેરા અવાજે રેણુકાને બોલાવી: 'વીજળી !'

રેણુકા જવાની તૈયારી કરી રહી હતી તે અટકી ગઈ. તે એમના અવાજમાં આવતો શોકનો ભાર દેખી દિઙ્મૂઢ બની ગઈ. 'વીજળી !' તેમણે ફરીને કહ્યું.

રેણુકા ઝડપથી ઉપર ચડી: જે ખંડમાં દાદર હતો તે ખંડમાં તેણે પ્રવેશ કર્યો. બીજા ખંડમાં ખાલી શય્યા પાસે નૃસિંહપ્રસાદને ઊભેલા તેણે જોયા.

'સાહેબ !'

નૃસિંહપ્રસાદ કાંઈ બોલ્યા નહિ. તેણે માત્ર રેણુકા સામે જોયું. પણ એ દૃષ્ટિએ તો રેણુકાનું હૃદય શોકથી આરપાર વીંધાઈ ગયું. 'સાહેબ ! ભાઈ નથી ?' તે બોલી.

નૃસિંહપ્રસાદ ધીમેથી બોલ્યા: 'કોઈ આવ્યું હતું ? તમે એને નીચે ઊતરતાં જોયો છે ?'

એટલામાં એમની દૃષ્ટિ ખંડની ખુલી બારી તરફ પડી. બારી ખુલ્લી હતી, અને તેને ડાંડકે બાંધેલું એક દોરડું લટકતું હતું.

નૃસિંહપ્રસાદ ત્યાં આગળ ગયા. 'આહા !' તે બોલ્યા: 'આંહીંથી તે નીચે ઊતરી ગયો લાગે છે !'

રેણુકા ઝડપથી નીચે ગઈ. તે બારીની નીચે આવી ઊભી રહી. 'દોરડું આંહીં સુધી લટકે છે, સાહેબ !'

'થયું ત્યારે, પડયા નથી. પડી ગયા નથી. નીચે ઊતરી ગયા છે—'

એટલામાં ચોકીદાર નોકર વગેરે સૌ આવી ગયા હતા. રેણુકા દોડીને માલિનીને બોલાવી લાવી. માલિનીએ તેને રસ્તામાં જ કહ્યું: 'તું જરા અભયને બોલાવી લાવ તો !'

રેણુકાએ જવાબ વાળ્યો: 'અભય તો દરિયાકિનારે ગયેલ છે !'

'તને કેમ ખબર પડી ?'

રેણુકાએ કાંઈ જવાબ વાળ્યો નહિ. માલિની પણ અત્યારે વધારે પૃચ્છા કરે તેમ ન હતી.

સૌ બારીએથી રતિકાન્તનાં પગલાં શોધવા લાગ્યાં. ધીમેધીમે એ જંગલકેડીમાંથી આગળ ને આગળ વધતાં

ગયાં. એક ભયંકર આગાહીથી સૌનાં અંતઃકરણ ભારે બનવા લાગ્યાં. કદાચ, એ દરિયામાં તો જતાં નહિ હોય નાં ?

પગલાં હજી આગળ જતાં હતાં !

આગળ ને આગળ—દરિયાની ધોળી સુંદર ઝીણી રેતીમાં—એ પગલાં પડેલાં જોઈને નૃસિંહપ્રસાદ શોકથી ત્યાં સ્થિર થઈ ગયા.

'માલિની !' તે બોલ્યા.

સૌ ત્યાં જ સ્થિર થઈ ગયાં.

'જે જવાનું છે તેને કોઈ રોકી શકતું નથી. જવાની અનિવાર્ય જરૂરિયાત ઊભી થાય—એ આતુરઅવસ્થા આવી ગઈ લાગે છે !'

માલિની શોકના ભારને લીધે કાંઈ બોલી શકી નહિ. દર ડગલે ને પગલે—કોઈક જગ્યાએ રતિકાન્ત મળશે એ આશામાં સૌ આગળ વધ્યાં.

પગલાં આગળ વધતાં ગયાં—ને દરિયાકિનારે જળમાં લુપ્ત થયાં !

સૌ દરિયાકિનારે સ્તબ્ધ બનીને ઊભાં રહ્યાં: જ્યારે જલનિધિને યોગ્ય લાગે ત્યારે એ પોતાના અતિથિને પાછો આપે, એ અનિવાર્ય પરિણામ આગળ નિરુપાય બનીને ઊભાં.

એટલામાં એક બાજુથી અભય આવતો હતો.

'અભય ! રતિકાન્તને જોયો ?' તેને પાસે આવેલો દેખી નૃસિંહપ્રસાદે પૂછ્યું.

'રતિકાન્ત ? કેમ પોતાની પથારીમાં નથી ?—ત્યાં તો—રે—વીજળી બેઠી હતી ને ?'

'પણ—કાંઈક ધ્યાન ન રહ્યું હોય કે ગમે તેમ—તે

ઉપરની બારીએથી દોરડું બાંધી નીચે ઊતરી ગયો લાગે છે !'

અભય એક ઘડીભર મૂંગો થઈ ગયો. તેની આંખો રેણુકાને શોધી રહી હતી. રેણુકા તેની સામે એક અપ્રગટ તિરસ્કારદૃષ્ટિ ફેંકી નીચે જોઈ ગઈ.

મજમુદારના કુટુંબને છેલ્લો ઘા કરવામાં પોતે નિમિત્ત-રૂપ થયો હતો, એ ભાનથી એ કાંઈ બોલી શક્યો નહિ.

મુગ્ધ મનોહરી ચાંદનીમાં જલનિધિ પોતાના તરંગ એવી છટાથી ઉડાડી રહ્યો હતો કે જાણે એના મનને આમાંના કોઈનો પણ હિસાબ ન હોય.

અંતે અભય બોલ્યો: 'હું જે બાજુથી આવ્યો ત્યાં એક માછીમારનું ઝૂંપડું છે !'

'તો તો—દોડો; હોડકું લઈ દરિયાની અંદર થોડે ફરી આવે !'

આખી રાત તપાસ ચાલી, પણ રતિકાન્તનો પત્તો લાગ્યો જ નહિ.

બીજે દિવસે સવારે નૃસિંહપ્રસાદે માલિનીને કહ્યું: 'માલિની ! હવે મારી આતુરતાને, દીકરી ! તું શું કરવા પાછી ઠેલે છે ?'

માલિની કાંઈ બોલી નહિ. આજે એને પોતાની ખરી અનાથ અવસ્થા સમજાઈ. અમુક પ્રકારનું માનસિક બંધારણ હોવું એ જીવનની વિપત્તિ પણ છે ને સંપત્તિ પણ છે. માલિની સિવાય બીજી હરકોઈ સ્ત્રી આ અવ-સ્થાને નિરાધારી ન ગણે; એટલું જ નહિ, એ અવસ્થાને જ બીજા લગ્નની યોગ્ય ભૂમિકા માને. અને એમાં કાંઈ ખોટું નથી. પણ જે ઉત્કૃષ્ટ કરુણાથી પ્રેરાઈને ભગવાન તથાગતે

પેલું ઘેટાનું બચ્ચું ઉપાડી લીધું હતું—લગભગ એ જ કરુણાથી માલિનીએ રતિકાન્તને પોતાની પાંખમાં સમાવી દીધો હતો.

આજે એ જતાં, એની પોતાની એક પ્રિય અવસ્થા —એની મનોહર મનોદશા છિન્નભિન્ન થઈ ગઈ. એને લાગ્યું કે જે તૂટેલ જેવા તારની ઉપર સુરાવલિ પ્રગટાવી એ જીવનસંગીત બજાવી રહી હતી, એ તાર લુપ્ત થઈ ગયો: એ આનંદ ગયો: એ જીવન ગયું: એ પળ ગઈ. તે નૃસિંહપ્રસાદને કાંઈ ઉત્તર આપી શકી નહિ.

નૃસિંહપ્રસાદે તેને એક કાગળ આપ્યો: ' લો ! તમને ભવિષ્યમાં ખપ પડે એવી કેટલીક સૂચના આમાં છે. બાકી એ સિવાય સઘળું તારું છે. ને તું તારી ઇચ્છા પ્રમાણે એને યોજી શકે છે. મને તારો આશીર્વાદ મળે તો મા ! હું આ પૂનેમે તારી રજા લઉં ! '

માલિનીની આંખમાંથી આંસુ ખરી રહ્યાં હતાં. તે ગદ્ગદ કંઠે બોલી: ' આવું શા માટે જોઈએ ? તમારે શા માટે જવું જોઈએ ? '

' તું પણ એમ બોલશે ?—તારે તો એમ બોલવું જોઈએ કે આ પ્રણાલિકાનો પ્રાણ ધારનાર હવે કોઈ જ રહ્યું નથી ! અભયને તું જોઈ તપાસી, તને ઠીક પડે તે પ્રમાણે સાથ આપવા લઈ લેજે ! '

મજમુદાર બીજે કે ત્રીજે દિવસે સંધ્યાકાલે એકલા દક્ષિણમાર્ગ લઈ ને ચાલી નીકળ્યા.

તેમણે જતાં જતાં અભયને અને માલિનીને વ્યવસ્થા જાળવવા ને લોકકલ્યાણમાં સઘળી આવક ખરચી નાખવા

ભલામણ કરી હતી.

રાત્રે આઠ વાગે માલિનીએ ચા માટે બૂમ પાડીઃ ‘ વીજળી ! ’ પણ રસોડામાંથી કાંઈ જવાબ આવ્યો નહિ.

એટલામાં કામ કરવાવાળીએ આવીને કહ્યુંઃ ‘ રસોયણ તો સવારની ચાલી ગઈ છે ! ’

‘ ચાલી ગઈ છે ? ’

‘ હા. ’

‘ ક્યાં ?

‘ એ કાંઈ કહ્યું નથી. એણે કહ્યુંઃ મારે હવે રહેવું નથી— અને એ ચાલી ગઈ. ’ અભય આશ્ચર્યથી સાંભળી રહ્યો.

તે રાત્રે અભયને નિદ્રા આવી નહિ. એણે ઘણા વખત થયાં રેણુકાને જોઈ ન હતી—પણ આંહીં જ્યારે જોઈ ત્યારે એને લાગ્યું કે એ હતી તેવી ને તેવી તેજસ્વી રહી શકી છે. એ થોડી ફેશનદાર બની છે—પણ જાણે એ ઉપરનો વેષ હોય ને અંદરનું સત્ત્વ હજી કાયમ હોય તેમ તેને લાગ્યું હતું. તે પ્રમદકુમારને તજીને નાઠી અને આંહીં એની સાથે એનો અચાનક ભેટો થયો—એ વસ્તુએ અભયને પોતા વિષે ફરી વિચાર કરતો કર્યો. વૃદ્ધ મજમુદારના ત્યાગે એને પિગળાવી દીધો. ને માલિનીએ તેનામાં મૂકેલા વિશ્વાસે, એને, રેણુકાએ એનામાં મૂકેલો વિશ્વાસ સંભારી આપ્યો.

રેણુકાએ જે યાતના સહી હશે—પેલા વૃદ્ધ માણુસ સાથે —એને લીધે એને જીવનમાં જે થાક ને શોક આવ્યાં હશે— એ વિચારતાં એણે એના પ્રત્યે બતાવેલું વર્તન એને વિવેકી લાગ્યું. પોતે વિશ્વાસભંગ કર્યો ન હોત—તો આજે એ કેટલું વધારે ઓજસ ધરાવતી હોત !

અને પોતે પણ કેટલો વધારે સુખી હોત !

અભય પોતાના જીવનક્રમને નવી રીતે તપાસી રહ્યો હતો. એને લાગ્યું હતું કે રેણુકા જે કહે છે તે બરાબર છે. બની શકે તો એ પ્રમદકુમારની સામે રેણુકાને રક્ષણ આપે—પણ એને ખાતરી હતી કે રેણુકા એના આશ્રય નીચે છાની રીતે ન રહે. એની કલ્પના પ્રમાણે એ નિર્ભયતા માગી રહી હતી.

ત્રીજે કે ચોથે દિવસે સૌ દરિયાકિનારો છોડી ઘેર આવી ગયાં.

અભય પોતાને ઘેર અનિલા પાસે ગયો, ત્યારે તેનો વેષફેરફાર જોઈ ને એ પ્રથમ તો ભડકી ગયો—એને ગ્લાનિ થઈ: છેવટે તો મનમાં આળસુ કુતૂહલ જ રહ્યું.

અનિલાએ પોતાના લાંબા સુંવાળા કેશને તિલાંજલિ આપી, કપાળ ઉપર પુરુષોના જેવી ફૅશનદાર બાબરી રાખી હતી. તેણે રેશમી સાડી, ઝીણી ચોળી, ને ચણિયો—એ સઘળાં તજી, 'નેવી બ્લ્યુ'નો 'યુનિફોર્મ' કરાવ્યો હતો. ટૂંકી ચડ્ડી, તપખીરી મોજાં, ને તદ્દન ટૂંકી બાંહ્યનો કબજો—પહેરીને આરામ ખુરશીમાં લાંબી થઈ ને પડી હતી. એક હાથમાં સોનાની ઘડિયાળ હતી. મોંમાં સિગારેટ હતી. હોઠ રંગેલા હતા. આરામ ખુરસીમાં પડી પડી તે સિગારેટના ધુમાડા કાઢી રહી હતી.

ખુરશીમાં બેઠાં બેઠાં જ એણે અભયને આવકાર આપ્યો: 'હલ્લો, યંગમેન !' અનિલાના એ સંબોધનથી, અભય ભડકીને તેની સામે જોઈ રહ્યો, એટલે તે હસી પડી: 'અરે ! કેવા જંગલી જેવા લાગો છો !'

અભયના દિલમાં અચાનક આ વાક્યે તીરનું ઝેર રેડી દીધું: એણે રેણુકાને પણ એ જ શબ્દો કહ્યા હતા.

'કેમ થયું પછી? ડોસા—ને રતિકાન્ત પણ ગયા?' નૃસિંહપ્રસાદના સંન્યસ્તની વાત ફેલાઈ ગયેલી લાગી. અનિલાએ અત્યારે એ વાત કાઢી હતી. એણે કોઈ ને બહુ પૂજ્યભાવથી તો કોઈ દિવસ જોયા ન હતા. પણ આ પ્રમાણે નૃસિંહપ્રસાદને પણ એ સંબોધશે એ અભયની કલ્પનાથી પર હતું. સાધારણ રીતે નૃસિંહપ્રસાદ વિષે તેણે અત્યાર સુધી ઠીક વિવેકમર્યાદા જાળવ્યાં હતાં—પણ આજે તો એ પણ તજી દીધાં.

'તમે છેક આમ કરશો—એ મારી કલ્પનાથી પર હતું!' તે બોલ્યો.

અનિલા હસી: 'તમારી કલ્પના પ્રમાણે હું મારું જીવન ઘડું એ કાંઈ શકય છે? હું તો મારું જીવન મારી કલ્પના પ્રમાણે જ ઘડું ના?'

અભય હજી હમણાં જ માલિની પાસેથી આવતો હતો. માલિની અને અનિલા બન્ને બે અંતિમ બિંદુઓ રજૂ કરતાં હતાં. તે માલિની સાથે અનિલાને સરખાવી રહ્યો. તેને અનિલાની આસપાસના વાતાવરણમાં એક પ્રકારની ભયંકર કૃત્રિમતા લાગી.

'પણ તમે સિગારેટ શું કરવા પીઓ છો? આપણે ત્યાં બીડી તો છેક હલકા વર્ણના લોક પીએ છે!'

'એટલા જ માટે કે કોઈ હલકું નથી—માત્ર બીડી પીવાથી કોઈ હલકું થતું નથી—એ બતાવવા માટે.'

અભયને લાગ્યું કે અનિલા સાથે વાત કરવી—

ખાસ કરીને દલીલમાં ઊતરવું,—એ કોઈ ભયાનક ખીણમાં પડવા જેવું હતું. શબ્દો પણ જ્યાં બિચારા પોતાના આવા કૃત્રિમ ઉપયોગથી રડી શકવાની શક્તિ ધરાવતા હોય તો રડે —એટલી એનામાં કૃત્રિમ વાચાળતા હતી.

‘ માલિની શું કરે છે ?—કદાચ શોકમાં હશે ! ’

અનિલાનો કટાક્ષ ભયંકર હતો. પણ અભયને કાંઇ જવાબ આપવો ઠીક લાગ્યો નહિ. તેણે કાંઈ ન હોય તેમ કહ્યું: ‘ હા. ’

પણ અનિલા આજે એને છોડે તેમ ન હતી. જે આર્થિક આશ્રય એ પામી રહ્યો હતો તેનો સંપૂર્ણ બદલો તેણે આપવાનો હતો: ‘ બહુ શોકમાં હશે કાં ? ’

અભયે ધીરજ ખોયા વિના કહ્યું: ‘ હા. ’

‘ પછી તમારું શું થયું ?—મજમુદારે તમને કહ્યું છે કાંઈ ? ’

‘ હા; કેટલીક વ્યવસ્થા અમારે સાથે જોઈ લેવાની છે. ’

‘ ત્યારે તો મજા પડશે ! ’

અભય કટાક્ષ ગળી ગયો.

‘ કાંઈક કામ કરવું પડશે—એટલું જ.’

‘ હાસ્તો. આપણે લોકકલ્યાણ કરવું જોઈએ કાં ? એ કામ સારું કહેવાય કાં ?—પ્રમદકુમાર ને ચંદ્રકાન્ત તો પાછા આવ્યા—કાંઈ પત્તો લાગ્યો નહિ—એ ખબર છે ના ? ’

‘ શાનો ? ’

‘ પેલી તમારી—શું નામ ? રેણુકા ! ’

‘ હાં, હાં. ’

‘ તમારી સાથે એ પહેલાં પ્રેમમાં હતી કાં ? કે તમે

એના પ્રેમમાં હતા?' અનિલાએ અચાનક ઘા મારી લીધો.

વર્ષો સુધી માણસ કોઈ સ્થિતિ સહન કરી શકે છે, અને પછી કોઈ ઘડી એવી આવે છે કે જ્યારે એક પળ પણ એ સહન કરી શકતો નથી. અભય એક ઘડીભર તો કાંઈ બોલ્યો નહિ, બોલી શક્યો નહિ: પણ એને આ ઉંદરબિલાડીની રમત લાંબો વખત ચલાવવી ઠીક ન લાગી. ઘણા વખતથી એ વિચાર તો કરી રહ્યો હતો કે પોતે આર્થિક સત્તા ધરાવે છે—કેવળ એ એક જ વિચારથી અનિલા પોતાનો જીવનવ્યવહાર ચલાવવા મથી રહી હતી. અને એવી સ્થિતિમાં વધારે વખત પોતે રહેવું એ એને યોગ્ય લાગ્યું ન હતું. આજે એ વાત એનો નિર્ણય માગી રહી હતી.

છતાં તેણે શાંતિથી જવાબ વાળ્યો: 'હા.'

'ત્યારે તો તમે મને ઠગી એમ ગણાય કે નહિ?'

અભયને નૃસિંહપ્રસાદના શબ્દો યાદ આવ્યા. એના અંતરમાં રેણુકાના શબ્દો ગુંજી ઊઠ્યા. એના મનમાં માલિની આવી ગઈ. એને મુરલીની સુંદર પ્રતિમા આગળ સરખાવતાં આ નારીની તુચ્છ પ્રકૃતિ પોતાની જાતિનો કેટલો ઉપહાસ કરાવી રહી છે તે યાદ આવ્યું. આ સઘળાં એક પછી એક એના મનમાંથી પસાર થઈ ગયાં. તે બોલ્યો નહિ.

'કેમ બોલ્યા નહિ? જો સ્ત્રી આવું કરે તો પુરુષ એને કેટલી ઘૃણાથી જુએ? શું સ્ત્રીને આ અધિકાર નહિ?'

અભય મોટેથી હસી પડ્યો.

'કેમ હસો છો?'

'તમે વેગમાં ને વેગમાં શું બોલો છો તેનું પણ તમને ભાન નથી. ઘૃણાથી કોઈના તરફ જોવાની ટેવ

કેળવવી એ કાંઈ મોટા અધિકારની વાત છે?'

'પણ તમે પુરુષો એમ કરો છો કે નહિ!'

'પુરુષો ખૂન કરે છે—તો તમે એ હક્કને માટે કેમ મથામણ કરતાં નથી?' અભય કાંઈક વેગથી બોલી ગયો.

'અમે એ હક્ક પણ મેળવીશું—જેવી રીતે ને જે કારણે પુરુષ ઉશ્કેરાઈ જાય છે, તેવી રીતે ને તે જ કારણે સ્ત્રીઓએ આપઘાત ન કરતાં ખૂન કરવાની વૃત્તિ કેળવવી જોઈએ.'

અભય ફિક્કું હસી રહ્યો. તે ધીમેથી બોલ્યો: 'મને લાગે છે તમારાં જ્ઞાનતંતુ હમેશાં તંગ રહે છે. તંગ જ્ઞાનતંતુ એ કોઈ જાતનું બળ નથી.'

'એ બળ હોય કે ના હોય,' અનિલા બોલી, તેની આંખમાં જુદી જ ચમક આવી ગઈ—તેણે જુસ્સાથી ફરીને કહ્યું: 'એ બળ હોય કે ના હોય—પણ આ શું છે?—આટલો દંભ તો નથી નાં?' અનિલાએ પોતાના ખિસ્સામાંથી કાઢીને એક કાગળ અભયની સામે ધરી દીધો. અભય સમજી ગયો. પોતાની ગેરહાજરીનો ચંદ્રકાન્તે પૂરો લાભ લીધો હતો. જે કાગળ ચંદ્રકાન્તે એને બતાવ્યો હતો તે જ આ કાગળ હતો.

'આ શું છે?' અનિલા વધારે ઉશ્કેરાઈને બોલી.

'એનું તમારે શું છે?'

'મારે શું છે?—આટલી જ ચિઠ્ઠી ઉપર કોઈ પણ પુરુષે સ્ત્રી પાસે ઝેર લેવરાવ્યું હોત. મીરાંને ઝેર પીવું પડ્યું—કેવળ રાણાની કુશંકા ઉપરથી. સીતાને એક પુરુષે જ જમીનમાં નહોતી ભંડારી? તમારી જાતે—તમારી જાતે—'

તે બે હાથની મૂઠીઓ વાળીને બહુ ઉશ્કેરાટથી બોલી રહી હતી.

અભયે શાંતિથી જવાબ વાળ્યો: 'જુઓ, હું તમને કહું. જે સ્ત્રીને હું પ્રથમ ચાહતો હતો, તેને હમણાં મેં જોઈ—'

'હમણાં તમે જોઈ?'

અભયને લાગ્યું કે બોલવામાં ભૂલ થઈ ગઈ છે. પણ પછી તેણે તે દરકાર ન કરતાં ચલાવ્યું: 'હા, હમણાં મેં જોઈ—ગમે ત્યાં; એમાં જે નારીત્વ છે એને આધારે હું સંસારનું સઘળું વિષ અમૃત બનાવી શકું. મારે એવી નારી જોઈએ જે મને ટેકો આપે ને ટેકો લે.'

અનિલાએ ટેબલ ઉપરથી સિગારેટની 'એશટ્રે'—રાખ-રખણી—નો છુટ્ટો ઘા કર્યો.

ઠનનન કરતો ફરસબંધી ઉપર અવાજ થયો, અને એ જ વખતે નોકરે પ્રવેશ કર્યો: 'સાહેબ! ચા તૈયાર છે!'

અભયે પહેલી વખત ઘરમાં હુકમ કર્યો: 'આવવા દો!'

તે અનિલા તરફ ફરીને બોલ્યો. એની વાણી શાંત હતી: અવાજ મક્કમ હતો: મન નિશ્ચિત હતું. એના કાનમાં રેણુકાનો અવાજ ગુંજી રહ્યો: 'નિર્ભયતા વિના કાંઈ જ ન થાય!'

'આપણે વિદાયની ચા શાંતિથી પી લઈએ—અનિલા! લગ્ન એ પણ એક અખતરો છે. ને દરેક અખતરાની જેમ એને પણ નિષ્ફળ થવાનો અધિકાર છે.'

અનિલા બોલી: 'એ તમારી ભાષા કે તમારા વિચાર નથી. પણ તમે ચા પીને વિદાય થઈ શકો છો!'

'હંમેશને માટે?'

અનિલાએ ટૂંકો જવાબ વાળ્યોઃ 'હા.'

પણ એ એક જ શબ્દમાં એણે જીવનભરનું વિષ રેડી દીધું હતું. એ હા—એટલે તું જા—તારે માટે કોણ બેઠું છે!

ચા પૂરી થઈ ત્યાં સુધી કોઈ કાંઈ બોલ્યું નહિ. પછી અભયે બેઠા થઈ બે હાથ જોડયાઃ પછી કહ્યુંઃ 'જાઉં છું, હવે!' અનિલાએ જવાબ ન આપતાં બારણા તરફ આંગળી ચીંધી. થોડી વાર પછી તે ચાલતો થયો, ત્યારે એ પહેલી વાર આ ગામમાં આવ્યો ને જેટલું રખડપટ્ટીનું બળ એનામાં હતું એટલું બધું બળ ફરી ને જાગી ઊઠયું. એને લાગ્યું કે એ બહુ કફોડી સ્થિતિમાંથી પસાર થઈ ગયો છે. તેણે પોતાનાં લૂગડાંની એક નાની પોટલી હતી, તે પણ લીધી ન હતી. તે પહેરેલે લૂગડે ફરીથી એકડે એક કરવા—રેણુકાને માટે પોતાની જાતને તૈયાર કરવા—ચાલી નીકળ્યો.

એને નૃસિંહપ્રસાદના શબ્દો સાંભર્યાઃ 'અભય! અંતે એક દિવસ તો માણસે પોતે પોતાની જાતને નિર્ભયતાથી ઘડવી પડે છે!'

તે પોતે વિચારમાં ચાલી રહ્યો હતો.

પણ એ થોડે દૂર ગયો ન ગયો ને સાઇકલની ટોકરીના ઉપરાઉપરી થતા, કાંઇક વેગભર્યા અવાજે તે પોતાની વિચારસૃષ્ટિમાંથી જાગી ઊઠયો. અનિલાએ સાઇકલ મારી મૂકી હતી—તે ચંદ્રકાન્તને ઘેર જઈ રહી હતી—અને એ બતાવવા માટે જ એણે જાણી જોઈ ને, અભયની છેક પાસેથી સડસડાટ કરતી સાઇકલ ચલાવી લીધી.

ઘેર પહોંચ્યા પછી હવે માલિનીને આ વાત શી રીતે

કહેવી, એ વિષે અભય વિચાર કરતો બેઠો હતો. એટલામાં માલિનીએ કહ્યું:

'અભય! તમને કોઈ પોલીસ ઑફિસર જેવો નીચે બોલાવે છે!'

'મને?'

'હા.'

'હાં, હાં! સમજાયું એ તો રેણુકાની વાત લાગે છે.'

માલિનીએ આશ્ચર્યથી પૂછ્યું: 'રેણુકા?'

'પેલી આપણે ત્યાં રસોયણ હતી નાં—વીજળી! ખરી રીતે તે રેણુકા હતી. તમને ખબર નહિ હોય—પણ એ ભંડારિયાની હતી. મારે એનો ગાઢ પરિચય પણ હતો—પણ પ્રમદકુમારની વાત ઉપરથી આ લોકો આંહીં તપાસ કરવા આવ્યા લાગે છે.'

માલિની સાંભળીને વિચારમાં પડી ગઈ. તેને અચાનક સાંભરી આવ્યું કે ત્યારે તો તે દિવસે અભયને મળવા આવી હતી તે જ આ બાઈ. અભયે કરેલા વિશ્વાસભંગે એને એક ઘા લાગ્યો હોય તેવું થયું. પણ તે બોલી નહિ.

અભય નીચે ઊતર્યો.

પોલીસે કાંઈ પણ બોલ્યા વિના તેના હાથમાં એક કાગળ આપ્યો. અભય તે વાંચી ગયો. તેણે કાગળ પાછો આપીને કહ્યું: 'મને આમાં કાંઈ ખબર નથી—એ કોણ હતી એ મને ખબર છે—એ ક્યાં ગઈ તે હું જાણતો નથી.'

'પણ તમે એને સંતાડી છે, કે સંતાડવામાં ભાગ લીધો છે—એવું માનવાને કારણ મળ્યું છે.'

'તે હશે, મને કાંઈ ખબર નથી.'

થોડી વારમાં ચંદ્રકાન્ત ને બીજા એક પોલીસ અમલદાર આવ્યા. પ્રમદકુમારના પત્રને આધારે ચંદ્રકાન્તે અભય ઉપર શંકા લાવી તેણે રેણુકાને સંતાડી છે—સંતાડવામાં મદદ કરી છે—કે સંતાડવાની પેરવી કરી છે—એવી મૌખિક ફરિયાદ નોંધાવી હતી. ખરી રીતે તો પ્રમદકુમારની લાગવગથી આ પ્રમાણે તત્કાળ સઘળું થઈ શક્યું હતું.

અભય એનો જવાબ આપવા જતો હતો, ત્યાં પાછળના મુખ્ય બારણામાંથી રણજિત બહાર આવ્યો. નૃસિંહપ્રસાદે, સંન્યસ્ત લેતાં, તેની આંહીં જરૂર છે એ માગણી કુમારાનંદ પાસે, પહેલાંની જેમ, લખી મોકલી હતી, ને તેના જવાબમાં હોય તેમ એ હમણાં જ આવ્યો હતો.

રણજિતે સૌને જોયા. પણ પ્રમદકુમારને તેણે કોઈ દિવસ જોયેલા નહિ એટલે શાની વાત છે એ એકદમ તેના ધ્યાનમાં આવી શક્યું નહિ.

'આ ચંદ્રકાન્ત—તમારો પહેલાં લખેલો એક કાગળ રજૂ કરે છે, ને માને છે કે તમારો હાથ આ વાતમાં છે—તમારે જવાબ આપવા—'

વધુ વાત આગળ લંબાય ત્યાં પોતાની લાક્ષણિક શૈલી પ્રમાણે રણજિત આગળ આવ્યો.

'શાની વાત છે?—રેણુકાની વાત છે ના?' તેણે અભયને પૂછ્યું.

અભયે કહ્યું: 'હા.'

'ત્યારે એની જવાબદારી હું ઉઠાવું છું. એનો જવાબ હું આપું—તમે નાહકના શા માટે—'

અભયે તેનો ખભો દબાવ્યો: 'રણજિત! તું શું—?'

પણ સૌ એકીસાથે બોલી ઉઠયા હતા: 'ત્યારે તમને ખબર છે નાં—રેણુકાને કોણે આશ્રય આપ્યો છે ?'

રણજિતે કહ્યું: 'હા.'

'કોણે ?'

'ધર્મસ્થાન વિના એવું બીજું કયું સ્થાન છે કે જે પતિતોને પાવન કરે, નિરાધારને આધાર આપે, પડેલાંઓને પાર ઉતારે—જેણે ધર્મને એના મૂળસ્થાન પર સ્થાપવાની હિલચાલ ઉપાડી છે, તે કુમારાનંદને ત્યાં રેણુકા છે !'

જેમ ડુંગર ઉપરથી મોટો પથરો ગબડે ને રસ્તા ઉપરનાં માણસો ભડકી ઊઠે તેમ કુમારાનંદનું નામ આવતાં સૌ ભડકી ઊઠ્યા.

'એને ખબર છે કે એણે શું કર્યું છે ? કાયદા પ્રમાણે એ ગુનેગાર થાય એ એને ખબર છે ?' ચંદ્રકાન્ત બોલી ઊઠયો.

'પણ કાયદો અને ગુનો એ બન્ને શબ્દો તમારે ત્યાં જે અગત્ય ધરાવે છે તેના હજારમા ભાગની અગત્ય પણ અમારે ત્યાં ધરાવતા નથી.' રણજિત બોલ્યો.

'તમારે ત્યાં—?—તમારે ત્યાં એટલે કયાં ?' ચંદ્રકાન્તે કહ્યું.

'મુક્તેશ્વરના મંદિરમાં !'

'ત્યારે રેણુકા ત્યાં છે નાં ?'

'એમાં તમને શંકા શી લાગે છે ?' રણજિતે ઉત્તર વાળ્યો. 'કુમારાનંદ સિવાય કોણ કહેવાનું હતું કે

અકસ્માત્ બનેલા ગુનેગારોને કાયદો વ્યવસ્થિત ગુનેગારો બનાવે છે.'

રેણુકાનો પત્તો મળતાં જ સઘળું મંડળ એકદમ ત્યાંથી ઊપડી ગયું. ઉતાવળમાં કોઈને મનમાં એમ પણ ન સૂઝયું કે રણજિતે આપેલી માહિતી ખોટી છે કે સાચી તેની બરાબર તપાસ કરવી જોઈએ.

તેમના ગયા પછી રણજિત સામે જોઈને અભયે કહ્યું: 'રણજિત! આ તેં શું કર્યું? હવે એ લોકો રેણુકાનો કબજો મેળવશે!'

રણજિત હસી પડ્યો: 'એ તો એવું છે સજ્જન! કબજો જડ પદાર્થનો મળે છે—જીવનને કોઈ કબજે લઈ શક્યું છે?'

'પણ રેણુકા છે તો ત્યાં ના?'

'હા. પણ મા મુરલી અને કુમારાનંદ પાસે—'

રણજિતના આ શ્રદ્ધાભરેલા વાક્યે અભયને જરાક આશ્વાસન આપ્યું.

'શું કરે છે ત્યાં?' અભયે પૂછ્યું.

'બીજું શું?—નિર્ભય કેમ થવાય તેની તાલીમ મેળવે છે. કુમારાનંદ કહે છે કે તમારામાં 'હુંપણા'નું ઝેર છે ત્યાં સુધી તમે કાંઈ જ કરી નહિ શકો.'

અભય વિચારમાં પડી ગયો. આ રખડુ જેવો ગણાતો ભંડારિયાનો એક વિદ્યાર્થી પણ એના કરતાં આગળ વધી ગયો હતો.

તે રાત્રે માલિનીએ જ્યારે અભયને કહ્યું કે 'આ છોકરી તો ઘણું કરીને એ જ નહિ કે—જે એક દિવસ આંહીં

ઊભી હતી—?' ત્યારે અભયે શરમથી માથું નીચે નમાવી દીધું!

માલિનીએ કહ્યા હતા તો માત્ર ત્રણચાર જ શબ્દો, પણ એના શબ્દોમાં કેટલો બધો વધારે અર્થ હોય છે એ હવે અભયથી અજાણ્યું ન હતું. રેણુકાની આ અવસ્થા માટે પોતે જ જવાબદાર છે એ તીવ્ર સંતાપ અભયના મનમાં હવે વસી રહ્યો હતો.

અને એમાંથી એક બીજી વસ્તુની પણ એને ખાતરી થઈ ગઈ.

રેણુકા કેવળ એના શબ્દ ઉપર માતા, ઘર, ગામ સૌને તજીને આંહીં આવી હતી. જો શબ્દપંડિત થવાથી માણસ શબ્દની પવિત્રતા વિષે શંકા ઉઠાવ્યા કરે તો વિશ્વનો ઘણોખરો વ્યવહાર વિશ્વાસ ઉપર ચાલવાને બદલે, હરઘડીએ લખત, કજિયા, દલીલ, તોપો ને બંદૂકો ઉપર ચાલે—એટલે કહો કે ન ચાલે. એટલે રેણુકાએ ભરેલું પગલું કેવળ નૈસર્ગિક હતું. અને પોતે જે ભીરુતાથી એને તજી હતી એમાં સુધરેલ જંગલીપણાની નિશાની હતી.

માણસ પોતાની સગવડ પ્રમાણે શબ્દોના અર્થો ફેરવ્યા કરે, તો એ પોતા માટે ભયંકર ખાઈ તૈયાર કરે છે—તેનો આજે અભયને પ્રથમ ખ્યાલ આવ્યો.

અને એમાંથી એને બીજી બે વસ્તુ પણ મળી આવી: સ્વભાષાનો ત્યાગ કરીને પરદેશી ભાષા ભણવાથી, માણસ એ ભાષાની શક્તિનો બરાબર પરિચય મેળવી શકતો નથી. એટલે એ ભાષાના વિચારો એને બળ આપવાને બદલે એનામાં અજીર્ણ પેદા કરે છે. અને તેથી એ જે વસ્તુ

કરે છે એમાં પોતાની જમીનનું દૂધ મેળવવાને બદલે એ ટાયલાં કર્યાં કરે છે. ભાષા મારફત જેમ પ્રજાની સંસ્કારિતા હણી શકાય છેઃ તેમ કાયદો અને ન્યાય—કોર્ટો—દલીલો કરવાની ભયંકર દારૂભઠ્ઠીઓ—એ પણ પ્રજાને હણવા માટેનું સુધરેલું શસ્ત્ર છે. આ બન્ને સુધરેલાં ભયંકર હથિયારો—ભાષાનો ત્યાગ ને કાયદાની ભાષાનો રાગ—કોઈ પણ પ્રજાને પોતાનું સ્વત્વ ભુલાવી દે છે.

અને આજે પહેલી વખત એને કુમારાનંદના કામનું મહત્ત્વ સમજાયું. એણે પ્રજાના હૃદયને જગાડી, પ્રજાને જ સંસ્કારી બનાવી, તેમાંથી સામર્થ્ય મેળવવાની યોજના કરી હતી એ એને સ્પષ્ટ સમજાઈ ગયું.

તેના મનમાં વસી આવ્યું કે કુમારાનંદના ‘ સમાજ ’ ના મહોત્સવ પર એણે જવું જોઈએ.

બીજે દિવસે સવારે અભયે જોયું કે માલિની ક્યાંક જવાની તૈયારી કરી રહી છે.

પહેલાં તો એની સમજમાં આવ્યું નહિ, પણ પછી જ્યારે રણજિતે એને કહ્યું ત્યારે એના ખ્યાલમાં આવ્યું કે કદાચ એ મુક્તેશ્વર જતી હોય.

માલિનીએ તૈયાર થઈને અભયને બોલાવ્યોઃ રણજિત પણ ત્યાં ઊભો હતો. આજે માલિની કાંઈક ગંભીર પણ હતી. એણે અભયને આવેલો જોયો ને તેને કહ્યુંઃ

‘ તમે અને રણજિત આંહીં રહેજો—હું જરા મુક્તેશ્વર જઈ આવું ! ’

‘ મુક્તેશ્વર ? ’

‘ હા. ’

'રણજિતે તમને કહ્યું તો હશે—'

'શું ?'

'કે ત્યાં 'સમાજ'ના મહોત્સવની તૈયારી ચાલી રહી છે. અને કદાચ—કદાચ—રેણુકાને ત્યાં કાંઈક મુશ્કેલી પણ પડતી હશે. આપણે ત્યાં એ વીજળી બનીને રહી ગઈ—ને તમને પણ બનાવી ગઈ—તેનો ઠપકો તો આપી આવું !'

અભય માલિનીના શબ્દો સાંભળી રહ્યો. માલિની તેને રેણુકાના સત્કાર માટે તૈયાર કરી રહી હતી. એને યાદ આવી ગયું કે જે કામ ખરી રીતે એણે કરવું જોઈએ તે માલિની કરી રહી હતી. એનું માર્ગદર્શન એણે તરત શુદ્ધ દિલે સ્વીકારી લીધું.

'મારે તમને એક વાત કરવી છે—'

'શી ?' માલિની હસીને બોલી.

'હું મજમુદારસાહેબ જેવા પવિત્ર નરની સમૃદ્ધિની વ્યવસ્થા સ્વીકારું તે પહેલાં મારે મારી જાતને પરિશુદ્ધ કરવી રહી. એટલે તમે એમ કરો, મને અને રણજિતને મુક્તેશ્વરનાં દર્શને પાવન બનવા દો. !'

માલિની તેના શબ્દોનો અર્થ સમજવા પ્રયત્ન કરી રહી. તે એ સમજી ને કાંઈક સંતોષથી હસીને બોલી: 'પણ ઘણી વખત એવું બને છે, અભય! માણસ નિર્ભય-તાથી પ્રેરાઈને નહિ—બીજાના ભયથી પ્રેરાઈને કામ કરે છે !'

અભયે સ્પષ્ટ જવાબ વાળ્યો: 'આ પ્રસંગે એવું નથી એ તમે સમજી લેજો. તમે મારી માને વચન આપ્યું હતું તે પ્રમાણે તમારી લાક્ષણિક શૈલી માત્રથી તમે મને માર્ગદર્શન

કરાવ્યું છે. રેણુકાની મુશ્કેલીનો સૌથી પ્રથમ મારે ખ્યાલ કરવો જોઈએ!'

માલિનીએ સહજ હસીને કહ્યું: 'તો ભલે ત્યારે, તમે મુક્તેશ્વર જઈ આવો!'

'અમે આવતી કાલે જ જવાનો નિશ્ચય કર્યો છે—' રણજિત બોલ્યો.

**રણજિતે** કહ્યું તે પ્રમાણે અભયે મુક્તેશ્વર જવાનો સંકલ્પ કરી લીધો હતો. એના સંકલ્પમાં જેમ માલિનીનું માર્ગદર્શન હતું તેમ રણજિતની પ્રેરણા પણ કામ કરી ગઈ હતી. આગલી રાતે તેઓ સૂતા ત્યારે રણજિતે કહ્યું હતુંઃ 'તમને ખબર છે નાં, છેવટે મા તો પોતાના ગામડાને પોતાનું જીવન આપીને છૂટી ગઈ!'

અભય બોલી શક્યો નહિ. લક્ષ્મીના મરણનું પણ પગેરું કાઢે તો એને આંગણે આવીને એ ઊભું રહેતું હતું.

સત્ય વિના દુનિયા નથી—એમ ઋષિમુનિઓ વારંવાર કહ્યા કરે છે—તેની કાંઈક ઝાંખી અભયને થઈ આવી.

પ્રમદકુમાર, રેણુકા, ચંદ્રકાન્ત, અનિલા, રતિકાન્ત માલિની, લક્ષ્મી—સઘળાના જીવનમાં રહેલી કરુણતા નાનેમોટે અંશે એના પોતાના પગલામાંથી જન્મતી ન હતી?

દુનિયામાં જેમ કોઈ એક અણુ એકલું નથી, તેમ કોઈ માણસનો શબ્દ—કોઈ માણસનું, મામૂલી જેવું જણાતું

પગલું પણ એકલું ઊભું નથી. તે વધારે ને વધારે ચિંતન કરતો ગયો, તેમ તેમ તેને લાગ્યું કે રેણુકાના જીવનમાંથી પ્રગટતી સઘળી કરુણતાનો—એના સઘળા વિનિપાતનો—એ પોતે જવાબદાર હતો.

તેણે રણજિતને કહ્યું: ' માએ બહુ ખોટું કર્યું. માને આ શું સૂઝયું ? '

રણજિતે જવાબ વાળ્યો: ' રણવગડો હોય, એકાંત હોય, મધ્યરાત્રિ હોય, ને રાત્રિના પેટાળમાંથી કોણ જાણે ક્યાંથી અસંખ્ય અવાજો આવતા હોય, તે વખતે માણસ શું કરશે—એ જેમ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી, તેમ ગામડાગામમાં એક વાતનું પરિણામ ક્યાં જઈને અટકશે એ કહી શકાતું નથી. ત્યાં સાદી નિંદા મનુષ્યને આપઘાત કરવા પ્રેરે—ને ખૂનનો આરોપ છતાં માણસ આનંદથી ફર્યા કરે. મા એકલાં હતાં, ને દુઃખી હતાં—'રણજિતનો અવાજ કાંઈક ભારે થઈ ગયો. રણજિતના અવાજને ભારે થયેલો જોઈ ને અભયને આશ્ચર્ય થયું. એને ખાતરી હતી કે રણજિત ગમે તેવા દુઃખમાં પણ પોતાની મોહક રીત છોડી શકતો નથી.

' મને દુઃખ એક જ વાતનું રહ્યું, ' તે બોલતાં થરથર્યો— ' માએ મને કોઈ પણ દિવસ એક પણ કડુ શબ્દ કહ્યો ન હતો—એમના જીવનનું સઘળું દુઃખ અંતરમાં સમાવી એમણે મને તો હમેશાં મધુરતાનું જ દર્શન કરાવ્યું હતું—મને એ વાત ભારે દુઃખ આપી રહી છે. કોઈક દિવસ એમણે એકાદ શબ્દ પણ મને કહ્યો હોત—' તે ગળગળો થઈ ગયો હતો. થોડી વારે કાંઈક સ્વસ્થ થયા પછી તે બોલ્યો: ' તમને તો કદાચ ખબર પણ નહિ હોય—

'શાની ?'

'જ્યારે માનું શબ ઉપાડવામાં આવ્યું ત્યારે એમના સાડલાને છેડે બાંધેલી એક ચિઠ્ઠી નીકળી—એ ચિઠ્ઠીમાં એમણે પોતાની સર્વ સમૃદ્ધિ મા મુરલીને ચરણે ધરી હતી, અને લખ્યું હતું કે કોઈક દિવસ રેણુકા આશ્રય માગતી આવશે ત્યારે મા ! તમે એને આશ્રય આપજો. અને કદાચ—એ દુનિયાને ઠોકરે મારી, અભય સાથે ભવિષ્યમાં પણ રહેવા ઇચ્છે તો તમે એમને સાચવજો !'

અભય વાત સાંભળીને આશ્ચર્યથી સ્થિર થઈ ગયો.

'આ તારી માએ લખ્યું હતું, રણજિત ?'

'હા. "અને તે વખતે સઘળું જ રેણુકાને આપજો. રણજિતને તો મારો આટલો સંદેશો પહોંચાડજો—" '

'શો ? શો હતો એ સંદેશો ?'

'આટલો જ: "તને મેં બહાદુરી—અને ગરીબી આપી છે; રેણુકાને સમૃદ્ધિ અને સંતાપ. બન્ને જણાં સમય મળ્યે ચારે વસ્તુ ભેળવીને વહેંચી લેજો !" '

અભય શાંત થઈ ગયો. એને ખરેખર લાગી આવ્યું કે એણે કેવળ પોતાની નિર્બળતાથી ને પ્રતિષ્ઠાની લાલચથી આ પરિસ્થિતિ આણી છે !

એટલે આજે જ્યારે રણજિતે એને કહ્યું કે લક્ષ્મીના મરણથી ભંડારિયામાં એક વસ્તુ બની છે કે નાના નાના વિરોધ અને નિંદાઓ ધીમેધીમે શમવા લાગ્યાં છે, ત્યારે એને ખાતરી થઈ કે આ છોકરાએ બહાદુરીથી પોતાના ગામને ઘડવા પ્રયત્ન કર્યો છે તે વખતે એ જીવનને દૂરથી જોવામાં જ મજા લઈ રહ્યો છે.

'માત્ર મને લાગી આવ્યું તે આ કે રેણુકા તે રાત્રે માના શબને તજીને બીરુની માફક નાસી ગઈ!' રણજિત બોલ્યો.

'રેણુકા—રેણુકા ત્યાં હતી?'

'કોઈને ખબર નથી પડી—પણ રેણુકાની એક અતિ પ્યારી ચીજ, લીલવણી ઘાસના ઢગલામાંથી મળી આવી—અને મને ખાતરી થઈ ગઈ કે રેણુકા ત્યાં હતી. ને મરતી માને તજીને—પોતાની જાતને બચાવવા માટે દોડી ગઈ હતી—પણ એથી વધારે તો આ લાગ્યું—કે રેણુકાની વ્યગ્રતા, એનો જીવનવ્યવહાર, એની વિપત્તિ, એના હૃદયમાં કેટલાં મહાન હોવાં જોઈએ કે એ આ પ્રસંગે પણ ધીરજ ન રાખી શકી? પછી તો મેં સાંભળ્યું કે પ્રમદકુમારને પુસ્તકવાયુ—છે'

'Bibliophonia—જેને અંગ્રેજીમાં કહીએ છીએ તે. એટલે શું ખબર છે?—ચોપડીઓનો રોગ!'

'ત્યારે એવો રોગ આ જમાનામાં સાધારણ થતો જાય છે. એ પણ ચોપડીઓ જોયા કરતા, ત્યારે એને ખબર પણ ન રહેતી કે રેણુકા ક્યાં છે? કેટલીક વખત રેણુકા જે કાંઈ બોલે તે શબ્દોનાં મૂળ એ શોધ્યા કરે. પ્રમદકુમાર સાથે રહેતાં—રેણુકાએ આપઘાત કેમ ન કર્યો એ મારે મન એક મોટો કોયડો છે.'

'તેં કહ્યું—રેણુકાની પ્રિય ચીજ તેં જોઈ—એ શી હતી—?'

'કહું?'

'હા. મારે જાણવું છે.'

'જુઓ, અમે નાનાં હતાં ત્યારે માથી છુપાવા લીલ-

વળી ઘાસનો ઢગલો શોધતાં. એ જ સંસ્કારે રેણુકાએ તે રાત્રે પોતાની જાતને છુપાવવા માટે ઘાસનો ઢગલો શોધ્યો હશે—પણ જે માણસ માણસાઈને સ્થાપવા હજારો કાયદા અને કોર્ટોને ચીંથરાની માફક ઉડાડી દેતો નથી, તે કોઈ દિવસ પોતાની જાતને પૂરી સમજતો પણ નથી. રેણુકા એ સમજી નહિ એટલે જ છુપાઈ ગઈ. રેણુકા જે ચીજ પોતાની પાસે જ રાખતી, જેની ખબર મા સુધ્ધાંને પણ ન હતી—તે આ ચીજ હતી. એની વીંટીમાં રહેતી એક અતિશય નાની છબી—શ્રી—'

'કૃષ્ણની ?'

'ના. શ્રી અભયની !'

રણજિતે પોતાની આંગળીએથી વીંટી કાઢી. તેમાં કાંઈ છબી જેવું ન હતું. પણ જ્યારે રણજિતે એક નાની ચાંપ દબાવી કે તરત તેમાંથી અભયની બહુ જ નાની છબી નીકળી પડી. અભયને બરાબર સાંભર્યું કે પોતાની કોઈ ચોપડીમાંથી એક મોટી છબી ગુમ થઈ હતી. રેણુકાએ એ છબી ઉપરથી, પ્રમદકુમારને ત્યાં ગયા પછી, આ તદ્દન જ નાની છબી તૈયાર કરાવી હશે—ને પોતાની વીંટીમાં એને રાખી હશે—એ વિચાર આવતાં અભયે શરમમાં પોતાનું માથું નીચે નમાવી દીધું. એને ખાતરી થઈ ગઈ કે પોતે રેણુકા અને રણજિતના પ્રમાણમાં બહુ ઓછા મૂલ્યનો આદમી હતો.

એક ઘડી પછી આ સઘળું ભૂલી રણજિત કાંઈક ઉત્સાહમાં આવી વાત કરી રહ્યો હતો: 'બીજું કાંઈ નહિ, તમે એક વખત ભંડારિયા તો આવો—

'અમારી જે વાડી હતી તે મા મુરલીએ લોકોને નહાવાધોવા ને હરવાફરવા માટે આપી દીધી છે. કુમારાનંદે ગ્રામપંચાયત સ્થાપી છે ને કહ્યું છે કે જીવલા વાઘરીએ શા માટે મૂળીનું નાક કરડી ખાધું, એનો ફેંસલો મેળવવા કોર્ટોમાં રખડવું ને આખડવું એ તો કેવળ પ્રજાને હીનસત્ત્વ બનાવવાની એક જાદુભરેલી રચના છે. ગામનો કોઈ પણ કજિયો ગ્રામપંચાયત સિવાય બીજા કોઈને સમજાય પણ નહિ. કોઇ કોર્ટનો મોટામાં મોટો જજ પણ ગામડા વિષે એટલો અજ્ઞાન હોય છે કે એ દરેક ખૂનને એના વર્ગીકરણમાં મૂકી, ગામડાની પરિસ્થિતિનો ખ્યાલ કર્યા વિના જ પોતાની બુદ્ધિ વાપરે છે. આ આખી પ્રથા જ ભયંકર છે. ન્યાય લેવા જનારો ન્યાયને છોડી દેવા ઇચ્છે—એટલી બધી શિથિલતાને, 'કાયદેસર' ને નામે નિભાવી લેવામાં આવે, ને એ શિથિલતા સામે એક હરફ પણ બોલવો તે 'કોર્ટનો તિરસ્કાર' ગણાય—ને માત્ર કાયદો ને કાયદાનું જ્ઞાન એ જ જ્યાં સર્વોપરિ ગણાય—ત્યાં કુદરતી રીતે ન્યાયનું સત્ત્વ મેળવવાને બદલે માણસ કલમનું વિવેચન મેળવે છે. માટે, ગ્રામન્યાય માટે ગ્રામપંચાયત કરતાં વધારે મહાન કોઈ પણ ન ગણાવું જોઈએ. મહાન થવાનો દાવો કરનારે ત્યાં આવવું જોઈએ—ગામડું ત્યાં નહિ જાય.'

આ પ્રમાણે કુમારાનંદે, સરૂપચંદ મોદી અને જીવુભાના લેણાનો કજિયો પાર ઉતાર્યો હતો ને આખા ભંડારિયામાંથી, મા મુરલીના ચરણે ફરિયાદો આવવા લાગી હતી.

કોઈ અબળા દુઃખભરેલી આંખે આવતીઃ 'મા!

વિધવા છું. ગાજરનાં બી પણ વાપરી જોયાં. પીટચા પાડોશીઓ મારું જ ધ્યાન રાખી બેઠા છે !'

મુરલી બોલતી: 'આંહીં રહી જા. માનું મંદિર સૌને માટે છે !'

એ ત્યાં રહેતી, મુક્તિ મેળવતી, ને ઘેર જતી.

મુરલી કહેતી: 'હું તો ઉકરડાનાં ફૂલ ભેગાં કરું છું. મારું ઉદ્યાન એવું થશે કે એ જોઈને આખું ગામ છક્ક થઈ જશે !'

વળી બીજો કોઈ આવતો: 'મારો ચાસટિયો ઓઘો કોળી વાઢી ગયો.'

ઓઘો કોળી આવતો. કુમારાનંદ કહેતો: 'કેમ ઓઘાભાઈ ! હમણાં બહુ દુ:ખી છો ?'

ઓઘો બોલતો: 'હા, બાપુ, હમણાં ઢોરને નીરણ પણ નથી.'

કુમારાનંદ ચાસટિયાના ધણીને કહેતો: 'એને ત્યાં એક ભારી આજે પહોંચાડજો. નામું સરૂપચંદને ત્યાંથી ઉપાડજો.' એ પ્રમાણે થઈ જતું. સરૂપચંદને ત્યાં કુમારાનંદ જતો: 'સરૂપચંદભાઈ ! તમે જે કામો છો તેમાંથી સરકાર તમને બંદૂકને કુંદે રાખીને ઉપાડી લે છે ને ?'

'હા છે તો, એવું બાપા !'

'ને ફરિયાદ કરો છો તો જોડા ફાટી જાય છે નાં ?'

'હા બાપા !'

'ત્યારે, માનવ માનવ રહી શકે એટલું આ ગામમાંથી ભેગું કરી—સૌને આશ્રય આપો. સરવાળે એ સસ્તું પડશે !'

. ખરડો થતો. કુમારાનંદ પોતાની પાસે જે કાંઈ હોય

તે ધરી દેતો.

ગ્રામપંચાયત જન્મ્યું હતું—ને ગામને પોતાની સમર્થ ઢીવાલનું ભાન કરાવી રહ્યું હતું.

રણુજિતે આ સઘળું અભયને કહ્યું હતું ને વાતો કરતા કરતા તેઓ સૂતા હતા. મોડી રાતે અભય ઊઠ્યો હતો. તેણે રણુજિતને જગાડયો; ' રણુજીત ! કાલે માલિનીની રજા લઈ, મારે મુકતેશ્વર જવું છે ! '

' કેમ ? '

' મારે ત્યાં મુકતેશ્વરનાં દર્શન કરવાં છે ! '

રણુજિત સમજી ગયોઃ ' તો ભલે—પણ મુકતેશ્વરનાં દર્શન મુક્ત ને નિર્ભય વિના બીજાંને ફળતાં નથી ! '

બીજે દિવસે માલિની પાસે વાત થઈ. ને તે પ્રમાણે અભય ને રણુજિત મુકતેશ્વર જવા ઊપડયા હતા.

**અભયને** રસ્તામાં એક વાત યાદ આવી. ઘણું
રીને નૃસિંહપ્રસાદે જ એને કહ્યું હતું કે શહેર એ એક
ોવું ભયંકર રીતે રમણીય લાગતું સ્વપ્નું છે કે તેમાંથી
મે કોઈ દિવસ પૂરેપૂરા જાગ્રત થઈ શકતા નથી.

અભય આજે કુમારાનંદના 'સમાજ'મહોત્સવમાં
ાગ લેવા જઈ રહ્યો હતો, ત્યારે એણે રસ્તામાં માનવની
ધારા મુકતેશ્વર તરફ વહી રહી હતી તે જોઈઃ ત્યારે જ
ેને ખાતરી થઈ કે, આ રમણીય ભયંકર સ્વપ્ન ભેદવું
ાય તો માનવમાત્રને જગાડે એવી કોઈ ને કોઈ વાત રજૂ
રવી જોઈએ. કુમારાનંદ વારંવાર કહેતો કે મારો ધર્મ
ૈજ્ઞાનનો જાની મિત્ર છે. જે ધર્મ વિજ્ઞાનને દુશ્મન ગણશે,
ધર્મ આ જમાનાની એક કઢંગી વિચિત્રતા તરીકે,
ાદર્શનમાં સચવાતા વિચિત્ર પ્રાણીના દેહપિંજરની માફક
ાચવાશેઃ પણ તે પ્રજાને દોરી શકશે નહિ. સત્ય અને
મહિંસાનો જન્મ પણ વિજ્ઞાન જ સિદ્ધ કરશે. એ જ કહેશે
ગુનેગારી વૃત્તિના નાશ માટે—આટલી લોહીશુદ્ધિ જરૂરી

છે, આટલી ધર્મવૃત્તિ આવશ્યક છે.

કુમારાનંદની આ વાત તો એને તદ્દન જ સાચી લાગી હતી કે જીવીબાઈના ખૂન વિષે જીવા ભરવાડ કરતાં કોઈ પણ હાઈકોર્ટનો મોટામાં મોટો ન્યાયાધીશ વધારે સમજી શકે—એ વસ્તુ જ અશક્ય છે. એટલે ગ્રામપંચાયત એ જ સામ્રાજ્યની મહાનમાં મહાન સંસ્થા ગણાય—ને ગામડું ન્યાય મેળવવા જાય એમ નહિ, પણ ગામડાને ન્યાય આપવા ચમરબંધીઓ ત્યાં વારંવાર જાય—એ વસ્તુ-સ્થિતિનો જન્મ શક્ય બનાવવો જોઈએ.

એવું ન થાય તો ગામડું પોતે ન્યાય લેવા ન જ જાય ને પોતાના જેવા છે તેવા ગ્રામપંચાયતી ન્યાયથી સંતોષ પામે એ શક્ય બનાવવું ઘટે.

આ શક્યતા માત્ર ધર્મમાંથી જ જન્મે. માટે કુમારા-નંદ મુક્તેશ્વરનો ‘સમાજ’મહોત્સવ કરી પ્રજાને સંસ્કાર અને ધર્મના ધ્વજ નીચે ફરી એકત્ર કરવા પ્રયત્ન કરી રહ્યો હતો.

અભયને આખે રસ્તે વિચાર આવ્યા કર્યા કે આવું મહાન સ્વપ્ન જે માણસ રચી રહ્યો છે, તેને રેણુકાના ક્ષુલ્લક પ્રસંગથી એક ઘડીભર પણ લઘુ દેખાવા દેવો એમાં માનવજાતની મોટામાં મોટી કુસેવા રહી છે.

અભય અને રણજિત મુક્તેશ્વરમાં પહોંચ્યા.

પણ કુમારાનંદ અને મુરલીને જોઈને અભય છક્ક થઈ ગયો.

એણે જે કુમારાનંદ ને મુરલીને છોડ્યાં હતાં તે તો પોતાનો પંથ શોધી કાઢવા મથતાં મુસાફરો હતાં.

તો કોઈ મહાન સ્વપ્નની નજીક ઊભેલાં બે
માનવો તેણે જોયાં.

કુમારાનંદ કેટલાક સલાટો સાથે જૂની પ્રતિમાઓના
પાંગ આકાર ઉતરાવવાની યોજના કરી રહ્યો હતો.
અવંતીનાથ ભોજની કલ્પનામાં રહેલી સરસ્વતીની
જેવી એક પ્રતિમા તો કોઈ અંગ્રેજ મુસાફર આંહીંથી
હેલાં પોણા બે રૂપિયા ને બે આનામાં વેચાતી લઈ ગયો
—પણ છુટ્ટાછુટ્ટા ભગ્ન અવયવોની એવી જ એક બીજી
ને સજીવન કરી, હજારો ને લાખોનાં દિલમાં
તીનું મધુર સ્વરૂપ સરજવાનો કુમારાનંદ પ્રયત્ન
રહ્યો હતો.

કેટલાક એને હસતા; ' આ ઘેલછા કેવા પ્રકારની છે કે
ાધુ પ્રતિમાઓ પાછળ એમને ઘેલા બનાવવા મથે છે ? '
કુમારાનંદ જવાબ વાળતો: ' એ ઘેલછા તમારામાં
દિવસ સામ્રાજ્યો સ્થાપવાની મહત્તા જગાડશે !
ાલ્લાડમરા થઈ વેપાર ખેડતા આજ શીખ્યા—પણ
લાં તમારા જ બાપદાદાએ દરિયો પાર કરી તમારી
રિતાનો પરિમલધ્વજ ફરકાવ્યો હતો. તમે એ ધ્વજનું
ફરી નિર્માણ કરો. અત્યારે તો તમારી પાસે ધ્વજ
ક્યાં છે ? '

અભયને આવેલા જોઈને મુરલી બોલી: ' આ ગયે
ન ! કેડી તો ઠીકઠીક દૂર નીકલ ગઈ' તી ! '
અભય અર્થ સમજીને મનમાં ને મનમાં શરમાયો.
ી દેહ એટલી જ રસિક હતી. એ જ અત્તરમહેકતી
નારીના વૃંદને નૃત્ય ને રાસ કરાવી રહી હતી. અને

અભયે જોયું કે એ કહેતી તેમ, ઉકરડામાંથી પુષ્પો મેળવી રહી હતી. હલકી ગણાતી કોમની અનેક સ્ત્રીઓનાં દેહ, વેષ, અને ચહેરા ફરી ગયા હતા: અને નવા ભાવિની આશાએ મુખાકૃતિ ચમકી રહી હતી.

એક તરફ કેટલાક ભજનિકોની ટોળી જામી હતી. ક્યાંક મેદાનમાં ધનુર્ધારી જુવાનો અચૂક નિશાન તાકવાની તાલીમ મેળવી રહ્યા હતા. તો કોઈ જગ્યાએ વ્યાયામવિશારદો પોતપોતાની તૈયારીમાં પડ્યા હતા. આખો ઉત્સવ જનતાનો હોય ને જનતા માટે હોય એવું મધુર એનું સ્વરૂપ હતું. એમાં ક્યાંય લૂગડાની કનાતને ફાડીને ડોકિયું કરવું પડે એવી લાલચનો અવકાશ જ રહેવા દીધો ન હતો.

પૂર્વ અને પશ્ચિમને સાંધતા એક મહાન રાજપથની રચના થઈ રહી હતી.

શહેરને અને ગામડાંને, ભણેલાંને ને અભણને, સુધરેલાંને ને વણસુધરેલાંને, નાનાંને ને મોટાંને, ગરીબોને ને શ્રીમંતોને, માલદારોને ને માલવિનાને, નબળાંને ને સબળાંને વર્ગવિગ્રહીને ને વર્ગસમન્વયીને, બન્ને છેડા પરના બે ધ્રુવોને —સૌને સાંધનારી, સૌને પોતાનામાં સમાવી દેનારી એક મહાન રાજવાટ તૈયાર થઈ રહી હતી. એમાં મુરલી કહેતી તેમ–' નૃત્ય મહાન છે: નૃત્યકાર મહાન છે: પણ વર્ગલોપ એના કરતાં મહાન છે. એટલે અમારા નૃત્યમાં જેમણે રેશમી મોજડીથી પગ નીચે નથી મૂકયો તેવી નારીઓ છે, તો જેમણે જીવનભર ચંપલ પણ જોઈ નથી એવી નારીઓ પણ છે. અમે નૃત્યથી એમના સીધી લીટી જેવા, એકબીજાનો પરિચય સાધ્યા વિના દોડયા જતા જીવનને

ક સામાન્ય ધ્વજ નીચે લાવવા પ્રયત્ન કરીએ છીએ. મારુ નૃત્ય એ વર્ગલોપનું નૃત્ય છે.'

અભયને 'સમાજ' ના આ મહાન ઉત્સવનું સ્વપ્ન ઈ એમાં ભળવાનું મન થઈ આવ્યું. એણે રણુજિતને હ્યું: 'આમાં આપણું સ્થાન ક્યાં છે ?'

રણુજિતે ડોકું ધુણાવીને કહ્યું: 'આંહીં એમનું જ સ્થાન કે જેમનામાં કાં શ્રદ્ધા હોય: કાં ઉપાસના હોય, કાં જ્ઞાન હોય. અર્ધજ્ઞાનીને અમે કાંઈ જ ન આપવાની મારી અશક્તિનો એકરાર કરીએ છીએ—' અને તે ી પડ્યો.

'ત્યારે હું અર્ધજ્ઞાની છું ?'

રણુજિત કાંઈક મર્મથી બોલ્યો: 'તે તો સમય તાવશે, કારણ કે—'

પણ રણુજિતના એ શબ્દો અધૂરા રહ્યા. નિત્યના નિયમ માણે કુમારાનંદની ભજનિકોની મંડળીએ સામેના વિશાળ કમાં પોતાનો કાર્યક્રમ શરૂ કર્યો હતો.

અભય અને રણુજિત પણ ત્યાં પહોંચ્યા. સુંદર, વિશાળ, ારે તરફથી ખુલ્લો એવો મંડપ હતો. અને તેમાં બેસીને ડીભર સૌ ભેગાં થયેલાં એકચિત્તે ભજનિકોની વાણી ાંભળી રહ્યાં હતાં.

જ્યારે એ કાર્યક્રમ પૂરો થયો ત્યારે અભય મુરલી સે આવ્યો.

અભય હજી નિરાંતે મુરલીને મળી શક્યો ન હતો. તે રેણુકા વિષે જાણવાનું હતું તેમજ મુરલીને પૂછીને ાતાના પંથની સ્પષ્ટતા કરવાની હતી. આજના કાર્યક્રમમાં

એણે ક્યાંય રેણુકાને જોઈ ન હતી.

અભયે મુરલીને કહ્યું: ‘હું ભંડારિયાથી ગયો ત્યારે, ને આજે તો એક યુગ ફરી ગયો હોય એટલું અંતર લાગે છે!’

મુરલી હસીને બોલી: ‘લાગે છે? એનું કારણ છે, સજ્જન! આજ દિવસ સુધી લોકોને જ્ઞાન અપાતું—અમે જ્ઞાન વિકસાવીએ છીએ. લોકોને તમે શિખવાડતા—આ વાંચો: લોકો મથતા—આવડતું નહિ, ભૂલી જતા, એમના જીવનમાં એ વસ્તુનો મેળ ન હતો—અમે તો એમનામાં જે હતું—ગીત, વાદન, ભજન, નૃત્ય, રમત—એ સઘળાંમાંથી એમના જ્ઞાનનો વિકાસ શોધ્યો છે. એમને લાગે છે કે એમને પણ આવડે છે. જ્ઞાન—કોઈ જીવનપંથ દર્શાવનારી સમર્થ ધર્મસંસ્થામાંથી ફેલાવવું જોઈએ. લોકોને એ તરત મળે છે—એટલું જ નહિ, જ્ઞાન એ માહિતી નથી, એ કલ્યાણપથની સોપાનપરંપરા છે, એ ભાવથી લોકો તો જ એને ગ્રહે. તમે લોકોને અપંગ ગણીને, તમારી શ્રેષ્ઠતા સ્થાપી, જ્ઞાન આપતા. અમે એમનામાં રહેલી શક્તિનો માત્ર પ્રાદુર્ભાવ કેમ થાય એટલું જ કહીએ છીએ. ઘણી વખત આ ટોળીની કોઈ અણઘડ છોકરી, ભરતમુનિના સઘળા નિયમો સચવાય તેવું નાચે છે! એમનામાં રહેલી આવી અનેક પ્રકારની અનંત શક્તિ માટે તમારી પાસે પૂરી સમજણ પણ ન હતી. એટલા માટે તમે એમને અણઘડ કહેતા. ખરી રીતે એ અજ્ઞાત હતા.’

એટલામાં અભયનું ધ્યાન મહેન્દ્રપુર તરફથી આવતી એક નવી ટોળી તરફ ગયું.

ચંદ્રકાન્ત, પ્રમદકુમાર, અને અનિલા સૌ આ બાજુ
ી રહ્યા હતા.

અભયે ત્વરાથી મુરલીને કહ્યું: 'રેણુકા આંહીં છે?'

મુરલીએ હસીને કહ્યું: 'હા. કેમ?'

'મારે માત્ર એક જ શબ્દ એને કહેવરાવવો છે તે તમે
ો?'

મુરલીએ કહ્યું: 'હા, કેમ નહિ? બોલોને, મેં તો
ને પહેલેથી જ કહ્યું હતું કે જીવનમાં શૃંગારભરિત
ને રસાયન તરીકે ગણે છે એ જ ખરું જીવે છે!'

'મારી તરફથી આટલું કહેજો: 'હું જેને શોધું છું
હવે તો નિર્ભય થઈને જ શોધીશ.'

મુરલી હસી પડી: 'અરે સજ્જન! આ તે કાંઈ
શો છે? આવી વાણી વળી બોલવા માટે હોય કે?
રીમૃગે ક્યારે કહ્યું કે હું સુગંધી ફેલાવવાનો છું! સારું—'

અને તે ચાલી ગઈ. અભયે પોતાનો નિશ્ચય કરી
ા હતો.

એના ગયા પછી અભયે રણજિતને કહ્યું: 'રણજિત!
જરા પેલા મિત્રોને મળી આવું—' અને તે પ્રમદકુમાર
રની મંડળી તરફ ગયો.

આંબાના એક વિશાળ વૃક્ષ નીચે તે સૌ ઊભા હતા.
ાતી રીતે તે કોઈની રાહ જોઈ રહ્યા હતા.

અભય ત્યાં આવ્યો. તેણે ચંદ્રકાન્તને એક બાજુ
ા: 'કેમ? તમે રેણુકાને શોધવા આવ્યા છો?'

ચંદ્રકાન્તે કહ્યું: 'હા, યાર જો ને, આ ડોસાને પણ
છા લાગી છે!'

'પણ એ આંહીં નહિ હોય તો ?'

'છે ને. તે દિવસે રણજિતે કહ્યું હતું તે ભૂલી ગયા ? એ તો આંહીં જ છે—'

એટલામાં અનિલા ત્યાં આવી: 'ઓ . . હો ! તમે પણ આંહીં છો—ચાલો લો, ઠીક થયું. મેં તો ત્યાં માલિનીબ્હેનને ત્યાં કહેવરાવ્યું હતું—'

'શું ?'

'આ બીજું શું ? અમે મુક્તેશ્વર જવાનાં છીએ—તમારે તમાસો જોવો હોય તો આવજો—તમારી પુરુષની જાત છે—અરે, મને તો ચંદ્રકાન્તે વાત કરી—'

'શી ?'

'આ તમારી—શી ?—નામ શું ?—રેણુકા એ જ્યારે પ્રમદકુમારને પરણી ચંદ્રકાન્તને ત્યાં—ત્યારે મારે ત્યાં પણ આવવાની હતી—'

'શું કરવા ?'

'એ તો મને શી ખબર ? કદાચ કહેવા આવવાની હશે કે મારા પુરુષને તમે ન લેતા—હેં ! કેમ ચન્દ્રકાન્ત ! એવું જ ના ?'

'ના. એમ ન હતું. એને એમ લાગ્યું કે અભયની પ્રતિષ્ઠા જવાનો ભય ઉત્પન્ન થયો છે, એટલે તો એ જલદી પરણી ગઈ—એમ બતાવવા કે અભયને ને એને કાંઈ જ નથી. તમારે ત્યાં આવી હોત—તો માત્ર એટલું કહેવા કે મારે ને અભયને ઓળખાણ પણ નથી !'

'પણ ત્યારે પેલો કાગળ હતો—તેનું શું—મી—?'

'એ તો જાણે કે રેણુકા તમને એ રીતે સમજાવીને

અભયને તમારા કોપમાંથી બચાવવા માગતી હતી !'

'ઓ . . હો !—ત્યાગ કેમ ? બલિદાનનો 'સ્પીરીટ' ' અનિલાએ કટાક્ષથી પૂછ્યું. અભય નીચે જોઈ રહ્યો હતો તેણે ઊંચે જોયું. એ વખતે એની આંખમાં જુદી ચમક આવી ગઈ. રેણુકા કેમ પ્રમદકુમારને જલદી પરણી ગઈ તેનું નવું રહસ્ય તેને મળ્યું હતું.

એ વખતે મહેન્દ્રપુરની બીજી મોટર આવી, ને તેમાં પોલીસો, અમલદારો વગેરે સૌ હતા.

અભય એક ડગલું આગળ વધ્યો.

બીજી બાજુથી મુરલી તથા રેણુકા આવતાં હતાં.

અભયે પ્રમદકુમારને કહ્યું: 'સાહેબ ! મારે તમારી પાસે મારો ગુનો કબૂલ કરવાનો છે !'

પોલીસ અમલદાર આવી રહ્યા હતા તેમણે કહ્યું: 'તમે કબૂલ કરો છો—તમે રેણુકાને ભગવી છે તે—અને તમે એને રોકી રાખી હતી તે ?'

'હા,' અભયે તેની સામે જોઈને કહ્યું.

'તમારી જવાબદારીનું તમને ભાન છે ખરું ?'

'હા,' અભયે બહુ જ ટૂંકો જવાબ વાળ્યો.

'થયું ત્યારે—આ માણસને આપણે સાથે લઈ શકીએ છીએ—અને બીજી મદદ કરનાર—પેલી બાઈ—'

એટલામાં રેણુકા આવી પહોંચી. મુરલી જરા તેની પાછળ આવતી હતી.

રેણુકાને પ્રશ્ન પૂછ્યો: 'તમને કોણે નસાડયાં હતાં—તે તમે કહી શકો છો ?—આ માણસને તમે ઓળખો છો ?'

'ના,' રેણુકાએ સ્પષ્ટ ના કહી.

'ત્યારે તમને કોણે—આ મંદિરના સાધુએ—આંહીં રહેવા લાલચ આપી હતી ?'

'ના.'

'ત્યારે ?'

'હું મારી મેળે આંહીં આવી છું—'

'પણ આંહી—આંહીં—તમને કોણે આશ્રય આપ્યો ?'

'એ તો મેં કહ્યું ને કે મેં !' અભયે હિમ્મતથી જવાબ વાળ્યો ને તેણે રેણુકા સામે જોયું.

રેણુકાના મોં ઉપર જરાક હાસ્ય ફરકી ગયું: રેણુકાએ ડોકું ધુણાવ્યું: 'હા—એણે—'

'પણ તમે હમણાં તો કહ્યું કે એ માણસને તો તમે ઓળખતાં નથી—

રેણુકાનો જવાબ સાંભળવા અભય એકનજર થઈ રહ્યો. એ ઇચ્છી રહ્યો હતો કે કુમારાનંદના ગૌરવને અખંડિત રાખવાની પ્રેરણા એનામાં પણ જાગે.

એટલામાં રેણુકાએ સ્વસ્થતાથી અને દૃઢતાથી ઉત્તર વાળ્યો: 'હું એને ઓળખું છું !'

અભયની આંખમાં ઊંડો સંતોષ દેખાયો.

'એ કોણ છે ? એનું નામ શું ?'

'હું કહું, સજ્જન !' મુરલી આવી ગઈ હતી તે બોલી ઊઠી: 'એનું નામ અભય, એ રેણુકાનો પ્રીતમ છે !'

અનિલા મશ્કરીભરી રીતે ખડખડાટ હસી પડી. પ્રમદકુમાર જરાક વ્યગ્ર બની ગયો. તે મુરલી સામે જોઈ રહ્યો.

'ત્યારે આ સાહેબ કોણ છે ? તમને ખબર છે, બાઈ કે, તમે એક પરણેતરને નસાડીને તમારે ત્યાં સંતાડી રાખી

છે ? અને તમારે એનો જવાબ દેવાનો છે, તમને ખબર છે ? તમે એને ઓળખો છો ? આ સાહેબને ઓળખો છો ?' એક પછી એક ધાણી ફૂટતી વાક્યવાણીથી પોલીસ અમલદારે મુરલીને મૂંઝવનારી પ્રશ્નોની પરંપરા શરૂ કરી.

પણ એટલામાં, એક શાંત ધીરો મક્કમ અવાજ સૌની પાછળથી સંભળાયો: 'તમે મને પૂછો—હું બધા પ્રશ્નોના જવાબ આપીશ !'

સૌએ આશ્ચર્યમાં પાછળ જોયું: કુમારાનંદ ત્યાં ઊભો હતો. તે આગળ આવ્યો ને પ્રમદકુમારની સામે ઊભો રહ્યો. તે દૃઢતાથી બોલ્યો. 'તમે મને ઓળખતા નથી ?'

થોડીવાર તેની સામે જોઈ આશ્ચર્યના એક ઉદ્દગાર સાથે પ્રમદકુમાર પાછા હઠી ગયા: 'અરે ! અરે !'

સૌ કોઈ શું થયું તે સમજી શક્યા નહિ.

મુરલી પણ એ જોઈને આગળ આવી: 'અને ત્યારે તો તમે મને પણ ઓળખશો સજ્જન !' પોતાની લાક્ષણિક રસિકતાથી તે બોલી. પ્રમદકુમાર તો એક ઘડીભર વિચારમાં પડી ગયો. આ પ્રમાણે મુરારી ને શ્રીમતી સાથે આટલા વખતે આંહીં મેળાપ થશે એ તો એના ખ્યાલમાં પણ ન હતું. તે વ્યગ્રતાથી એક તરફ ચાલ્યો ગયો—'જરા આંહીં આવોને !' તેણે પોલીસ અમલદારને બોલાવ્યો. 'થયું—ત્યારે—મારે પોતાને કાંઈ ફરિયાદ નથી—માત્ર આ માણસને હું મારાં ઘરેણાં લઈ જનાર તરીકે રજૂ કરું છું—' પ્રમદકુમારે તેને કહ્યું, ને અભય તરફ આંગળી બતાવી.

'પણ એની ખાત્રીલાયક રજૂઆત તમે કરો—તો—'

'અરે ! ચંદ્રકાન્ત આંહીં આવોને—'

ચંદ્રકાન્ત આવ્યો: ' એ તો આપણાં ઘરેણાંની વાત છે—પેલાં ગુમ થયાં છે તે—'

' હાં—હાં—અરે ! અનિલાબહેન ! જરા આવો તો—' ચંદ્રકાન્તે અનિલાને બોલાવી.

અનિલા પણ આવી. ' એ તો ઘરેણાં ગુમ થવામાં કારણરૂપ અભય લાગે છે—એની શંકા—અભય ઉપર—' ચંદ્રકાન્તે કહ્યું.

' હાં—હાં—એ તો લાગે છે, ' અનિલાએ જવાબ વાળ્યો.

કુમારાનંદને આ જગ્યાએ જોઈને પ્રમદકુમાર વ્યગ્ર અને અશાંત બની ગયો હતો. પોતે પ્રગટ થઈને પોતાની સ્થિતિ કફોડી કરવાની તેને લેશ પણ ઇચ્છા ન હતી—એટલે માત્ર તેણે અભયને આંહીંથી દૂર ખેસવવાની પેરવી કરી કે જેથી પાછળથી રેણુકાને લઈ જઈ શકાય. વળી રેણુકા આંહીં હતી—એટલે વિશેષ કાંઈ કરવાની તો એમની ઇચ્છા ન હતી. પોતાની પ્રતિષ્ઠાનો એવો ભંગ એમનાથી સહેવાય પણ નહિ. એમણે રસ્તામાં એ વિષે વિચાર કરીને એવી ગોઠવણ કરી હતી કે, સોહનલાલે અભયને ઘરેણાં આપ્યાં છે—ને અનિલા એ જાણે છે, એ વાત ઉપર જ બધી બાજી રચવી ને અનિલા તેમાં મદદ કરશે—આવી જે ગોઠવણ ચન્દ્રકાન્ત સાથે તેમણે કરી હતી તે વિશે અત્યારે વાત કરી લીધી.

અભયને પોતાની સાથે આવવા માટે પોલીસોએ કહ્યું, ને થોડી વારમાં તેઓ એને સાથે લઈ ચાલતા થયા. રણજિત એમાં વાંધો ઉઠાવવા તૈયાર થતો હતો, પણ મુરલીએ મીઠું હસીને એને બેસારી દીધો.

રેણુકા એને જતો જોઈ રહી.

દૂરદૂરથી પાછી દૃષ્ટિ કરીને તે જોતો ત્યારે રેણુકાને
। જોતો હતો. કુમારાનંદે એક હાથ ઊંચો કરીને
આશીર્વાદ આપ્યો ને સૌ વેરાઈ ગયા. કોઈ કાંઈ
કોઈ કાંઈ જોવા—ગયા. જ્યારે પ્રમદકુમાર, કુમારાનંદ,
ને રેણુકા એકલાં રહ્યાં, ત્યારે પ્રમદકુમારે કહ્યું: ' મેં
શું કોણ જાણે ક્યાં નાસી ગઈ!'

કુમારાનંદે સખ્તાઈથી પૂછ્યું: ' કોની વાત કરો છો?'
' એ તો તારી નવી મા—તું ક્યાંથી એને ઓળખે?—લે
સાંભળ્યું કે?' પ્રમદકુમાર પોતાની વિચિત્રતા પ્રગટ
રહ્યા. પણ મુરલી એ સહી શકી નહિ.

' સજ્જન!' મુરલી બોલી: ' એસી કોઈ બાત ઇધિર
ર ના. ઇધર કોઈ નારી નહિ હય—કોઈ નર નહિ
સમજ ગયે?'

પ્રમદકુમાર સડક થઈ ગયા. પહેલાં તો તેને શો
। આપવો તે સૂઝ્યું નહિ. પછી તેણે ધીમેથી કહ્યું:
હું જવા માગું છું!'

કુમારાનંદે કહ્યું: ' આંહીં સૌ કોઈ સ્વેચ્છાથી આવે
વેચ્છાથી જાય છે.'

પ્રમદકુમારે આળસ ખાધું ને બગાસું ખાધું. તેમને
સ્તુ રુચી નહિ. તેમને લાગ્યું કે પોતે ભૂલ કરી બેઠા
ણ પોતાના છોકરાને સામે જોઈને એ જરા વ્યગ્ર
ગયા હતા. બાકી, કુમારાનંદની સાથે એવો પ્રેમવ્યવહાર
ખી શક્યા ન હતા કે આજે એને આ સ્થળે આટલાં
પાછો મળેલો જોઇને તે ઘેલા ઘેલા થઈ જાય. એટલે
સ્તુનું ખાસ મહત્ત્વ તો એમને અત્યારે પણ ન હતું.

તેમણે થોડી વાર રહીને કહ્યું: 'આંહી રહેવાની સગવડ તો સારી છે—ક્યાં છે તારો ઓરડો?' તેણે રેણુકાને પૂછયું.

'સજ્જન!' મુરલી બોલી: 'ઐસી કોઈ બાત આપ ઇધિર ચલાઓં ગે તો તુમકુ યેહી સ્થાન ખાલી કરના પડેગા.'

કુમારાનંદ સામે જોઈને પ્રમદકુમારે કહ્યું: 'મારે હવે જવું છે. ચાલો, ત્યારે, ચાલ તું ચાલે છે ને?'

કુમારાનંદે જવાબ આપ્યો: 'કોને કહો છો?'

'એ તો એને—એને—તારી માને!'

આકાશમાંથી ઘા પડે ને જેવો ક્ષોભ થાય તેવો ક્ષોભ આ વાકચ સાંભળતાં કુમારાનંદ અનુભવી રહ્યો. તેણે કહ્યું: 'આંહી કોઈ કોઈની મા નથી—કોઈ કોઈનો પિતા નથી—કોઈ કોઈનો પુત્ર નથી. જે નારી છે તે સૌની જનની છે—'

'અરે—અરે—પણ—' પ્રમદકુમારે કહ્યું: 'લે ચાલ, ચાલ, હવે. આપણે પછી મોડું થાય છે!'

રેણુકાએ જવાબ વાળ્યો: 'હું તો તમને મારા જનક ગણું છું!'

'એમ? પોલીસમાંથી ઉગારી એટલે?'

'જુઓ, સજ્જન! ઇધિર કોઈ કાયદા નહિ, કોઈ કોર્ટકી હકૂમત ચલતી નહિ. ઇધિર અયસી વાત મત કરના. અમારે માટે કોઈ કાયદો નથી. અમને કોઈ બંધન નથી. રેણુકા તો એના પ્રીતમની છે—ને પ્રીતમની રહેશે!'

દૂરના મેદાનમાં મોટો કોલાહલ થઈ રહ્યો હતો. શું છે એ જોવા પ્રમદકુમારે પાછી દૃષ્ટિ ફેરવી, તો હજારોના

ાંથી માનું ગીત આવી રહ્યું હતું. જગજ્જનની મંદિરનાં
ક માણુસો ભંડારિયામાંથી આવતાં હતાં તે ગાતાં
આવી રહ્યાં હતાં.

પ્રમદકુમારને આશ્ચર્ય થયું. પોતે મુક્તેશ્વરના મંદિરમાં
ડેલાં ઘણી વખત આવતો. આંહીંની જૂની મૂર્તિઓની
ોખ નક્કી કરવા તેણે દિવસોના દિવસો આંહીં ગાળ્યા
પણ આ સ્થળમાંથી આટલી બધી શક્તિ પ્રગટશે
તો એમને ખ્યાલ પણ ન હતો. તેમને પોતાને
ાત આશ્ચર્યજનક લાગી—પણ તેથી કાંઈ એમની
ત્તિમાં ફેરફાર થયો ન હતો.

'મુરારી!' તે ઘડી રહીને બોલ્યાઃ 'તું મારો પુત્ર
ા વસ્તુ ભૂલી જાય છે કે આ પ્રમાણે કરે છે?'

કુમારાનંદનો સીનો ફરી ગયો. તેણે પોતાના પડછંદ
ને દેહધારી ધર્મધ્વજ હોય તેમ વધારે ઊંચું બનાવ્યું.
શમાં એક હાથ તીરકસ રીતે ઊંચો કર્યો, અને
થી કહ્યું:

'જે મનુષ્યો જીવનમાં નવાં મૂલ્યાંકનો સ્વીકારતાં
—તે ભીરુ છે. દુનિયા ભીરુને માટે નથી. લક્ષ્મી
ે માટે નથી. સરસ્વતી ભીરુને માટે નથી. સ્ત્રી ભીરુને
નથી. ભીરુને માટે—મોક્ષ પણ—નથી!'

'પણ તું મારો પુત્ર નથી?'

'જો રેણુકા તમારી પત્ની હોય તો હું તમારો પુત્ર
આપણે થોડો વખત ભેગા રહ્યા. ભલે ગમે તે
માતથી એમ બન્યું—પણ તેથી એનું કાંઈ મૂલ્યાંકન
જે સહવાસથી પરિચય સધાતો નથી, તે સહવાસ

ગમે તેટલો લાંબો વખત ચાલે તો પણ અર્થહીન ગણવો જોઈએ. તમારો પ્રણય અર્થહીન છે.'

'હું રેણુકાને કબજે લઈશ!'

'મેં તમને કહ્યું ને—'

'સજ્જન! સ્ત્રીને કોઈ મેળવી શકતું જ નથી' મુરલી બોલી.

'તમને માત્ર મારું શબ જ મળશે,' રેણુકાએ કહ્યું.

'મેં તમને કહ્યું ને—તમે એવો પ્રયત્ન કરશો તો તમારું ધન સહિસલામત નહિ રહે!'

'ધન નહિ રહે?—એટલે?' પ્રમદકુમાર ભડક્યા.

પ્રમદકુમારની નબળામાં નબળી કડી એની ધન લાલસા હતી. જો એ વસ્તુનો વિનાશ થાય તો તે જીવી શકે નહિ: જો વ્યાકરણનો ને શબ્દનાં મૂળનો નાશ થાય, તો પ્રમદકુમારને દુનિયા નીરસ લાગે. જો ધનનો નાશ થાય તો જીવન અફળ લાગે. એટલે કુમારાનંદની આ વાણી સાંભળીને તે સફાળા ચોંકી ઊઠ્યા.

'ધનનો નાશ થશે એટલે?'

'રેણુકા તમારે ત્યાં આવશે—તો તમારું સઘળું ધન એને મળશે, એ ધન આંહીં આવશે, ને હું આંહીં એને ફેંકી દઈશ!'

પોતાના મરણ પછી ધન સાથે આવવાનું નથી એ જાણતા છતાં કંજૂસો જે પ્રીતિથી ધનને સાચવે છે, ને મરણ પછી પણ તે ન વેડફાય તેને માટે જે જુક્તિઓ કરે છે, તે પ્રમદકુમારના દિલમાં અત્યારે વસી ગઈ. તેને લાગ્યું કે પોતાની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડનાર રેણુકાને

આંહીં રહેવા દેવામાં પ્રતિષ્ઠાનો દેખાવ રાખી શકાય એટલો લાભ તો છે. જ્યારે લઈ જવામાં તો કંકાસ, કલેશ, મરણ, ને ધનનો નાશ સઘળાં રહ્યાં છે. તે કુમારાનંદના વાક્યે કાંઈક શાંત થયા, ને વિચાર કરવા લાગ્યા.

'તો તું એમ કર—લે—રેણુકા આંહીં ભલે રહી. તું મારો પુત્ર તો છે. માત્ર એટલું જ કે એને તું સાચવજે.'

'આ સ્થળે હું પુત્ર નથી, તમે પિતા નથી. હું રેણુકાને એક અભાગી નારી ગણીને સાચવીશ—એથી વધુ કાંઈ જ નહિ.'

પ્રમદકુમારને હવે આ સ્થળ મૂંઝવવા લાગ્યું. આંહીંની સઘળી વાતો એને વાહિયાત જેવી લાગતી હતી, અને છતાં ખૂબી એ હતી કે પોતાની વિચિત્રતાઓ એને સંગત લાગતી હતી. સંગીતના મધુર સરોદ ને ઘૂઘરીના ઝંકાર પણ એમને મુંઝવી રહ્યા હતા. એને પોતાનો વિરહ અનુભવતો 'શબ્દમહાકોશ' સાંભરી આવ્યો.

તે ધીમેથી બોલ્યા વિના ત્યાંથી બેઠા થઈ ગયા.

અત્યાર સુધી જે વાત એમને સમજાઈ ન હતી, તે વાત અત્યારે દીવા જેવી સ્પષ્ટ થઈ ગઈ. પોતે અત્યાર સુધી એ કેમ ન સમજી શક્યા એ જ એમને સમજાયું નહિ.

ધનનો નાશ થાય—આ વૈરીને સાથે રાખવાથી હવે ધનનો નાશ થાય—એ સ્થિતિ એમને અસહ્ય લાગી.

એમણે આ વસ્તુને આગળ ન ખેંચતાં, છે એમ ને એમ રહેવા દેવામાં ડહાપણ માન્યું.

થોડીવાર પછી તે કાંઈપણ બોલ્યા વિના ચાલ્યા ગયા. એમને મનમાં સંતોષ થયો કે એમણે કામનીને તજીને પણ કંચન બચાવ્યું હતું.

[ ૨૭ ]

**કુમારાનંદનો** 'સમાજ ઉત્સવ' હવે તો આસ-પાસનાં ઘણાં ગામડાંમાં જાણીતો થઈ ગયો હતો. વરસમાં એક મહોત્સવ થતો.

જે ગામડાંઓ એને જાણતાં તે ઘણાંખરાં ત્યાં આવતાં. ગાડાં જોડીને, ગાડીઓ જોડીને, ઊંટ ઉપર, ઘોડા ઉપર, ટટ્ટુ ઉપર, ખચ્ચર ઉપર, ગધેડા ઉપર, માણસો ચાલ્યાં આવતાં. કોઈ પોતાના પાડા ઉપર પણ આવતા.

દર વર્ષે જાદુથી ઉત્પન્ન થયું હોય તેમ આઠ દિવસ નદીને કાંઠે શહેર બની જતું: તીરપ્રદેશ સજીવ બની જતો.

ત્યાં મોડી રાત સુધી ભવાઈઓ ચાલતી, રામલીલાઓ થતી, કુમારાનંદે પ્રવેશાવેલાં સિનેમાઓ થતાં, નાટકો થતાં, રાસ ચાલતા, રાસડા ચાલતા, ગરબીઓ થતી, ગરબા લેવાતા, ભજનમંડળીઓ જામતી, અને માનવનો એક મોટો સમૂહ—અરસપરસના કલહને ભૂલીને, જીવનનો થાક ભૂલીને, જીવનની વિષમતાઓ વિસારીને, ભેગો થઈ આનંદ કરતો. કોઈ આ વિષે ટીકા કરતું તો કુમારાનંદ કહેતોઃ 'આમાં

ઘણું દુષ્ટ તત્ત્વ રહ્યું છે એ મને ખબર છે, પણ હું તો ા આનંદદ્વારા માણસની ટેવમાં રહેલું ઝેર પહેલાં ખેંચી માગું છું. ગુનેગારોની જાત—એક તો પરિસ્થિતિને થાય છે; બીજી જન્મથી હોય છે. પહેલી જાતને તમે ારી શકો છો; બીજીને તમે બહુ પ્રયત્ને ફેરવી શકો છો. એ વર્ગ છે માટે—આપણી આનંદ કરવાની સુંદર નાશ પામશે—તો આપણામાંથી સઘળું નાશ પામશે. મેં આ સજીવ કર્યું છે.

મહોત્સવ સમયે એક દિવસ 'સમાજ'નો ન્યાય-ા પણ ભરાતો; એક દિવસ લગ્ન અને પ્રેમનાં બંધનો આંહીં બંધાતાં; એક દિવસ કુમારાનંદ પોતે પોતાનું ગાતો. આ દિવસ સૌથી મહાન હતો. તે દિવસે ાલવૃદ્ધ, સુખી, દુઃખી, શ્રીમંત, ગરીબ સૌના ભેદ ઈ જતા. કુમારાનંદ જનનીમંદિરમાં જઈ ગદ્‌ગદ એક મહાગીત માટે પ્રાર્થના કરતો. અને એવું કોઈ દ ગીત રચાતું તે 'સમાજ'માં ગાતો. એ કહેતો ાની અસમાનતા માત્ર મિટાવી દેવાને માટે મનુષ્યની ઓનાં ઘર્ષણ ઓછાં કરો. તમે જે આર્થિક સમાનતા ન કરશો તે પાંચપચાસ વર્ષ પછી અસમાનતા રહેશે. પુનર્જન્મ વૈજ્ઞાનિક સત્ય ઠરશે, તો તો તમારી આર્થિક સમાનતાનો જે કરુણ અંત આવશે તે પણ જેવો હશે. એટલા માટે હું તો વૃત્તિઓમાંથી ઘર્ષણ-નાબુદ કરવા યત્ન કરી રહ્યો છું. માણસ આનંદનું ૌન્દર્યનું—મૂલ્યાંકન શીખે, તો એ પોતે પોતાની મેળે ાયદાની મદદ વિના, કે એના રક્ષણ વિના, કે એના

વધુપડતા ઉપયોગ વિના—પોતાના વર્તનમાં જે અસુંદરતા જુએ તેથી પોતે જ શરમાય. આ વસ્તુ દેખાય છે તેટલી મુશ્કેલ પણ નથી. જરૂર માત્ર વાતારવણની છે. હું એટલા માટે આ ‘સમાજ’ દ્વારા વાતાવરણ પેદા કરી રહ્યો છું. એવી હવા ફેલાઈ જાય કે એવી હવા વિના લોકોને જીવન અકારું લાગે. અત્યારે જેમ લોકોને કોલાહલ વિના જીવનમાં રસ પડતો નથી, ઘર્ષણ વિના આનંદ આવતો નથી, તેમ એક સમય એવો આવે કે લોકોને શાંતિ વિના, સત્ય વિના, સૌંદર્ય વિના, જીવવું અસહ્ય લાગે.

કુમારાનંદનો ન્યાયનો દિવસ પણ એટલો જ આકર્ષક રહેતો. એ દિવસે જુદીજુદી વાતો આવતી. કોઈએ ચાસટિયો વાઢચો હોય, કોઈએ પાણી વાળી લીધું હોય, કોઈએ ખાતર પાડયું હોય, તો કોઈ ચોરી કરી આવ્યો હોય. શિક્ષા તો થવાની નથી, ને ચોરી તો થઈ ગઈ છે, એ વૃત્તિથી પ્રેરાઈને ઘણા પોતાના મનની સાચી વાત કરતા, અને એ રીતે લોકો ક્યારે ને કેમ ગુનેગાર બને છે તેનું સત્ય મળતું.

એક કિસ્સામાં એક બાઈને એનો ધણી લખી આપતો ન હતો. નાતના રિવાજ પ્રમાણે બીજો માણસ એનો ખર્ચો આપે તો લખી આપવું જોઈએ. પણ પેલા માણસની વૃત્તિમાં એક પ્રકારની વૈરની ધૂન હતી.

‘બાપુ! પાડોશ આખો મને બાયલો કહે—’

એ માણસને લખી આપવામાં આ જ વાંધો હતો. કુમારાનંદ સમજી ગયો. આ માણસને જો થોડો વખત એ પાડોશમાંથી ખસેડી લીધો હોય, તો એ પોતાની બુદ્ધિ વાપરી શકે. છ મહિના એને બીજી જગ્યાએ કામ અપાવ્યું.

બીજા 'સમાજ' વખતે એણે પોતે આવીને ફારગતી
ભી આપી. નહિતર એટલા નાના બીજમાંથી, વૈરીનું
ન, પછી વૈરીના ભાઈએ કરેલું આ માણસનું ખૂન,
છી સગાં સંબંધીમાં મારામારી, આટલી અવ્યવસ્થા
પન્ન થાત. સરકાર કે જે માત્ર કર ભેગા કરવામાં જ
ાનતી હોય છે, તે આંહીં બેચાર સિપાઈઓ મોકલી
ત, ને એનો કેસ ચલાવવા માટે ન્યાયાધીશો કોણ જાણે
લી રાત્રિ સુધી ચાના પ્યાલા પીધા કરત.

કુમારાનંદ કહેતોઃ ગ્રામપંચાયત એ ગામનો કિલ્લો
, એ દેશની મહાન સંસ્થા છે. ન્યાય આપનારો ગામડામાં
જાય, ને ન્યાય લેવા માટે ગ્રામવાસીઓને પોતાને ત્યાં
લાવે, ત્યાં સુધી એ ન્યાય આપતો પણ નથી, ને ન્યાય
રતો પણ નથીઃ એ માત્ર પોતાની યાદશક્તિની ધૂળ
ખેરે છે!

કુમારાનંદે જેમ 'સમાજ'ની આ રચના દ્વારા સમાજને
જીવ કર્યો, તેમ મુરલીએ નારીવૃંદને, અઘટિત કડવાશ
ાપ્યા વિના, સ્વમાની ને સ્વાશ્રયી બનાવવા પ્રયત્ન કર્યો.
ણે પહેલાં તો નારીની સૌથી મહામૂલ્યવાન વસ્તુ—પ્રેમ—ને
નેક રીતે પ્રગટ કરવાની કલા જીવનમાં લાવવા માટે
ાસ, રાસડા, ગરબી, વૃંદનૃત્ય, અને સમૂહવ્યાયામ શરૂ
રાવ્યાં. એની વ્યાયામ કરવાની રીત નવીન જ હતી. એ
હેતી—તમારી ગુલામી તો જુઓ, તમારા દેશની આબો-
વામાંથી તમે તમારો વ્યાયામ પણ લાવી શકતા નથી. હું તો
ારા દેશમાંથી જ મારો વ્યાયામ શોધીશ. અને તેણે પહેલે
દિવસે જલસિંચનની હરીફાઈ ગોઠવી. બીજે દિવસે 'નીરભરન'

ની સ્પર્ધા ગોઠવી: ત્રીજે દિવસે પાણીમાં તરવા માટે અનેક સુંદરીઓ પડી: અને એ પ્રમાણે એણે લશ્કરીમાં પણ વ્યાયામ શીખવ્યો. રોટલા ઘડવાની—તાલીમશાળાએ તો સૌને હસાવ્યાં. મેદાનમાં સંખ્યાબંધ ચૂલા પાસે સંખ્યાબંધ નારીઓ રોટલાઓ ઘડી રહી હતી, અને તેમાંથી સંખ્યામાં તેમજ ગુણમાં કયો ચૂલો શ્રેષ્ઠ ઠરે છે તે જોવા માટે તો માણસોની ઠઠ જામી હતી.

જે ચૂલો શ્રેષ્ઠ ઠરે તે નારી પાસે જઈ કુમારાનંદ ને મુરલી તેને નમી પડતાં: ને એ 'અન્નપૂર્ણા'નું બહુમાન થતું.

આ પ્રમાણે કુમારાનંદ પોતાના દેશના પથરા વાંચી વાંચી, પોતાની જૂની સંસ્કૃતિનો અભ્યાસ કરી, પોતાની આબોહવાનો વિચાર કરી, પોતાની કલ્પના ચલાવી, કલ્પના ન ચાલે ત્યાં ગદ્દગદ કંઠે મા પાસેથી પ્રેરણા માગી, નવરચના લાવવા પ્રયત્ન કરી રહ્યો હતો. અનેક જાતનાં ખોટાં ઘર્ષણો ઉત્પન્ન કરી, જે ઘર્ષણો દ્વારા આ દેશનો વિનાશ જ થતો હોય ને છતાં પૂર્વગ્રહોને લીધે વિકાસ દેખાતો હોય, એ સઘળી જ વસ્તુઓનો એણે ચોખ્ખો નકાર કર્યો. એણે કહ્યું: જે સંસ્કૃતિ શ્રેષ્ઠ છે એણે જીવવું હોય તો નવાં મૂલ્યાંકનો સ્વીકારવાં પડશે; નવી રચના લાવવી પડશે; નવી પ્રણાલિકાઓ સ્થાપવી પડશે; પણ પોતાની સંસ્કૃતિના પોતે રક્ષક થઈ શકતા નથી, એટલા માટે નિર્બળતાભરેલી સમાધાનવૃત્તિથી જે કોઈ આ સંસ્કૃતિના મૂળ સિદ્ધાંતો સ્થાપવા માટે ચલાવેલા પ્રતીકોને છેહ દેશે, તે કોઈ દિવસ પોતાનો સમુદ્ધાર કરી શકશે નહિ.

સમાધાન એ સમર્થનો હક્ક છે; નિર્બળનું એ ઝેર છે.

કુમારાનંદ એટલા માટે પોતાની સંસ્કૃતિનો એક મહાન ધ્વજ ઊભો કરી રહ્યો હતો.

તે કહેતોઃ તમે સમર્થ હશો ત્યારે જે સમાધાન કરશો તે શોભી ઊઠશે.

ઘણી વખત તે કાંઈક ઉગ્રતાથી કહેતોઃ 'સજ્જન! જે સંસ્કૃતિએ વર્ષો પહેલાં પોતાના ધ્વજનો પરિમલ દૂર-દૂરના પ્રદેશમાં ફેલાવ્યો હતો તે સંસ્કૃતિ આજે પોતાની ભીરુતાને પોતાની ઉદારવૃત્તિ તરીકે ગણાવે છે—એના કરતાં વધારે મહાન પતન હવે શું હોઈ શકે?'

કુમારાનંદ ઘણી વખત મધરાતે એકલો જાગી ઊઠતો. ઊઠીને કોઈને ખબર ન પડે તેમ નદીના કાંઠા ઉપરના વિશાળ ચોખ્ખા સપાટ મેદાનમાં એકલો એકલો ફરતો. ઉપર નિઃસીમ આકાશમાં અનેક તારાઓ શોભી રહેતા. નીચે જલમાં ફૂલવેલો દીપતી. દૂરદૂરનાં ગામડાંઓ નિઃસ્તબ્ધ રાત્રિનો અંચળો ઓઢીને અજ્ઞાનભરેલી શ્રદ્ધામાં પાસેપાસે બેસીને, એકબીજાની હૂંફે આરામ લેતાં: અને વચ્ચેવચ્ચે ઘુવડના ને શિયાળના ને કૂતરાના અવાજો—અનેક પ્રકારની આગામી વિપત્તિઓના સૂચક જેવા—સંભળાતા. તે ફરતો ફરતો થંભી જતો. અચાનક બોલી ઊઠતોઃ 'મા! તારો ધ્વજ, તારો મહિમા, તારું તેજ, તારો પ્રાણ સર્વ એક પછી એક ચાલ્યાં ગયાં છે—તારો કોઈ એક એવો પુત્ર નહિ ઊઠે કે જેનામાં એ ધ્વજને ફરી સ્થાપવાની શક્તિ હોય? કોઈ એક એવો મહાન પુરુષ

નહિ આવે કે જે એ ધ્વજને ફરી સજીવન કરે ?'

અચાનક તેના ઉપર હાથ પડતો ને તે આશ્ચર્યથી પાછળ જોતો.

પાછળ સ્મિત કરતી મુરલી ઊભી હોય.

'પ્રીતમ!' તે બોલતી, 'વર્ષોની ઉપાસના વિના, તીવ્ર આતુરતા વિના, કોઈ મહાન પુરુષ કોઈ પણ પ્રજામાં આવી શકતો નથી એ તમને ખબર નથી? મહાન પુરુષ— એ શબ્દના સોએ સો ટકા સાચા અર્થમાં મહાન પુરુષ— હજી દૂર છે. હજી ઘણો દૂર છે. એ આવ્યા વિના આ સંસ્કૃતિના ધ્વજને ઉપાડવાની બીજા કોઈની શક્તિ નથી. આપણે તો અત્યારે જીવનમાં રહેલી કાર્યશક્તિને સંયમદ્વારા કલા-શક્તિમાં રૂપાંતર પમાડવા મથી રહ્યા છીએ. કારણ કે તે વિના એક, અવિભક્ત, સંવાદી, સર્વોત્તમ, સર્વોચ્ચ જીવન શક્ય નથી.'

કુમારાનંદને શ્રદ્ધા હતી કે વાતાવરણ હશે તો વસ્તુઓ જન્મશે, અને તે શ્રદ્ધા જ્યારે એક દિવસ અચાનક માલિનીને આવેલી જોઈ ત્યારે વધારે દૃઢ થઈ.

માલિની આવી અને એણે કુમારાનંદને કહ્યું: 'મારે હવે મજમુદારની સર્વ વ્યવસ્થા તમને સોંપી દેવાની છે. તમે 'સમાજ' માટે એ ઉપયોગમાં લો.'

કુમારાનંદે કહ્યું: 'ના રે મા! મારા પૂર્વના ધર્મધ્વજ-ધારીઓએ આ ભૂલો કરી અને એને પરિણામે તો આજે આ પતન થયું છે. અને ધર્મની મશ્કરી થઈ રહી છે. મારે કોઈ જાતની સ્થાયી નિરાંત ન જોઈએ. હું ચપટી લાવું— લોકો મને પવિત્ર દેખે ત્યાં સુધી જ આપે—ને મારી પછી

ચપટી મેળવનારે એ જ રસ્તે પ્રયાણ કરવું રહ્યું.'

માલિનીએ કહ્યું: 'તમને ખબર છે ના, મજમુદારે સંન્યસ્ત સ્વીકાર્યું છે?'

કુમારાનંદે જવાબ આપ્યો: 'હા મા! એ કાંઈ મારાથી અજાણી વાત છે?'

'ત્યારે આ સઘળી વ્યવસ્થા હવે કોણ કરે?'

'તું.'

'મારે એ વ્યવસ્થામાં વીંટાઈ જવું નથી. મારી સાથે અભય હતો, ત્યાં સુધી ઠીક હતું. હવે અભય જેલમાં ગયો—'

'અભય જેલમાં ગયો?'

'કેમ? તમને ખબર નથી?'

'ના; અહીંથી ગયો ત્યારે કહ્યું ત્યાં રોકયો હશે તે આવશે.'

'ના. એને ચોરીનો માલ રાખવા માટે જેલમાં જવું પડયું. સોહનલાલને રેણુકાએ કંઠી આપેલી, પણ તે કંઠી તેની પાસેથી નીકળી—અથવા ગમે તેમ—અનિલા અને ચંદ્રકાન્તે એ ગોઠવ્યું. ને તમને ખબર નહિ હોય, પણ અનિલાએ હવે તો અભય સાથેથી છૂટાછેડા પણ મેળવ્યા છે. એટલે કે એ બન્ને સમજી ગયાં છે.'

કુમારાનંદ આશ્ચર્યથી સાંભળી રહ્યો. તે એટલું જ બોલ્યો: 'આ વસ્તુ હું સમજી શકું છું કે, એકાદ સાધારણ કે અસાધારણ સ્ત્રી પોતાના લગ્નજીવનની નિષ્ફળતા લંબાવવાને બદલે છુટ્ટી પડે—પણ છુટ્ટા પડવા માટે નિષ્ફળતા લાવે તે હું સમજી શકતો નથી.'

એટલામાં મુરલી અને રેણુકા ત્યાં આવ્યાં.

માલિની બોલી ઉઠી: 'અરે વીજળી! તું આંહી કયાંથી?'

મુરલીએ હસીને કહ્યું: 'એ તો અમારી રેણુકા છે!'

માલિની બોલી: 'પણ—પૂછોને—મને તો છેતરી ગઈ છે, મારે ત્યાં તો વીજળી થઈને રહી હતી!'

મુરલી બોલી: 'એ તો એણે મને કહ્યું છે. પણ એ તો મારી દીકરી, સમય પ્રમાણે પોતાનું જીવન ઘડનારી રહી. એ કાંઈ જડ નથી કે એમ ને એમ રહે—કેમ રેણુકા! સાચું નાં?'

માલિનીએ કહ્યું: 'તું મારે ત્યાં હતી ને મને વાત પણ ન કરી કે તું અભયને ઓળખે છે?'

રેણુકાને તે રાત્રિ, પેલો સમુદ્ર, ને પોતાની ગફલતથી થયેલો રતિકાન્તનો કરુણ બનાવ એ યાદ આવ્યાં. તે બોલી શકી નહિ. તે નીચે જમીન તરફ જોઈ રહી.

'અભયની શી વાત કરતાં હતાં?' મુરલીએ કહ્યું.

'એને જેલમાં જવું પડ્યું—કોઈ સોહનલાલ પાસેથી રેણુકાની કંઠી તેણે રાખેલી—ને એનું કોઈ તોહમત તેના ઉપર હતું. તેણે કોઈને અડચણ ન પડે માટે તે સાંગોપાંગ સ્વીકારી લીધું ને તેને જેલ થઈ!'

'જેલ થઈ?' રેણુકાએ ઊંચે જોયું. પણ બોલીને તે નીચે જોઈ ગઈ.

મુરલી હસી પડી: 'એ તો સાજન! એણે જેલ સ્વીકારી લીધી—મારી દીકરીને ને બીજાં કોઈને ત્યાં સુધી આવવાનો શ્રમ ન પડે માટે?'

રેણુકા મુરલી સામે જોઈ રહી. તેની આંખમાં આંસુ આવી ગયાં. તે માતાનો આશ્રય મેળવતી હોય તેમ મુરલીના ખભા ઉપર માથું નાખીને રડી પડી: 'મા!'

મુરલી તેના માથા ઉપર હાથ ફેરવી રહી હતી.

થોડા સમય આ વાતને વીતી ગયો છે.

અનિલા અને ચંદ્રકાન્ત 'સમાજ'ની મશ્કરી કરતા કરતા પણ કોઈક વખત ત્યાં ચડી આવે છે. એ બન્નેના દિલમાં એક જ વસ્તુ ખૂંચી રહી છે કે માલિની પોતાની સંપત્તિ આંઘી વેડફી નાખે છે. બીજી બધી રીતે એમને આમાં કાંઈ ખોટું લાગતું નથી.

પ્રમદકુમારના છેલ્લા સમાચાર પ્રમાણે એમને પણ ગાંડાની હોસ્પિટલમાં મોકલવા પડે તેમ છે. એમને ક્યારેક ક્યારેક ઊઠીને અચાનક શબ્દોનાં મૂળ બોલવાની ટેવ પડી છે, ને હસે છે ત્યારે તેમને બંધ રાખવા માટે કાંઈક ભયંકર દેખાવ કરવો પડે છે.

માલિની તો હવે મુક્તેશ્વર આવી ગઈ છે. કુમારાનંદે તેને અને મુરલીને ભંડારિયાના જગજ્જનનીમંદિરમાં મોકલ્યાં છે. ને પોતાના ગામમાં આવું વિખ્યાત સ્થાન થાય છે એ જોઈને દરબાર જીવુભા પણ—'બા ! જમીન વારાફેરા લ્યે છે!' એમ કહેતા પોતાના મૂળ સ્વભાવને ઘણે અંશે

ફેરવવા પ્રયત્ન કરી રહ્યા છે.

જગજ્જનનીમંદિરમાં માલિની 'આકાશી પુષ્પો'ને સાચવી રહી છે. જે અનાથ બાળકોનું કોઈ નથી, ને જે આકાશમાંથી પડ્યાં હોય તેમ આવીને માના ખોળામાં બેઠાં છે એને માલિની 'આકાશી પુષ્પો' કહે છે. એ આ ફૂલોમાંથી એક સુંદર ઉદ્યાન બનાવવાની મહેચ્છા રાખે છે. કુમારાનંદ સાથે એવી સમજથી એ આંહીં રહી છે કે મજમુદારની સઘળી વ્યવસ્થા એ પોતે આ 'આકાશી પુષ્પો'ના હિત માટે હમણાં કરશે, ને ભવિષ્યમાં અભય એ ભાર ઉપાડી લેશે.

રેણુકા પાછી ભંડારિયામાં આવી ગઈ છે. જે રાત્રે એણે નિર્માલ્યની માફક માતાનું શબ તજી દીધું હતું, તે રાત્રિ એ ફળીમાં આબેહૂબ ખડી થાય છે ત્યારે તે 'ઓ મા રે !' કહીને ફળીમાં દોડી જાય છે. ફળીમાં ડોકે દોરડું વળગાડેલી, ખુલ્લી આંખોવાળી, હાથમાં લાકડીને ટેકે નમી રહેલી, 'બેટા ! તું પણ—રેણુકા—તું પણ—?' એમ કહ્યા વિના કહેતી લક્ષ્મી ઊભી હોય છે ! અને રેણુકા 'ઓ મા રે !' એમ કહેતી ફળીમાં ખાટલો છે ત્યાં ઢળી પડે છે: અને એમ ને એમ ઘણી વાર સુધી પડી રહે છે !

એક વખત આષાઢની મેઘલી રાત જામી હતી. આકાશમાં વાદળાં ઘેરાયાં હતાં. વીજળી ઝબકારા દઈ રહી હતી. સઘળે ઘટાટોપ બન્યું હતું. પણ એકે જલબિંદુ પડતું ન હતું, ને પડવાનું પણ ન હતું. રેણુકા અને માલિની ફળીમાં ખાટલા ઉપર બેસી સુખદુ:ખની વિશ્રંભકથામાં પડ્યાં હતાં. એમને આ પ્રત્યે દુર્લક્ષ હતું.

માલિની બોલી: 'મને કોઈ વખત લાગી આવે છે— જાણે એક નિરાધાર માણસને માટે મારાથી કાંઈ થઈ શક્યું નહિ!' પણ તે રાત્રે મારી ભૂલ થઈ ને રતિકાન્ત ગુમ થયા, એમ રેણુકા માને છે એ એને યાદ આવતાં, એણે વાત તરત ફેરવી નાખી.

રેણુકાએ આકાશ સામે જોતાં કહ્યું: 'આવી રાતે જ હું માની ગોદમાં છુપાઈ જતી!'

માલિનીને આ એક વાક્યે પોતાનો ભૂતકાળ યાદ આવ્યો. પોતે ગામડામાં આવી હતી. અભય ત્યાં હતો. પછી બન્ને સાથે રમતાં. પછી પોતે નૃસિંહપ્રસાદને ત્યાં ગઈ— સંસ્મરણની કેડીએ કેડીએ એને રતિકાન્ત સાંભર્યો. એક નિરાધાર મનુષ્ય પ્રત્યેના વાત્સલ્યથી એનું હૈયું ભરાઈ આવ્યું. દરિયામાં ડૂબેલા અનાથ સ્વામી પ્રત્યે એને પ્રેમ પ્રગટ્યો.

એ પ્રેમ કોઈ પણ અનાથ પ્રત્યે સાચી નારીના હૃદયમાં ગુપ્ત વસી રહેલો જનનીભાવ હતો. સૌનાં દુ:ખ પોતાનાં કરવાની ઉત્કૃષ્ટ અવસ્થા ક્યારેક માનવમાં પ્રગટે છે, એવી અવસ્થા માલિનીમાં અત્યારે પ્રગટી રહી હતી.

એણે રેણુકાને ધીમેથી કહ્યું: 'બહેન! પ્રમદકુમારને ત્યાં તને શી રીતે જવાનું મન થયું?'

રેણુકાએ નિ:શ્વાસ મૂક્યો: 'કારણ કે પાછું ફરવું અશક્ય હતું. પછી તો તમને ખબર નહિ હોય, પણ હું ઘરમાં માતાના શબને એમ ને એમ રહેવા દઈ, કેવળ એ પરિ-સ્થિતિથી બચવા માટે નિર્માલ્યની માફક નાસી ગઈ હતી.'

'એવું તને શું દુ:ખ હતું?'

'દુ:ખ નહિ, બહેન! તમને લાગે કે તમે કોઈ અંધારી

ખીણમાં એકલાં ઊભાં છો—એટલું બધું જીવનદૃષ્ટિ વચ્ચેનું અંતર મને હમેશાં લાગ્યાં કરતું.

ઘડી બે ઘડી બન્ને બોલ્યા વિના બેઠાં રહ્યાં. આકાશમાંથી પવનને એક ઝપાટે થોડાં વાદળાં વીખરાયાં, અને ચંદ્રનો આછો ઉજાસ આવ્યો, ત્યારે ઓશરીમાં ટમટમ બળતું ફાનસ પણ એ ઉજાસ પાસે ઝાંખું લાગવા માંડ્યું.

માલિની હવે પોતાનું કામ કરી રહી હતી. તે ' આકાશી પુષ્પો 'નાં નોકરે ધોયેલ કપડાં ગડી વાળીને ગોઠવી રહી હતી. રેણુકા પણ એક ગાંઠડી છોડી કેટલાક ભરતભરેલા ચાકળા ને તોરણ ઉખેડી ઉખેડીને ફરી ગોઠવી રહી હતી.

બન્ને મૂંગાં મૂંગાં સંસ્મરણોની સૃષ્ટિ સાથે રમી રહ્યાં હતાં. અચાનક રેણુકાએ કહ્યું: ' બહેન! મને એક વાત સમજાતી નથી તે પૂછું ?' માલિનીએ સ્મિત કરીને તેને હા પાડી.

' તમારો દુઃખમય સંસાર તમે શી રીતે ચલાવી શક્યાં, બહેન ! કેટલી બધી—' તેણે વાક્ય પૂરું ન કર્યું, પણ માલિની સમજી ગઈ. તે પણ થોડી વાર કાંઈ બોલી શકી નહિ. પછી તેણે ધીમેથી કહ્યું: ' કોઈ સ્ત્રીને પતિની જરૂર હોય છે; કોઈને પુરુષની જરૂર હોય છે; પણ કોઈકને અનાથ બાળકની જરૂર હોય છે. તે વિના એનો વાત્સલ્યભાવ સંતોષાતો નથી. હું એ રીતે એમની પ્રત્યે જોઈ રહી હતી. એમનાં મા જીવતાં હોત, તો એ એમને તજી શકત ખરાં? હું પણ શી રીતે તજી શકું ? સઘળાં તજી દે તોપણ મારાથી કેમ તજાય ? પોતાનો જીવનધર્મ કાંઈ કોઈ છોડી શકે ?'

થોડી વાર મૌન છવાઈ ગયું. મૌન લંબાયું ને બન્ને

પોતપોતાની અનોખી સૃષ્ટિમાં પડી ગયાં હોય તેમ લાગ્યું.

એટલામાં માલિનીને સાંભર્યું કે પોતાને એક બાઈએ અત્યારે પોતાની દુઃખકથા કહેવા બોલાવેલ છે. તેણે રેણુકાને કહ્યુંઃ ' રેણુકા, તું થોડી વાર બેસજે—હું એકાદ ' આકાશી પુષ્પ 'ને જગજ્જનનીને ચરણે ધરાવવા માટેની તપાસ કરી આવું. હું હમણાં આવું છું ! પછી મારે મા મંદિરે જવું છે. '

અને તે એકલી બહાર ગઈ. રેણુકા ખડકી વસાવી પાછી બેસી ગઈ. તે થોડી વાર તો શૂન્ય જેવી બેસી રહી. એના દિલમાં સંસ્મરણોની કેડી ઊઘડી હતી. પણ થોડી વારમાં તો આ એકાંતે એના દિલમાં સંસ્મરણોની જ્વાલા પ્રગટાવી દીધી. અને આ ભરતકામે લક્ષ્મીની યાદી એટલી તાજી કરી દીધી કે, તે હરઘડીએ એને પોતાની સામે, જાણે જોઈ રહી હતી. તે મનમાં ને મનમાં મોટેથી એની સાથે વાતો કરી રહી હતીઃ

' ના—મા ! આ તો હું જ લઈ જઈશ. '

ને લક્ષ્મી હસીને ઉત્તર વાળતી હતીઃ ' હા હા, દીકરી ! એ તું લઈ જાજે—પણ રણજિતની વહુ માટે પણ કાંઈક રહેવા દઈશ કે નહિ ? '

' પણ ભાઈ ક્યાં પરણવાનો છે ? '

' વાહ ! મારી દીકરી ! તને એ ગાભા વધારે મળે માટે ભાઈને પરણવા પણ દેવો નથી ? '

એમાંથી જ્યારે રેણુકાને થોડી વાર પછી યાદ આવ્યું કે તેની આ વાતો ખોટી છે, ત્યારે જેમ ભર્યાભર્યા ઘરમાંથી કોઈ ઊપડી જાય ને જે શૂન્યતા લાગે એવી શૂન્યતા એને લાગવા માંડી. તેને ચાલી જતી માનાં સ્પષ્ટ પગલાં સંભળાવાં

લાગ્યાં. તે વ્યગ્ર જેવી બની ગઈ. તે પોતાની જાતને, સ્થળને અને સમયને ભૂલી ગઈ. તેને યાદ ન રહ્યું કે તે શું કરે છે: પણ તે અચાનક બેઠી થઈ, ખડકી તરફ ચાલી.

તે જાણે માને પાછી બોલાવવા માટે અભયને કહી રહી હતી. ભંડારિયામાં અભય હતો, લક્ષ્મી હતી, રણજિત હતો તે વખતનું દૃશ્ય એના હૃદયમાં એટલી વાસ્તવિકતાથી ચાલી રહ્યું હતું કે તે ખડકી પાસે પહોંચી ત્યાં સુધીમાં તો પોતે શું કરી રહી છે તેનું પણ તેને ભાન ન રહ્યું.

તેને લાગ્યું કે કોઈનાં પગલાં આવે છે: કોઈનો અવાજ સંભળાય છે: કોઈ ધીમેથી સાંકળ ખખડાવે છે.

કોણ જાણે ક્યાંથી—માની પેલી મૂર્તિ—અને તે રાત્રિ યાદ આવી ગયાં. તે પોતાના સ્વપ્નમાંથી જાણે જાગી ગઈ.

તે વ્યગ્ર બની ગઈ. તેને અચાનક ઊગી આવ્યું કે માએ આ પ્રમાણે જ તેની રાહ જોઈ હશે. આ પ્રમાણે જ તેણે પગના ભણકારા સાંભળ્યા હશે. તે વ્યાકુળ બની ગઈ—તેની સામે માની પેલી બે ખુલ્લી આંખો આવી ચડી—અને તે ભયથી ધ્રૂજી ઊઠી. એ ગભરાટમાં ને ગભરાટમાં એણે સાંકળનો રણકાર સાંભળ્યો. કોઈ જાણે એને ધીમો સાદ કરી કહ્યું છે. તેણે એકદમ સાંકળ ખોલવા હાથ લાંબો કર્યો, અને આ અશાંતિથી પોતાને બચાવવા, કાંઈક આધાર લેવા, સંસ્મરણના આ ભયંકર અગ્નિથી ઊગરવા, તે એકદમ ઉતાવળે, મોટે, શોકઘેરા ગભરાયેલા અવાજે બોલી ઊઠી: 'એ અભય! એ અભય!' અને તેણે ખડકી ઉઘાડી નાખી.

ખડકી ઉઘાડતાં જ એણે જે જોયું તે ન માનતી હોય તેમ તે બે ડગલાં પાછી હઠી ગઈ. તેણે પોતાનો હાથ મોંએ દઈ દીધો. તેનો અવાજ ફાટી ગયો.

'અ—રે ! આ કોણ ?' તે પડતી પડતી બચી ગઈ હતી.

સામે અભય ઊભો હતો. તે અંદર આવતાં આવતાં શાંતિથી બોલ્યો: 'રેણુકા ! એ તો હું અભય છું—તમે ગભરાતાં નહિ !'

રેણુકાએ છૂટકારાનો દમ ખેંચ્યો. તે એક ઘડી પછી કાંઈક સ્વસ્થ થઈ.

'અરે ! પણ તમે—તમે—ક્યાંથી ?'

'કોઈએ મારે માટે 'અપીલ' નોંધાવી હશે—એટલે હું જરા વહેલો છૂટો થઈ ગયો. છુટો થયો. મુક્તેશ્વર ગયો. ત્યાં ખબર પડી કે તમે સૌ આંહીં છો—એટલે હું આંહીં આવ્યો—'

'પણ—પણ—અભય !' રેણુકાને શું બોલવું તે ખબર પડી નહિ. એને હમણાં થયેલો અનુભવ હજી સતાવી રહ્યો હતો. તે અચાનક રડી પડી.

અભયે તેને કહ્યું: 'રેણુકા ! આજે હવે એ વાત સંભારીને રડવાનું હોય ?'

'પણ તમારા વિના હું એકલી—મને આ રાત્રિ એટલી ભયંકર લાગે છે.'

'પણ હવે તો હું છું ના ?—રેણુકા ! તમને સાંભરે છે, આ જ પ્રમાણે તમે પહેલે દિવસે ખડકી ઉઘાડીને નાસી ગયાં હતાં !'

રેણુકાએ તેના ખભા ઉપર હાથ મૂકી દીધો. તેને

અભયના ખભા ઉપર રહેલા હાથે કાંઈક વધારે સ્વસ્થ બનાવી. તે ધીમેથી બોલીઃ 'તમે મારે માટે બહુ સહન કર્યું!'

'અરે! કોણે કોને માટે સહ્યું નથી?—અને મેં તને કેટલો ભયંકર ઘા માર્યો—તે દિવસે મેં મારી નિર્બળતા ન બતાવી હોત—'

રેણુકા ધ્રૂજતી બોલીઃ 'અને મેં જે પગલું લીધું તે ન લીધું હોત—હજી તમારા ઉપર કોણ જાણે શી વીતશે—તમે હવે મારે માટે કાંઈ નવી વિપત્તિ ન લેતા.'

અભય બોલ્યોઃ 'એમ બોલો કે હવે તમારે માટે થઈને જ હું હરેક મુશ્કેલીને આમંત્રણ આપવા જેટલી તાલીમ મેળવી શક્યો!'

રેણુકાએ પહેલી વખત ઊંચું જોયું. તેણે પોતાની દૃષ્ટિ અભય સામે માંડી. અભયે તેની સામે જોયું. બન્નેની નજરે અત્યારે બોલ્યા વિના કેટલીક વાતો કરી લીધી. અભયે રેણુકાનો હાથ પોતાના હાથમાં લીધો. રેણુકાને અત્યારે એ સ્પર્શથી વધારે સ્વસ્થતા ને દૃઢતા મળતાં હોય તેમ લાગ્યું. તેના મોં ઉપર એક સ્મિત આવીને ચાલ્યું ગયું. થોડી વારે એમાંથી જાગતી હોય તેમ તે બોલીઃ 'મારે તમને એક વાત કહેવી હતી.'

'શી?'

'હું પ્રમદકુમારની ગણાઉં છું એ તમને ખબર છે નાં?' તેણે અચાનક કહ્યું.

'એ મને ખબર છે. પણ તું મારી છે એ પણ મને ખબર છે—જે કાંઈ દુઃખ—વિપત્તિ આવશે તે

સઘળાં સહન કરવાની મારી તૈયારી કરીને જ રેણુકા ! હું તારો હાથ લઈ રહ્યો છું. તારા બળથી મારામાં નવું બળ આવો, ને પ્રમદકુમાર—'

'એ તો ભા ! એ બિચારા પણ રતિકાન્તની જેમ ગયા !' જીવુભા ખુલ્લા બારણામાંથી આવી પહોંચ્યા હતા, તેમણે છેલ્લો શબ્દ પકડીને કહ્યું. જીવુભા સાથે માલિની હતી. તે આ જોઈ ને હસી પડીઃ 'અરે, વીજળી ! આ કોણ ?'

રેણુકા કિંચિત્ હસીને શરમાઈ જઈ નીચે જોઈ ગઈ.

'દીકરી ! બહુ સારું થયું ભા ! બહુ સારું થયું. તમે મને રસ્તો પૂછ્યો ને મેં તમારો ચહેરો ઓળખી લીધો હતો, ભા ! હો.'—તેણે અભયને કહ્યું—'એમ તમારો ચહેરો મારાથી અજાણ્યો ન રહે—ને માલિનીબા, ત્યાં અમારા ફળી પાસે જ આવેલાં એટલે કીધું ચાલો, સાથે ને સાથે —ભાઈને મળાશે—તમે તો અમારા ભંડારિયામાંથી ગયા તે પાછા આજ દેખાયા. કેમ છો, ભા ! દીકરી ! કેમ છે તને ?'

જીવુભાને આ પ્રમાણે બોલતા જોઈ અભયને આશ્ચર્ય થયું. તેને રણજિતે તે રાત્રે કહેલો પ્રસંગ સાંભરી આવ્યો, ને જીવુભાના પરિવર્તનમાં લક્ષ્મીએ આપેલો ભોગ કામ કરી રહ્યો છે એ સંભારીને એ વધારે નરમ પડી ગયો. એટલામાં માલિની બોલીઃ 'તમે શું કહેતા હતા—પ્રમદ-કુમારનું ?—પણ—આપણે સૌ આંહીં તો આવો—'

સૌ એક બાજુએ ખાટલા ઢાળવા માંડ્યા.

'અરે રામ !' જીવુભા બોલ્યા—'બાપ ! કંજૂસનું ક્યાંય સારું થયું છે ? એના પૈસા કાંક ચંદ્રકાન્તભાઈએ

ઉપાડયા—ને પૈસા માટે તો એ નીંભાડે આગ મૂકે—તે ભાઈ, કે છે ફટકી ગયું છે!'

'અરેરે!' માલિની બોલી.

ખાટલા પાસે બીજા ખાટલા ઢાળી જીવુભા ને અભય બેઠા. એક ઘડીભર કોઈ બોલ્યું નહિ.

'દીકરી! મારે તો તને કાંઈક કહેવાનું છે!' જીવુભા બોલ્યા.

'શું?' રેણુકાએ કહ્યું.

'તને ખબર નહિ હોય—પણ મેં મારા મનમાં ગાંઠ વાળી છે કે તારો સંસાર સુખી નીવડે એટલે મારે તારે આંગણે ગાય બાંધી જાવી.'

માલિની હસી પડી. 'પણ આ વીજળી તો મને છેતરી ગઈ છે. મારે એને ઠપકો આપવાનો છે!'

'તે ઠપકો આપજો, બા! આપ ઠપકો આપવા જોગ છો. પણ મારે તો આ ભાઈનેય કહેવાનું છે. હવે લોક કોઈ આમ બોલશે ને કોઈ તેમ બોલશે—પણ મારી દીકરી હવે તમારી થઈ ચૂકી છે એટલું યાદ રાખજો!'

રેણુકા ને અભય છાની દૃષ્ટિથી એકબીજાની સામે જોઈ રહ્યાં.

'તમતારે ગલઢેરાંને ગમે એમ સમજાવો ને—' જીવુભા બોલ્યા: 'પણ કાલે સવારે મારે ગાય હાંકીને આવવાનું છે. ઠીક લ્યો, ત્યારે બા!— હું તો એટલું કહેવા જ આવ્યો'તો. તમે સૌ બેસો.'

જીવુભાના ગયા પછી માલિનીએ અભયને કહ્યું: 'અભય! આજ તમે ફરીફરીને જીવનનો અનુભવ લઈ,

વે જીવનને સ્વીકારો છો. પણ મારી તમારી સામેની રેયાદ હજી કાયમ ઊભી છે!'

'શી?'

'તમારે નૃસિંહપ્રસાદ મજમુદારનું ઋણ ચૂકવવાનું ધું છે એ તમને યાદ છે? તમે પરિશુદ્ધિ મેળવીને એ ીકારવાના હતા. હવે તમે આવ્યા છો એટલે તમારે મારો ાર હલકો કરવો પડશે—અને એથી વધુ તો—મેં ગાડી ંગાવી છે ને હું મામંદિરે જાઉં તે પહેલાં જ, તમને હીને તમારું વચન મેળવી લઉં—કે, તમારે જ મજમુદારની ણાલિકા પણ સાચવવાની રહેશે!'

અભય માલિનીના ચરણ પાસે નમી પડયો: 'સાચવીશ ા! સાચવીશ. હું હવે જ સમજ્યો છું કે જે ગૃહસ્થાશ્રમ ંન્યસ્તને દૃષ્ટિ સમક્ષ રાખીને શરૂ થાય છે, તે જ શોભી કે છે. સંગ્રહ કરનારમાં ત્યાગ કરવા માટે સંગ્રહ છે એ ષ્ટિ હોય તો જ સંસાર શોભે—જે ગૃહસ્થાશ્રમના અંતમાં ંન્યસ્તાશ્રમ છે, તે માંકડાંગલાનો ખાધાખોરાકી ગૃહસ્થા-ામ મટી, જીવનવિકાસમાં એક સોપાનરૂપ બની જાય છે. એ પ્રણાલિકા જાળવીશ—રેણુકા!'

રેણુકા સમજી ગઈ. તે પણ માલિનીના ચરણ પાસે ડી. પણ માલિનીએ તેને બે હાથે ઉઠાવી લીધી. 'અરે ા રે ઢોંગી, વીજળી!' અને તેના માથા ઉપર હાથ મૂકી હસી પડી.

થોડી વાર પછી માલિની મામંદિરે જવા માટે ગાડીમાં વાના થઈ. રેણુકા ને અભય બન્ને પોતાની જૂની કૂળીમાં ોકલાં રહ્યાં. બન્નેને જૂનું ભંડારિયા સાંભર્યું હતું. રેણુકા

અચાનક બોલી: 'મેં તમને એક દિવસ કહ્યું હતું તે સાંભરે છે? મેં કહ્યું હતું કે—આપણા બેમાં બળવાન તો જે હોય તે. પણ તમારા કરતાં હું વધારે સહન કરી શકું તે માટે હું વધારે જોરાવર ગણાઉં! સહન કરનાર પ્રલોભનને પણ સહી શકે.'

'તે હું કબૂલ કરું છું. મારે નામે તો પરાજયની પરંપરા નોંધાવવાની છે. હું આંહીંથી ગયો—ક્યાંક પ્રતિષ્ઠા-ભર્યું સ્થાન મેળવી લેવા—તેમાં પરાજય. તું ત્યાં આવી, અને તને નિર્ભયતાથી સ્વીકારી શક્યો નહિ—તેમાં પરાજય. અનિલા સાથે જોડાયો—તેમાં પણ પરાજય. એ તો સારું થયું કે અમારી સમજણે કોઈ જાતની ઉપાધિ વિના મારાથી મુક્ત થઈ શકાયું. છેવટે આંહીં આવ્યો—ફરીફરીને પાછો આ ફળીમાં તારે ચરણે આવ્યો—'

'કહોને, તેમાં પણ પરાજય?—'

'હાસ્તો, તેમાં પણ પરાજય! અને હજી મારું પોતાનું ગામ તો મારી રાહ જોતું રહ્યું છે—એટલે તેમાં પણ પરાજય!'

'હજી એક પરાજય બાકી છે,' રેણુકા ગંભીર બની ગઈ ને બોલી: 'તમને ખબર છે કે હું સોહનલાલ સાથે ભાગી હતી?'

અભયે જવાબ વાળ્યો: 'એ હું સંભારતો નથી.'

'અરે! પણ સાંભળો તો ખરા, મારે તમને એ કહી દેવું છે. એક ઘડીની નબળાઈએ મેં એક વખત એ સોહનલાલને મારા મનમાં—દેહમાં નહિ મનમાં—સ્થાન આપ્યું હતું. પણ મન જ મોટી વસ્તુ છે ના?—એ મારા મહાન પરાજયની તમને ખબર ન

તો ખબર આપું—ને એમ ઇચ્છું કે તમે મને એ
ોને તજવા ધારો—'

અભયે તેના મોં ઉપર હાથ મૂકી દીધો.

'અરે ! પણ મને પૂરું બોલવા તો દો—'

'ના ! તને સાંભરતું નહિ હોય, પણ મને સાંભરે
ા, તેં મને કેટલી કેટલી રીતે હેરાન કર્યો છે.'

'સારું ત્યારે—નથી બોલતી લો !'

'આપણે કાલે સવારે તૈયારી કરવાની છે,' અભય
બદલાવતાં ઉતાવળે બોલ્યો.

'શાની ?'

'કાલે કુમારાનંદ—રણજિત—આંહીં આવવાના છે !'

'એમ ? ત્યારે એમ બોલોને !'

'એમણે મને આંહીં આવ્યો ત્યારે કહ્યું હતું—'

'ત્યારે તો તમે પરાજયની પરંપરાને વિજયકલગીથી
ારવા ધારી છે, એમ કહોને !'

'હાસ્તો,' અભય બોલ્યો: 'આંહીંથી મેં વિજય-
ાન કરવા ધારેલું—અને તું મને પાછો આંહીં ખેંચી
—એટલે એ મારા પરાજયનો મહાન વિજયોત્સવ મારે
વો જોઈએ. એમાં તું કેન્દ્રસ્થાને છે.

'આ મારો પરાજય શાને આભારી છે તે હું કહું.
. અમે તાત્કાલિક ફળ મળે—એ સામાજિક વાતાવરણનો
ો કેળવણીને પણ મળ્યો છે. અમે બધાં એનાં બચ્ચાં
ે. કેળવણી જીવનવ્યવહારને વધુ શોભાવવા માટે છે—એ
હપ્રસાદે કહેલું વાક્ય મને આજે સાંભરે છે. એમણે
હતું કે, સંસ્કારિતા, ભાવના ને શક્તિ મેળવવા માટે ન

લેતા હો, તો કેળવણી જેવો બીજો કોઈ ખરાબ બોજો નથી. મારો—પ રા જ ય એ રીતે મને માર્ગદર્શક નીવડ્યો.'

રેણુકા બોલી: 'એ ગમે તેમ હો, પણ અંતે તો મારા જેવી અણુઘડ સાથે તમારે જીવન નભાવવું પડશે એ કાંઈ જેવોતેવો પરાજય છે?'

અભયે કહ્યું: 'એ પરાજય તો હું એક સો વિજય કરતાં પણ મહાન ગણું છું. તારા જેવી નારી બીજી છે ક્યાં?'

'ઓ હો હો! આ તો તમે કવિની પેઠે મારી પ્રશંસા શરૂ કરી,' રેણુકા હસીને બોલી.

*

* *

થોડા દિવસ પછી અભય એક વખત જોઈ આવવા માટે પોતાને ગામડે જવાની તૈયારી કરી રહ્યો હતો. રેણુકા પણ તેની સાથે જવા તૈયાર થઈ હતી. મુરલી અને માલિની ને સૌ એમને વળાવવા આવ્યાં હતાં. માલિનીએ કહ્યું: 'અભય! એ દિવસ—જે દિવસ આપણે ત્યાં નાનાં ફરતાં તે તને સાંભરે છે?'

અભય બોલ્યો: 'એ દિવસ કાંઈ ભૂલું? તમારી એ મંગલમૂર્તિએ તો મને રેણુકા પ્રત્યેના મારા વચનનો અર્થ સમજાવ્યો!'

મુરલી હસી: 'વાહ રે! સજ્જન! તમને પ્રેમવાણીના સામર્થ્યની વાત તો મેં કરી હતી તે તો તમે ભૂલી ગયા લાગો છો!'

રેણુકાએ સૌને વિનોદમાં કહ્યું: 'તમે બધા આ પ્રેમની ને મંગલદર્શનની મોટી વાત છોડી દો, તો સાર

ાટલો જ રહેશે!'

કુમારાનંદ બોલ્યોઃ 'શો?'

રેણુકાએ મુરલી તરફ જોઈને હસતાં હસતાં કહ્યું:
ેમ કહોને મા! કે ઘાંચીના બળદની પેઠે ફરીફરીને
છા ગામડામાં આવ્યા—અને મારાથી પરાજય પામ્યા!'

મુરલી બોલીઃ 'હાં મારી દીકરી! તેં એ વાત ઠીક
તે મૂકી બતાવી.'

રણજિત બોલ્યોઃ 'પણ આમાં ખૂબી એ છે કે જેનો
ાજય થયો છે એ વિજય મેળવે છે.'

અભયે જવાબ વાળ્યોઃ 'એ સાચી વાત છે. મને
ણુ મારા પરાજય દ્વારા એક મહાન વિજય પ્રત્યેની
ાપાનવાટ મળી આવી. એ સોપાનવાટમાં છેક ટોચે બે
ાક્તિઓ ઊભી છેઃ નૃસિંહપ્રસાદ ને કુમારાનંદઃ ત્યાગ ને
મર્પણ!'

સૌ ગંભીર બની ગયા. એટલામાં કુમારાનંદે કહ્યું:
એ સાચું. પણ અભય! તેં મેળવેલું તારું ગામડું
ડું તો જ રહેશે જો તું ગ્રામવાસી નહિ આળસે તો.
રું ગામડું એ તારા જીવનનો કનકકોટ. તારી મોટામાં
ાટી આકાંક્ષા એ ગામડાને શહેર કરવાની—પૈસા વધા-
ાની—વેપાર વધારવાની એ નહિઃ એની સંસ્કારિતા
ધે, એની જનતા સંસ્કારી બને, એની વીરશ્રીથી એ
ાભે, અને એ નાનું છતાં મહાન રહે, મહાન સંસ્થાઓ
ાને પોતાનું માનવામાં ગૌરવ લે—એવી ગ્રામરચના એ
ારી મોટામાં મોટી આકાંક્ષા. જ્યાં ગ્રામજીવનનો વૈભવ રહે
, ત્યાં ગામડું રહે છે. જ્યાં ગ્રામીણ છે ત્યાં ગામડું છે.'

સૌ અભયને વળાવીને અને તેને જલદી પાછા આવવાની ભલામણ કરીને પાછાં ફર્યાં.

*

રસ્તે દૂરના આંબાવાડિયાની હરિયાળી જમીનમાંથી સ્વરો આવી રહ્યા હતા:

'અવધ તહાં, જહાં રામનિવાસા,
તહાં દિવસ, જહાં ભાનુપ્રકાસા.'

અભય એ સાંભળી રહ્યો. ને એમાં તલ્લીન થતો ગયો.

એને એમાં લીન થતો જોઈને રેણુકા એને ખભે હાથ મૂકીને એને જગાડતી હોય તેમ બોલી: 'લ્યો ચાલો, હવે, હજી તો આપણે ઘણો લાંબો પંથ કાપવાનો છે!'

અભય તેની સામે જોઈને હસ્યો: પછી ધીમેથી બોલ્યો: 'પણ એ કુંબીજાના આધારે નાં?'